# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૨૦૦૦ વર્ષ ૨૧ | આણંદ | માગશર અંક ૨

## સ્વયંવધૂ

'સ્વયંવધૂ' શબ્દ વાંચી 'સ્વયંવર'નો ખ્યાલ આવે એ સ્વાભાવિક છે. જેવી રીતે 'સ્વયંવર' શબ્દ થઇ શકે છે તેવી રીતે 'સ્વયંવધૂ' પણ થઇ શકે આર્યાવર્તમાં પ્રાચીનકાળે 'સ્વયંવર' શબ્દ સર્વને ઉભરો ટેરવે હશે, પણ આધુનિક સમયમાં કદાચ ભૂલી પણ જવાયો છે એમ કહીએ તો કંઇ અતિશયોક્તિ કરી નહિ ગણાય. 'સ્વયંવર'નું સ્થાન આધુનિક સમયમાં 'સ્વયંવધૂ'એ લીધું છે. આ તો થયો મહાન ફેરફાર! પણ ફેરફાર તો વિશ્વનો સર્વસાધારણ નિયમ છે.

પ્રાચીન કાળ એટલે ઋષિમુનિઓનો કાળ. તે સમયે લગ્નો થતાં, ત્યારે 'સ્વયંવરો' રચવામાં આવતા. સીતાજી રામને પરણ્યાં ત્યારે 'સ્વયંવર' રચવામાં આવ્યો હતો. તેમાં દેશદેશના રાજાઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું. પણ એ 'સ્વયંવરો'માં આદર્શ ઘણા જ ઉચ્ચ હતા. અત્યારની માફક ખાલી રૂપપરીક્ષા કરવામાં આવતી નહિ. પરંતુ અમુક આદર્શની સિદ્ધિ કરનારને કન્યાઓ વરતી. જનકપુત્રી સીતાના સ્વયંવરમાં પણ ઉચ્ચ આદર્શ હતો અને તે વીરત્વનો હતો. શંકરે આપેલા ધનુષ્યને જે કોઇ ઉપાડી બાણ ચઢાવે તેને જ સીતા વરે એવો આદર્શ—વીરત્વની કસોટીનો આદર્શ—હતો. અને તે આદર્શની સિદ્ધિ રામે કરી અને સીતા રામને વર્યાં.

બીજો મહાભારતમાં જાણીતો સ્વયંવર તે 'દ્રૌપદી સ્વયંવર.' તેમાં પણ દેશદેશના નૃપતિઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેમાં પણ એક કસોટી મૂકવામાં આવી હતી. અને જે કોઇ એ કસોટીમાંથી પાર ઊતરે તેને દ્રૌપદી વરે એમ હતું. એક કુંડમાં સ્તંભ રોપવામાં આવ્યો હતો અને એ સ્તંભ

ઉપર ફરતો મચ્છ રાખવામાં આવ્યો હતો. અને પાણીમાં પડતા તેના પ્રતિબિંબને નિહાળી જે કોઇ બાણાવળી મચ્છવેધન કરે તેને દ્રૌપદી વરે એમ હતું. તે મચ્છવેધન અર્જુને કર્યું અને દ્રૌપદી અર્જુનને વરી.

મધ્યકાળમાં પણ સ્વયંવરોની પદ્ધતિ હતી એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. સંયુક્તાનો 'સ્વયંવર' એ જાણીતો દાખલો છે.'

પરંતુ 'સ્વયંવર'ની પદ્ધતિને સ્થાને 'સ્વયંવધૂ'ની પદ્ધતિ ક્યારે દાખલ થઇ એ કહી શકાતું નથી. શું પાટીદારોએ તો એ દાખલ નહિ કરી હોય? આ મહાન ફેરફારમાં આદર્શનો પણ ફેરફાર થયો. આર્યાવર્તના ઊંચા આદર્શો વિલીન થયા.

'સ્વયંવધૂ'ની પદ્ધતિ દાખલ તો થઇ, પણ તેમાં ઘણો જ ફેરફાર કરવામાં આવ્યો. 'સ્વયંવર'માં જેમ દેશદેશના રાજાઓને આમંત્રણ આપવામાં આવતું, તેવી રીતે 'સ્વયંવધૂ'માં દેશદેશની કોકીલાઓને – નવયૌવનાઓને – આમંત્રણ આપવામાં આવતું નથી. આમાં તો યુવક યુવતીને ઘેર જાય અને તે પસંદ પડે તો તેને વરે, નાપસંદ પડે તો બીજી યુવતીને ઘેર જાય અને તે નાપસંદ પડે તો ત્રીજીને ઘેર જાય, એવી રીતે અનેક પરંપરાઓ ચાલે. પરંતુ 'સ્વયંવર'માં જે ઊંચા આદર્શો હતા તેને પણ ટપે એવા આદર્શો 'સ્વયંવધૂ'માં અસ્તિત્વ ધરાવે છે તે જાણી આનંદ પામજો! પ્રથમ આદર્શ સૌન્દર્યનો છે, એટલે પ્રથમ સૌન્દર્ય જોવામાં આવે છે. પોતે જ કાળા પહાણ જેવા હોય તો ચાલે, પણ પરણનાર યુવતી તો શરદપુનમની ચંદ્રિકાને શરમાવે એવી હોવી જોઇએ! કેવો ભવ્ય આદર્શ! પછી પાકશાસ્ત્ર સંબંધે પ્રશ્નો પુછાય. જાણે પોતે પાકશાસ્ત્રમાં નીપુણ હોય તેમ, દૂધપાકમાં કેટલી ખાંડ નંખાય? બાસુદીમાં શેરે કેટલું મીઠું નંખાય? પાકશાસ્ત્રના લેખકોને પણ ઘડીભર ભૂલભુલામણીમાં નાખી દે એવા એવા પ્રશ્નો આધુનિક યુવકો પૂછે છે! જાણે સર્વદા દૂધપાકનાં ને બાસુદીનાં જ જમણો જમતા ન હોય! જેઓને શીરો કેમ બનાવવો એનું પણ જ્ઞાન નથી હોતું એટલે કે પાકશાસ્ત્રનો કક્કો પણ નથી જાણતા, એવા યુવકો આવા ગહન પ્રશ્નો એ બીનઅનુભવી બાળાને પૂછી શકે છે તે જાણી ઘણો જ આનંદ થાય છે!

હે સમાજ! આ 'સ્વયંવધૂ'ની પદ્ધતિમાં પણ ફેરફાર કરવાની અપેક્ષા છે અને તે તારે જ કરવાનો છે. તું નહિ કરે તો કોણ, બીજું કોણ કરશે?

આથમણી ખડકી, ધર્મજ — કુ. દીપક પટેલ

# આવતી કાલનો આપણો પાટીદાર સમાજ

આપણે જો આપણા પાટીદાર સમાજનો પાછળનો ઇતિહાસ તપાસીએ તો આપણે દિનપ્રતિદિન આગળ ને આગળ પ્રગતિ કરીને કેટલી હદ સુધી આવ્યા છીએ તે જોઇને આપણને આશ્ચર્ય થશે, અને એ જોતાં ભવિષ્યમાં કેટલી હદ સુધી જઇશું તેનો આપણને સહજે ખ્યાલ આવી શકે. આ પરિણામ આપણા આધુનિક શિક્ષણનું છે. અત્યારે આપણે જે શિક્ષણ લેઇ રહ્યાં છીએ તેનાથી આપણને આપણી સ્વતંત્રતાનું ભાન થાય છે, આપણા સમાજમાં કઇ કઇ ખામીઓ છે તેનો ખ્યાલ આવે છે, અને આપણે તે ખામીઓ દૂર કરવા આતુર બનીએ છીએ. આપણાં રૂઢિબંધનો, અંધ ધર્મશ્રદ્ધા, વગેરે આપણને જકડી રહ્યાં છે તેને એકસપાટે તોડીને ફેંકી દેવાનો જુસ્સો શિક્ષણ વડે આપણામાં પ્રકટ થાય છે, અને કોઇ નવી જ દિશામાં પ્રગતિ કરવાની મહત્વાકાંક્ષાઓ થાય છે. આધુનિક શિક્ષણની અસરથી તો બારમું, કાણમોકાણ, વગેરે રિવાજોને બિનજરૂરી માની એનાથી થતા ગેરલાભો સમજીને એ રિવાજો તદ્દન બંધ કરવાની અને કરાવવાની વૃત્તિ આપણામાં જાગી છે. જેમ જેમ આપણે કેળવણી લેતાં ગયાં તેમ તેમ આપણને આપણા પાટીદાર સમાજનાં લગ્નોની ખામીઓ જણાઇ અને એમાં પણ સુધારા કરવાની આપણી વૃત્તિ જાગ્રત થઇ. શિક્ષણથી સ્ત્રીઓની અધમ સ્થિતિ અને વિધવાઓની દુર્દશા પ્રત્યે આપણું લક્ષ દોરાયું અને આપણા સમાજમાં એ બંનેનું સ્થાન ક્યાં અને કેવું છે તે સમજવાને આપણે શક્તિમાન થયાં. એમની એ સ્થિતિમાંથી મુક્ત કરીને એમને કોઇ અનોખું સ્થાન આપવાનાં સ્વપ્નો આપણે સેવવા માંડ્યાં. આ ઉપરથી આપણને જણાય છે કે પહેલાં આપણે આપણા અજ્ઞાનરૂપી અંધકારમાં રહીને ઊંઘ્યા કરતાં હતાં. શિક્ષણથી આપણો એ અજ્ઞાનનો અંધકાર દૂર થયો અને આપણે જાગ્રત બન્યાં.

અત્યારે બારમું તો કેટલીયે જગ્યાએ બંધ થઇ ગયું છે, મરણક્રિયાઓ તો જવલ્લે જ જોવામાં આવે છે, અને હવે પછી એક સમય એવો આવશે, જ્યારે તેનું નામનિશાન પણ નહિ રહે. કાણમોકાણ જેવા દુષ્ટ રિવાજો નીકળી જવાથી મુસાફરીમાં ભોગવવી પડતી હેરાનગતિ બંધ થશે. અને એ નિમિત્તે કરવો પડતો ખર્ચ પણ બચી જશે.

લગ્ન જેવી બાબતોમાં તો તદ્દન ફેર પડી જશે. પરઠણ અને માટલી જેવા રિવાજો તદ્દન નીકળી જશે. પરઠણ એક જાતનો સોદો છે, તેને અનુસરતી બીજી ધાર્મિક વિધિઓ અને ધામધૂમ બધું ય બંધ થશે અને લગ્ન

તદ્દન સાદાઈથી થશે. વળી લગ્નસમયે થતી લેવડદેવડ પણ નીકળી જશે. પછી વહેંચણની તો વાતજ ક્યાં રહી? આ રીતે લગ્ન તદ્દન સાદાઈથી થશે. તેમ થવાથી તે પ્રસંગે જનસમૂહને આનંદ મેળવવાનો પ્રસંગ પણ બંધ થશે. તે નિમિત્તે એકબીજાને મળીને, સુંદર કપડાં અને ઘરેણાં પહેરીને, જે ઉલ્લાસ અને આનંદ મેળવતાં હતાં તે બંધ થશે. અત્યારે માતાપિતાની સંમતિથી ઘણાંખરાં લગ્નો થાય છે કોઈક પસંદગીથી થાય છે. જે લગ્નો ફક્ત માતાપિતાની ઈચ્છાથીજ થાય છે તેમાં પુત્રપુત્રીની તો સંમતિ પણ લેવામાં આવતી નથી; પરંતુ ભવિષ્યમાં આ સ્થિતિને બદલે વરકન્યા પોતાની મેળે જ એકબીજાની પસંદગી કરી લેશે, માતાપિતાની સંમતિની પણ રાહ જોશે નહિ. પરંતુ એમની બુદ્ધિ કાચી હોય છે; જુવાનીના જુસ્સામાં ઉતાવળથી એકબીજાની પસંદગી કરી નાખે, કોઈની પણ સલાહ લે નહિ. અને પાછળથી એકબીજા સાથે સહેજ વિખવાદ થતાં, વિચારોમાં મતભેદ પડતાં, એકબીજાનો ત્યાગ કરવા તૈયાર થાય અને આવાં લગ્નોને પરિણામે ઘણાંના જીવન દુઃખી થવાનો સંભવ છે. નહિ ફાવતાં તેઓ છૂટાછેડા લેશે અને આ રીતે ભવિષ્યમાં પુનર્લગ્ન અને છૂટાછેડાનું પ્રમાણ વધશે.

આપણામાં લગ્ન વખતે વાળંદને અને બ્રાહ્મણને, ખાસ મહત્ત્વ આપવામાં આવે છે. દરેક કાર્યમાં વાળંદને આગળ ધરવામાં આવે છે. લગ્નવિધિ પણ બ્રાહ્મણ સિવાય થઈ શકે નહિ અને બ્રાહ્મણની હાજરી વિનાની ક્રિયાને કાયદેસર લગ્ન ગણવામાં આવતું નથી, પરંતુ હવે પછી બ્રાહ્મણની ને વાળંદની પણ જરૂર રહેશે નહિ. હાલ પણ 'રજિસ્ટર્ડ મૅરેજ' કરવામાં આવે છે. હવે પછી એક સમય એવો આવશે, જ્યારે બ્રાહ્મણ કે વાળંદની તો શું, પરંતુ માતાપિતાની હાજરીની પણ જરૂર રહેશે નહિ.

આપણા સમાજમાં ધીરે ધીરે સ્ત્રીઓનું માન વધતું જાય છે. અને ભવિષ્યમાં આપણા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન કંઈ અનેરૂં જ હશે. તેઓ અત્યારે પુરુષોથી દબાએલી રહે છે અને પરતંત્ર દશા ભોગવી રહી છે, તેને બદલે તે સમાજમાં છૂટથી હરીફરી શકશે, દરેક પ્રવૃત્તિમાં મનગમતો ભાગ લેઈ શકશે અને આજનું બંધન રહેશે નહિ. એ જમાનામાં 'વહુનું ખૂન' શબ્દનું તો નામનિશાન પણ રહેશે નહિ. તેઓ પુરુષોની સાથે સમાન હક્કો ભોગવશે, પરંતુ એ વખત આવતાં વર્ષો લાગશે. કારણ કે પુરુષો સ્ત્રીઓ ઉપરનો પોતાનો અધિકાર (ઉપરીપણું) જવા દે એમ નથી, અને જ્યાં સુધી એમના હાથમાં સત્તા છે ત્યાં સુધી સ્ત્રીઓનું સ્થાન એમનાથી નીચું રહેશે.

પરંતુ ધીરે ધીરે કાયદાકાનુનો ઘડાશે અને સ્ત્રીઓ પુરુષથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે. કેટલીક એવી સ્ત્રીઓ પાકશે, જેઓ પુરુષો ન કરી શકે એવાં સાહસિક કાર્યો કરી બતાવશે. ઘણા પુરુષો તેમને દેવી તરીકે પૂજશે. આજના સાસુવહુના ઝગડાનું નામનિશાન પણ નહિ મળે. વહુઓ ઉપર ગુજરાતા જુલમને બદલે તેઓ ગૃહિણી તરીકે પુજાશે.

વિધવાઓની કરુણ અવદશાનું ભાન થતાં આપણે ધ્રુજી ઉઠીએ. એક તો પોતાનો જીવનસાથી પોતાને સદાને માટે છોડીને ચાલ્યો ગયો હોય તેની અસહ્ય વેદના એ ભોગવતી હોય. તેમાં વળી ઘરનાં તેમજ બહારનાં તમામ, જાણે એ વિધવા બની, તેમાં એણે જ મોટો ગુનો કર્યો હોય એમ એને અપશુકનિયાળ ગણી ગમે તેવા શબ્દોથી નવાજતાં હોય, વળી ઘરનો અસહ્ય બોજો એને માથે હોવા છતાં બધાં ય એને હાડછેડ કરતાં જ હોય, અને કેટલી યે વાર ખોટા આરોપો એના ઉપર મૂકવામાં આવતા હોય. આવી સ્થિતિમાં કેટલી યે વિધવાઓ દુઃખી જીવન વિતાવતી હશે અને જીવન અસહ્ય થઇ પડતાં પોતાના જીવનનો કરુણ અંત લાવતી હશે. પરંતુ હવે પછી વિધવાઓની આ સ્થિતિ રહેશે નહિ. હાલ પણ મોટે ભાગે વિધવાઓની સ્થિતિ સુધરી છે અને દિનપ્રતિદિન સુધરતી જાય છે. ભવિષ્યમાં એક સમયે આ સ્થિતિને બદલે વિધવાઓ પુરુષના હક્કો ભોગવતી હશે, તેઓ વિધવાવિવાહ કરી શકશે, અને ગમે ત્યાં હરીફરી શકશે. પુરુષ જો વિધુર બને તો તેને ફરી લગ્ન કરવાનો હક્ક અને સ્ત્રી વિધવા બને તો તેને ઘરની ચાર દિવાલ વચ્ચે બેસીને આખું જીવન રડતાં જ વિતાવવાનું! ઓ ક્રૂર સમાજ, આટલો બધો પક્ષપાત! આટલી બધી તારી અધમતા! પુરુષો પણ યાદ રાખે કે સ્ત્રીઓને આવી દુઃખી સ્થિતિમાં રાખી તેઓ સુખી નહિ જ થઇ શકે. જ્યારે સ્ત્રીઓ તમારાથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે, ત્યારે તમારે રડવાનો વખત આવશે. પરંતુ સ્ત્રીઓનું હૃદય હમેશાં કોમળ હોય છે, તે તમારા જેવી નિષ્ઠુરતા કદી પણ બતાવશે નહિ. ભવિષ્યમાં એક સમય એવો આવશે, જ્યારે વિધુર વિધવા સાથે જ લગ્ન કરી શકશે, દરેક વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ મળશે. જો દરેક વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ મળે તો હું નથી ધારતી કે અવિધુરો તેને અદણ કરવાને તૈયાર થાય, અને જો કોઇ તૈયાર થાય તો એને લાયક ન હોય એવા તૈયાર થશે. પરંતુ જો આને બદલે વિધુર વિધવા સાથે જ લગ્ન કરે એમ બને તો તો વિધવાઓની સ્થિતિ તદ્દન બદલાઇ જાય એમાં જરા પણ શંકા નથી.

વડોદરા ચપા મણિભાઇ પટેલ

# અરવિંદનો નિર્ણય

એ રાત્રે અરવિંદને બિલકુલ ઊંઘ ન આવી. સુરેન્દ્રની દૃષ્ટિએ તેણે આખોય પ્રશ્ન વિચારી જોયો. પોતે વહેલો મોડો પરણવાનો છે તે તો નક્કી. કાલ ઊઠીને પોતે વીસ વર્ષનો પદવીધર યુવક ગણાશે, એટલે વિચાર કરવાની શક્તિ કે જ્ઞાન નથી એમ પણ નહિ. ના પાડવાથી કંઇ એ પાંચ વરસનો ગાળો નીકળી જાય તેમેય ન હતું. પિતાનો નકાર એ તો વેપારના ભાવિ લાભના સોદા જેવો હતો. વળી ભવિષ્યમાં બુદ્ધિનાં દ્વાર વધુ ખુલાં થાય, તોય લગ્નજીવનનો અનુભવ તો મેળવ્યા વગર તે સર્વાનુભવ ઉપરથી જ માપવાનો છે ને? અને પિતાએ મનમાન્યો સોદો પતતાં કંઇ ગોઠવી દીધું તો? માટે અત્યારે બુદ્ધિની અને અનુભવની જે મૂડી છે તેટલે જ ઉકેલ લાવ્યે છૂટકો.

સુરેન્દ્રની દૃષ્ટિ પ્રમાણે એને બે રીતે એ પ્રશ્ન તપાસવાનો હતો. પત્નીની પસંદગી અને પોતાના જીવનનું ધ્યેય.

માધ્યમિક શિક્ષણ પૂરું કરી એ કૉલેજના વાતાવરણમાં આવ્યો ત્યારે એ પરીઓના પ્રદેશમાં આવ્યો હોય તેમ એને અવનવાં સ્વપ્નાં આવતાં. ગામડાની નિર્દોષ, શક્ત અને સાદી કન્યાઓને બદલે અહીં સૌન્દર્યની હરિફાઇ કરતી કૉલેજયુવતીઓ ભાતીગર પતંગિયાની માફક ઊડાઊડ કરી દરેકનું મન પોતા તરફ આકર્ષતી. દરેક યુવક સ્વપ્નાં સેવે છે તેમ અરવિંદનેય સંસ્કારી યુવતી સાથેના સહજીવનનાં સ્વપ્નાં આવતાં.

પણ નવલકથાના એ જીવનનાં સ્વપ્ન કૉલેજજીવન સ્થાયી થયું તેમ તેમ ઓસરતાં ગયાં. ઊચ્ચ શિક્ષણના અભ્યાસક્રમેથી તો નહિ, પણ બહારને વાતાવરણે એના જીવનમાં નવી દૃષ્ટિ રેડી. ગઇ કાલનો કૉલેજિયન જેમ સિવીલિયન થવાનાં સ્વપ્નાં સેવતો, તેમ આજના કૉલેજિયનમાં એવી ઘણી પળો આવે છે, જ્યારે ભાગ્યે જ એનું હૈયું દેશસેવક થવા ન તલસ્યું હોય. એ સ્વપ્નાં આવે છે ને જાય છે. સ્વપ્નાં મોટે ભાગે સાચાં પડતાં નથી, તેમ યુવકો 'ઘર' લેઇને પોતપોતાના ધંધામાં પડી જાય છે. કોઇક સ્વપ્ન સાચુંય પડે છે. અરવિંદના જીવનમાંય એના ઓળા પડવા માંડ્યા. જીવનનું ધ્યેય, કેળવણીનો ઉદ્દેશ, સેવાનો આદર્શ, એવા એવા પ્રશ્નો ઉદ્ભવતા ગયા તેમ તેમ એની રહેણી-કરણી બદલાતી ગઇ. કૉલેજિયનોનું એનું વિલાસી જીવન લુપ્ત થયું, ચાપાણી ને પાન-સોપારી જેવી પ્રાથમિક ચીજો પણ દૂર થતી ચાલી. સાદાઇનું વાતાવરણ ફેલાયું. ઘડિયાળના દરેક દરેક ટક્ ટક્નો સદ્વ્યય થવા લાગ્યો હૉસ્ટેલમાં રેંટિયાને

પ્રસરાવનાર એ જ પ્રથમ હતો. એની સાદાઇ ઇંટરનું પરિણામ જાહેર થતાં દીપી ઊઠી. એનું નામ પ્રથમ જોઇને વેદિયો કહેનાર પણ એનાં વખાણ કરવા લાગ્યા.

ઉમાને એ યુવક અત્યાર સુધી જુદો લાગતો હતો, એમાંથી માન ઉત્પન્ન થયું. થોડીક આકર્ષાઇ પણ ખરી. એણે ધીમે ધીમે અરવિંદનો પરિચય સાધવા માંડયો ત્યારે એમાં આકર્ષણ કેટલું હતું, તેનો એને પોતાને પણ પૂરો ખ્યાલ ન હતો. જાણે એ પરિચયને મૈત્રીમાં ફેરવવા માગતી હોય તેમ એણે એક દિવસ પોતાનો ગુમાની સ્વભાવ ઓગાળી દેઇ વિનંતી કરી: "મી. પટેલ, એક માગણી સ્વીકારશો?"

"ખુશીથી." અરવિંદે હમેશને આનંદિત ચહેરે તરત કહ્યું.

"વેઠ તો નહિ માનો ને?" અરવિંદને બાંધવા પ્રયત્ન કરતી હોય તેમ કમળ-દાંડલા શા હાથને સાડીના પાલવમાં સંતાડવાનો વ્યર્થ પ્રયત્ન કરતાં ઉમાએ કહ્યું.

"એવું લાગે છે?" એને જ મોંએ જવાબ કઢાવવા અરવિંદે પૂછયું.

"લાગતું તો નથી. પણ......"

"વહેમ જાય છે, ખરું?"

"ના."

"ત્યારે?"

"આ તો 'નમાઝ પડતાં મસીદ કોટે વળગે' એવું થયું લાગે છે."

"એ મારે જોવાનું છે."

"તો રોજનો અર્ધો કલાક આપો."

આશ્ચર્ય તો થયું, પણ પોતાનો ભાવ દાબી રાખતાં અરવિંદે પૂછયું: 'શું કરશો?"

લાડ કરતી હોય તેમ કમરને ને ડોકને વળાંક આપી એ બોલી: "મારે ફાવશે તે કરીશ. એક વખત હા પાડો ત્યારે ને?"

"જાઓ, આપ્યો."

"બોલો કયાં ફાવશે – આપની રૂમ ઉપર કે મારે બંગલે?"

"પણ કામ કહો ત્યારે સમજ પડે ને?"

"તમારા પરિચયમાં આવ્યા પછી લાગે જ કોઇ એને વેડફી નાખવા માગે."

"કહેવામાં કંઇ વાંધો છે?"

"કંઇ નહિ. બે મહિનાના સંસ્કૃતના અભ્યાસને પહોંચી વળવું છે."

"એ વસ્તુ હું આપી શકીશ ?"

"એ મારે જોવાનું છે."

"તો તો તમારે ઘેર જ રાખો."

"સારૂં."

આમ કૉલેજયુવતીઓને દૂરથી જોવાના પ્રસંગમાંથી ઉમા દ્વારા એમના ગૃહજીવનનો પ્રત્યક્ષ અનુભવ થયો. જે યુવતીઓ આજે કૉલેજની કેળવણી લે છે તેમનું ગૃહજીવન શારીરિક પરિશ્રમથી પર હોય છે. એમાં એમનો જ દોષ કાઢી શકાય તેમ પણ નથી. આજનો ભણેલો યુવક શારીરિક શ્રમ તરફ તિરસ્કાર દર્શાવે છે, તો એ જ કેળવણી પામેલી યુવતી ક્યાંથી તે પ્રત્યે પ્રેમ ધરાવે? ઉમાને ઘેર સ્ત્રીવર્ગમાં માતા, બે ભાભીઓ અને એ ત્રણ બેનો મળી છની સંખ્યા હતી, છતાં રસોઇયાની ગેરહાજરી વખતે રસોડું પણ સીધું ચાલતું નહિ. અને આજનાં ભણેલાંના પત્રોના, માસિકોના ને નવલકથાઓના વાચન-વ્યવસાય અને હરવા ફરવાના બહારના જીવન આગળ ઘરની બીજી પ્રવૃત્તિઓમાં સમયનો દુરુપયોગ (!) કરવાનો અવકાશ જ એમને ક્યાં હોય છે!

'ખભે ઝૂંસરૂં ને મારૂં ઝૂંસરૂં ક્યાં?' એ અહીણીની જૂની ઉક્તિ આજે લુપ્ત થઇ છે એમ નહિ, પણ એણે નવો અવતાર લીધો છે એટલું જ. પુરુષને એનું પાટલૂન, ટાઇ ને બૂટ શોધી આપવા પડે છે. સ્ત્રીને એનું રસોડું ને ઘર ચલાવી આપવા ઉપરાંત છોકરાં પણ ઉછેરી આપવાં પડે છે.

અને એનો પ્રત્યક્ષ અનુભવ અરવિંદને ઉમાને બંગલે થયો. ભાઇ પૂછતા: "મારો ધોબીને ત્યાંથી આવેલો સૂટ ક્યાં મૂક્યો છે?"

ભાભી જવાબમાં નોકરને બૂમ પાડતી: "શના, સાહેબનો સૂટ ક્યાં મૂક્યો?" બંગલામાં રહેના પુરુષમાં પતિ, દિયેર, જેઠ, સસરો, એવી જૂની સગાઇ હોતી નથી, ત્યાં તો બધાય 'સાહેબ'!

બાબાએ કહ્યું: "મોટી બેન, કોટ પહેરાવો ને." માતા બન્યા છતાં 'મોટી બેન'નું સંબોધન રાખી મા-પણું ટાળતી યુવતી સજીવ સૃષ્ટિ મૂકી, નવલકથાની નિર્જીવ સૃષ્ટિમાં એટલી તલ્લીન થઇ ગઇ હતી કે પુત્રને કોટ પહેરાવવાનો એને અવકાશ ન હતો. માએ કહ્યું: "જા, શનો પહેરાવે."

જોડેની રૂમમાંથી જોઇ રહેલા અરવિંદથી આ સ્થિતિ ન સહેવાઇ. બહાર નીકળતા બાળકને એણે બૂમ પાડી: "કશ્યપ! લાવ પહેરાવું." કપડાંની ફેશન માફક નામની પણ ફેશન ક્યાં જઇને અટકશે?

અરવિંદના લાંબા થયેલા હાથને પાછા ઠેલતાં ઉમાએ કહ્યું: "જાઓ જાઓ, તમે તે શું પહેરાવતા હતા?"

કસ્યપ નજીક આવ્યો એટલે એના કોટને એક બાજુએથી ઉમાએ પકડ્યો અને બીજી બાજુએથી અરવિંદે ખેંચ્યો. કામ કરવાની અંતરની ઊર્મિથી નહિ, પણ સભ્યતા ખાતર ઉમાએ કહ્યું: "તમારું તે આ કંઈ કામ છે?"

માર્મિક કટાક્ષ કરતાં અરવિંદ બોલ્યો: "તમે ય ત્યારે આવું કામ ક્યારે કર્યું છે?"

હાસ્યથી જવાબ વાળતાં ઉમાએ કહ્યું: "ખરું, તમને મારા કરતાં વધારે અનુભવ!"

ગંભીરતાથી અરવિંદે કહ્યું: "બેશક, વધારે તો નહિ, પણ બે છોકરાં ઉછેર્યાનો તો અનુભવ ખરો ને."

"ઓહ માઇ લોર્ડ!" જાણે હાસ્યનું કુંડું ફાટી જતાં ચોમેર ફેલાયું.

એ સ્થિતિનો લાભ લેઇ અરવિંદે કસ્યપના કોટનાં બટન બીડી દીધાં. અને પોતાનો અનુભવ જણાવતાં અરવિંદે કહ્યું: "તમને જાણીને નવાઇ લાગે જ કે કૂંવારો હોવા છતાં મેં છોકરાં કયાંથી ઉછેર્યાં? પણ તમારા જીવનમાં માતા થવા છતાં બાળઉછેરનો પ્રશ્ન નથી, જ્યારે અમારા જીવનમાં મા ને બાપ પણ બનવું પડે, મોટાં ભાઇબેનને મા પણ બનવું પડે. ઘરના કામકાજમાં મા એકલી ન પહોંચી વળતી, ત્યારે નાનાં ભાઇબેનની હું ય માતા બન્યો છું. પણ અહીં તમારે તો તમારી જાતને ય બીજો સંભાળે, ત્યાં એ સ્થિતિ શી રીતે સમજાય?"

અરવિંદે જો કે સ્વાભાવિક રીતે વાત કરી હતી, પણ ઉમાને લાગ્યું કે પોતે હસીને એનું અપમાન કર્યું હતું. એટલે એણે નમ્ર થઇ જતાં કહ્યું: "માફ કરજો મિ. પટેલ, મને એનો ખ્યાલ જ ન આવ્યો."

એટલે જ શાન્ત ભાવે અરવિંદે કહ્યું: "એમાં માફ કરવાનું છે જ નહિ. આ સાહ્યબીમાં તમને એ ખ્યાલ ન જ આવે."

પ્રસંગ મળ્યો એટલે ઉમાએ વાત લંબાવી: "તમને અમારી રહેણીકરણી પસંદ નથી, ખરું ને?"

"મારે તમારું જીવન ન પસંદ કરવાનું શું કારણ?" અરવિંદે જવાબ દેવાને બદલે સામો પ્રશ્ન કર્યો.

અને એ સિવાય ઘણા ઘણા પ્રશ્નો બાબત બંનેને અવારનવાર ચર્ચા

ચાલી હતી. લગ્નના સિદ્ધાન્ત ઉપર. પ્રેમના પાયા ઉપર, મોહના ઉભરા ઉપર ચર્ચા ચાલી હતી; એમાં લગ્નને સાંકળતા સવાલો પણ બાકી રહ્યા ન હતા. એમાંથી બંનેએ પોતપોતાની મર્યાદાઓ નક્કી કરી લીધી હતી. બંનેને એકબીજા પ્રત્યે આકર્ષણ થયું હશે, છતાં એ લગ્નને માટે હિતાવહ નથી એમ તો દરેકનું હૃદય કબૂલ કરતું હતું. ઉમામાં અરવિંદને લીધે સાદાઇ આવી, જીવનની કંઇક ગંભીરતા સમજાઇ; મૈત્રી બંધાઇ, પણ કૉલેજની ગૅલેરીમાં એમને વિષે જે ચર્ચાઓ થતી, એની સાથે એમને કંઇ લેવાદેવા ન હતી.

એટલે ચંપાનો પ્રશ્ન આવ્યો ત્યારે કૉલેજની એક્કેય યુવતી એની સમ્મુખ ન હતી. એ કેળવણી તો માગતો જ હતો, પણ સ્વાશ્રય તરફ તિરસ્કાર હોય એવી નહિ. સૌન્દર્ય તરફ એની દૃષ્ટિ હતી, પણ સીમાબદ્ધ. સ્નેહની સાથે ફરજને એ સાંકળતો હતો.

એ બધો વિચાર કરતાં ચંપા માટે એને કોઇ નકારનું કારણ જણાતું નહિ. ભવિષ્ય તો જે કહેતાં કહે તે ખરૂં, પણ અત્યારે તો એ લગ્નથી પોતાને પશ્ચાત્તાપનો વખત નહિ આવે એમ એનું હૃદય સાક્ષી પૂરતું હતું.

હવે બીજો પ્રશ્ન, જીવનનું ધ્યેય, એરણ ઉપર આવ્યો.

એ જે આદર્શ જીવનમાં ઉતારવા માગે છે તે તો સમાજનાં અનિષ્ટ બંધનોથી જકડાવાનું કદી કબૂલ ન જ કરે. જો ચંપા સાથે લગ્ન કરવામાં એને હૃદયથી કંઇ વાંધો ન હોય તો ફક્ત પિતાજીની અનિષ્ટ મહેચ્છા સંતોષવા ખાતર રૂઢિનાં બંધન સ્વીકારવાં પડે એ નૈતિક પાપ જ ગણાય. આદર્શોના માર્ગ ફૂલની શય્યા હોય ત્યારે તો બધા ય મનુષ્યો ગુલાબી ઊંઘ લેવા પોઢી જાય. પણ કર્તવ્યની અસિધારા સમી કેડી ઉપર ચાલવું એ જ કસોટીનો સાચો રાહ છે.

જો એ રૂઢિને તાબે થવા ન જ માગતો હોય તો એને આ પ્રશ્ન ભવિષ્યમાં પણ આગળ આવવાનો છે જ પિતાનો સ્વભાવ આમ તો ઉગ્ર અને ક્રોધી, પણ એના ઊંડાણમાં વાત્સલ્યનું ઝરણું તો વહે છે જ. ખરી રીતે એમના ઉપર જે અર્ધોપોણી સદીના સંસ્કાર પડ્યા છે તેમાં એ બીજી કઇ ભાવના સેવે? માતા બિચારીને તો કંકુ ને કન્યા લેવાની વાત ગળે ઊતરતી જ નથી. પોતે દીકરીઓના લગ્નમાં ખરચ કરીને મરી ગયાં છે, તો હવે પોતાનો વારો કેમ જવા દેવાય? એણે તો મોટી મોટી મહેલાતો પુત્ર ઉપર ચણી છે. એને કોઇ દલીલ ભાગ્યે જ સમજાવી શકે કે લગ્નમાં લેવડદેવડ રૂપી લાંચ નીચમાં નીચ વૃત્તિ છે.

પણ એમ લાગણી દુભાવવાની બીક હોય તો નાવ તરી રહ્યું! છેવટ પોતાની મક્કમ સ્થિતિ દર્શાવતો પત્ર પિતાજી ઉપર લખવા અરવિંદ પલંગમાંથી ઊઠ્યો ત્યારે અઢીનો ટકોરો પડ્યાને પાંચ મિનિટ થઇ હતી :

"કોલેજ હોસ્ટેલ,
"વડોદરા, તા. : :'૪૩

"પૂજ્ય પિતાશ્રી,

"નાને મોંએ આજ મોટી વાત કરવા બેસું છું તો માફ કરશો. વૅકેશનમાં હું ઘેર ન હતો ત્યારે દિનેશભાઇ સાથે નરેન્દ્રકુમાર આવ્યા હતા અને આપે ના પાડી હતી, એ બધી વાત જાણ્યા સમજ્યા છતાં એ જ પ્રશ્ન ફરીથી લખું છું તો મારું દષ્ટિબિંદુ સમજી લેવા કૃપા કરશો.

"તમને એમ લાગતું હશે કે 'લગ્ન જેવી ગંભીર બાબતમાં તમને બારોબાર વાતચીત કરવાનું કોણે કહ્યું? અંદરની ઊંડી વ્યાવહારિક બાબતોમાં તમને શી ખબર? બહારની વાતો ઉપરથી સાચું માની તમે ઊજળું એટલું દૂધ દેખો, પણ અંદરના ગુણ ક્યાંથી જાણો?'

"એ બધી આપની વાત હું સ્વીકારું છું. મેં મારી કઇ વિચારસરણીથી નિર્ણય કર્યો તે આપ આપોઆપ જ સમજી ગયા હશો. કુરૂઢિનાં અનિષ્ટ બંધનને ગુલામની માફક તાબે થવાનું હું માનતો નથી. હું પોતે જયંતિને ઘેર ગયો ત્યારે અને ગિરીશના લગ્ન વખતે, એમ બે વખત એ ઘરના પરિચયમાં આવ્યો છું, એટલે મારી પસંદગી જે એક વખત તમે આર્થિક દષ્ટિએ નકારી છે તે બાજુએ રાખી. જો એ બાબતમાં આપને સલાહ આપવાની જરૂર જણાય તો કહી શકો, તે જ આ પત્રનો ઉદ્દેશ છે.

"હું બંધાઇ ગયો નથી. જોકે મારા મનથી તો હું સહમત થયો છું, છતાં નરેન્દ્રકુમારને મેં પંદર દિવસમાં જે તે નિર્ણય લખી જણાવવાનું કહ્યું છે. અને તે અવકાશ રાખવાનું મુખ્ય કારણ તો આપનો વિચાર સ્પષ્ટ થઇ ગયો હોવા છતાં એક વખત ફરીથી સાંભળી લેવા માટે જ.

"તમે તમારા લેવડદેવડના વિચારોને ઘડીભર મૂકી દેઇ મારું શ્રેય મારી રીતે શામાં છે, હું મારી રીતે સુખી થઇશ કે નહિ, એ બાબત આપ વિચાર કરી જણાવશો એવી આશા છે. પૈસો એ જ શું જીવનનું ધ્યેય છે? પારકા ઉપર જીવવાથી જ માણસ સુખી થાય છે? અને એ બાબતની ચર્ચા તો આપણી વચ્ચે ઘણી થવાઇ ગઇ છે એટલે અહીં ફરી ચિતરીજ્ગા નથી શકતો.

"જોકે આ બધો બોધ આપવાને હું લાયક નથી. માતુશ્રીને મારા વિચારો જણાવશો.

"આશા તો અમર છે, કોણે મૂકી છે? આપ મને નિરાશ નહિ કરો. અઠવાડિયામાં પત્રનો જવાબ નહિ મળે તો આપની સંમતિ મળી છે એમ માની લેઇશ.

"આપના આશીર્વાદ ઇચ્છતા
"અરવિંદના પ્રણામ."

સણિયાદ, તા. કરજણ ઈશ્વર પેટલીકર

---

## પસંદગીનાં ધોરણ

**પસંદગીનું** સર્વમાન્ય ધોરણ વરકન્યા સુખી થાય એ છે, પછી ભલે વડીલો પસંદગી કરે કે વરકન્યા અરસપરસ પસંદગી કરી લે. જગતમાં કોણ સુખની શોધમાં નથી? સંતાનપ્રેમ પ્રકૃતિજનિત છે અને સંતાનનું ભલું ઇચ્છવું, એમને સુખી જોવાં, એ માબાપની અંતરની અભિલાષા હોય છે.

આમ છતાં સમાજમાં આટલી બધી વિષમતાઓ શાને? લગ્નસંસ્થાની આવી દુર્દશા શાને? શું એ આકસ્મિક છે? અથવા વિધિના લેખ છે? કે પછી નસીબની બલિહારી છે? અથવા ઇશ્વરની જેવી ઇચ્છા?

સંસારની ગમે તેવી આપત્તિઓમાં અને લગ્નજીવનની ગમે તેવી વિષમતાઓમાં વિધિના લેખના અથવા ઇશ્વરની ઇચ્છાના આધારથી આપણે આપણાં દુઃખને ભૂલવા પ્રયત્ન કરીએ છીએ અને જેવી હોય તેવી આપણી સ્થિતિને નિભાવી લેઇએ છીએ. એથી સહિષ્ણુતા જરૂર કેળવાય છે, પરંતુ દુઃખના મૂળમાં દોષ ક્યાં છે તે શોધી તેની સામે ઝઘડવાની વૃત્તિ આપણે ખોઇ બેસીએ છીએ. અલબત જેમાં માનવીનું કંઇ વળે એમ ન હોય એવાં આકસ્મિક દુઃખોમાં આવી ધારણા એ જ એક આધાર અને આશ્વાસન પામર માનવી માટે રહે છે. પરંતુ એવું આશ્વાસન હાથે કરીને ઊભી કરેલી પીડામાં પણ લેવાય ત્યારે એ ભ્રમ થઇ પડે છે. દા. ત. જાણવા છતાં રોગી કે વૃદ્ધ સાથે દીકરીનાં લગ્ન કરવાં અને છતાં દીકરીના અસહ્ય દુઃખમાં, આપઘાતમાં અથવા તો આબરૂ જાય એવા કૃત્યમાં ઇશ્વરની ઇચ્છાનો આધાર શોધવો એ નરી અધમતા છે.

લગ્નજીવનની વિષમતાઓના મૂળમાં પસંદગીનાં ધોરણ અગત્યનો ભાગ ભજવે છે. આપણે ત્યાં અનેક જ્ઞાતિઓ છે અને તેમાંયે અનેક પેટાજ્ઞાતિઓ છે. પેટાજ્ઞાતિઓમાં પણ નાનાં નાનાં જૂથ અથવા ગોળ હોય છે અને તેમાં

ઊંગનીઅની રીડી હોય છે. રોટીવ્યવહારનો અંતરાય મુખ્ય જ્ઞાતિઓ વચ્ચેજ હોય છે, પણ બેટીવ્યવહારનો અંતરાય તો ઉપર જણાવેલા બધા ગોળ વચ્ચે પણ હોય છે. પસંદગીનાં આકરાં ધોરણને આવાં ટૂંકાં ક્ષેત્રમાં પહોંચવાનું હોય છે. પસંદગીનાં ધોરણનો વિચાર કરતી વખતે લગ્નક્ષેત્રની આ અતિશય ટૂંકી મર્યાદા ભૂલી જવી ન જોઇએ. ઘડીભર માની લેઇએ કે વડીલોએ ઠરાવેલાં પસંદગીનાં ધોરણ સારાં છે, પ્રજાનાજ લાભનાં છે. છતાં ક્ષેત્રની મર્યાદા જોતાં એ ધોરણો સાચવવાં કેટલાં મુશ્કેલ છે તે દરેક કહેવાતો કુલીન સારી રીતે અનુભવે છે. એ ધોરણો સાચવવા છતાં સારાયે જીવનનું સત્ત્વ અને સ્વત્વ તે ખોઇ બેસે છે અને સંતાનોને વારસામાં કરજના બોજા આપે છે.

પસંદગીનાં ધોરણ બધી જ્ઞાતિના કહેવાતા કુલીનોમાં એક સરખાં હોય છે. કહેવાતા કુળહીનોને એમનાંજ ધોરણોને અનુસરવું પડે છે. જે જ્ઞાતિઓમાં વિધવાવિવાહની અને ફારગતીની (છૂટાછેડા) છૂટ હોય છે તેમાં પસંદગીનાં ધોરણ જરા જુદાં હોય છે. કહેવાતા કુળવાનો વરવિક્રય કરે છે, ત્યારે કહેવાતા કુળહીનો કન્યાવિક્રય કરે છે. આ વિક્રયમાં પણ વરના કે કન્યાના સુખ તરફ ભાગ્યેજ ઉપેક્ષા કરવામાં આવે છે. જેઓ વધારે લોભમાં પડી કેવળ પૈસાનોજ વિચાર કરે છે, તેઓ 'સુખદુઃખ તો નશીબના ખેલ છે' એમ મનને મનાવી વધુ પૈસા મળે ત્યાં પુત્રને કે પુત્રીને પરણાવે છે. આમ વરવિક્રય કરી કન્યાને ઉકરડામાંથી પણ લાવવામાં બાધ નથી ગણાતો અને એથી ઉલટું કન્યાવિક્રય કરી ગમે તેવી અજાણી જગાએથી, ખોડવાળો, રોગી કે વૃદ્ધ વર લાવતાં પણ માબાપ અચકાતાં નથી!

બેશક, પ્રચલિત પસંદગીનાં ધોરણ આથી જુદાં છે. આપણી લગ્નસંસ્થાની દુર્દશા બતાવનારી ચિત્રની આ એક બાજુ છે. એ ચિત્રને બીજી બાજુ પણ છે એમાં ખાનદાની, ઇજ્જત અથવા આબરૂ એ મુખ્ય છે. પોતાના સમોવડા અથવા વધુ ખાનદાન માણસનેજ કન્યા અપાય એ પસંદગીનું પ્રથમ સૂત્ર છે. દરેક જ્ઞાતિમાં અને તેના જૂથમાં ખાનદાન ગણાતાં કુટુંબ હોય છે. દુઃખ એટલું છે કે આ ખાનદાની વંશપરંપરાગત ચાલી આવેલી હોય છે. અને કન્યાની પસંદગીનાં ધોરણો સચવાય તો, એટલે કે સામાજિક પ્રતિષ્ઠાનાં ધોરણ સચવાય તો, બસ મનાય છે. બીજી રીતે જીવન ગમે તેટલાં હલકાં હોય તો તેથી એમાં ઊણપ આવતી મનાતી નથી. આવા પ્રકારની ખાનદાનીને માપવાનાં ચોક્કસ માપ હોય છે, એ માપ આ પ્રમાણે છેઃ કુટુંબમાં કોઇએ વિધવાવિવાહ (નાતરે) ન કર્યો હોય, ફારગતી અથવા છૂટાછેડાનો સ્વપ્નેય ખ્યાલ કરવામાં આવ્યો ન હોય, કન્યાના પૈસા લીધા ન હોય તેમ પરઠણ આપવી ન પડી

હોય, પણ કપડાં, દાગીના, અને જ્ઞાતિભોજનમાં ઠીક ખર્ચ કર્યો હોય, કુટુંબના છોકરા કૂંવારા ન રહી જવા જોઈએ એટલું જ નહિ પણ સાટૂં, ત્રેખડૂં કે નાતરૂં ન કર્યું હોય. આ કુટુંબને ખાનદાન ગણવાનો રિવાજ છે. એ જ કુટુંબમાં પુત્રીને દૂધપીતી કરી હોય, સ્ત્રીને મારી નાખી હોય વા તેને આપઘાત કરવો પડ્યો હોય, એવા ઘરની જુવાન વિધવાઓ અથવા બુઠ્ઠા વિધુરો વ્યભિચાર કરતા હોય, કમાણી માટે ગમે તેવા ધંધા કરતા હોય, તોપણ એમની કુલીનતામાં જરા યે આંચ આવતી નથી. આવા માણસના દીકરાને કન્યા આપવા માટે પડાપડી થાય છે. સાટૂં એટલે બેન આપવાને સાટે થનાર બનેવીની બેનને પરણવું તે. આવું કરનારા કુલહીન ગણાય છે. ઉપર કહેલી પહેલી બાબત જોઇ લીધા પછી બીજી બાબતો ગૌણ રહે છે, છતાં બીજી બાબતો પણ આજકાલ ઠીક પ્રમાણમાં જોવાય છે. બીજી બાબતોમાં વરની યોગ્યતા અને તેના કુટુંબની આર્થિક સ્થિતિ મુખ્ય છે. આબરૂદારના કુટુંબમાં આ બીજી બાબતોની થોડી ઊણપો હોય તો તે નિભાવી લેવાય છે. પરંતુ ઉપર કરેલી વ્યાખ્યા પ્રમાણે આબરૂ ન હોય તો એકલી વરની લાયકાત કે પૈસો એ વેવિશાળ ગોઠવવામાં કશા ખપમાં આવતાં નથી. ગરીબ પણ ઉપરનાં ધોરણે ખાનદાન કન્યાપિતા પણ તેને કન્યા આપતો નથી. એને માટે એ આપઘાત-સમાન છે.

આ ધોરણ વિચિત્ર છે, ઘૃણા ઉપજાવે તેવું છે, છતાં તેમાંથી ચસકવાની તાકાત ભાગ્યેજ કોઇ ધરાવે છે. ગમે તેવાં ક્રાન્તિકાર, બી. એ., એમ. એ., કે વિલાયત જઈ આવેલાં યુવકયુવતી હોય, પણ વાસ્તવ જીવનમાં પ્રસંગ આવ્યે તે જરા યે છટકી શકતાં નથી. એમની સામે તીખાં ભાષણો, પ્રહારાત્મક લેખો અને હૃદયને હચમચાવી મૂકે તેવી વાર્તાઓ અનેક લખાય છે. જોકે અનેક માબાપ પણ હવે તો ક્ષેત્રસંકોચથી મૂંઝાય છે, છતાં સરખે-સરખામાંથી ઊતરતા દરજ્જામાં પોતાની કન્યાને પરણાવવાની હિંમત તેઓ નથી કરી શકતાં. તેનું રહસ્ય પણ સમજવા જેવું છે. એમાં કુળાકુળનો પ્રશ્ન તો છે જ, ઉપરાંત દીકરી નિરાધાર થાય, વિધવા થાય, એને કંઇક દુઃખ આવી પડે તો એની દશા શી? આવા પ્રકારની તેમની મૂંઝવણ હોય છે. વળી કુળની દૃષ્ટિએ નીચા ઊતરવાથી પછીના પ્રસંગોમાં શોષવું પડે છે, મહેણાં-ટાણાં અને કટાક્ષ સાંભળવાં પડે છે. એ તો જેને વીતી હોય તે જ જાણે. મનુષ્ય સામાજિક પ્રાણી છે. સમાજને લાત મારવાનું કહેવું સહેલું છે, પણ કરવું મુશ્કેલ છે. માનવસ્વભાવની દુર્બળતા કહો કે બીજું કંઇક કહો, પણ સામાન્ય રીતે માનવી પોતાના સમાજથી જુદો પડી શકતો નથી

વતન બહાર દેશમાં અને પરદેશમાં આપણો વસવાટ વધી ગયો છે.

પોતાની જ્ઞાતિના પણ દૂરના વતનના માણસો સાથે નિકટતા અનુભવવાના અને ઘોડીઘણી મિત્રતા બાંધવાના પ્રસંગ મળે છે, પણ પરસ્પર બેટીવ્યવહાર માટે આ સંબંધ જરાયે ઉપયોગી થઇ પડતો નથી. દીકરાદીકરીના વેવિશાળ માટે તો વતનમાં જઇને પાછી અનેક ખટપટો કરવી પડે છે. અહીં આફ્રિકામાં પણ પાટીદારોનાં (અથવા ખોટી રીતે 'પટેલો'નાં) ભ્રાતૃત્વમંડળો છે. ચરોતર, કાનમ, વાકળ, વગેરે પ્રદેશોના પાટીદારોમાં પરસ્પર ગાઢ મૈત્રિના દાખલા પણ અનેક છે છતાં પુત્રીના લગ્ન માટે વતનના પોતાના જૂથમાં જ જવું પડે છે. જૂથ બહારના પોતાના મિત્રના પુત્રને પોતાની કન્યા આપવાનો વિચાર પણ પાગલતાની નિશાની જેવો છે. એ કલ્પના પણ અકરી લાગે છે. ખરેખર માનવી સામાજિક પ્રાણી છે, તે સમાજથી જુદો રહી શકતો નથી.

આટલે સુધી તો આજની સ્થિતિનો વિચાર કર્યો. ત્યારે હવે પસંદગીનું આદર્શ ધોરણ કયું? અથવા આજના સંજોગોમાં શકય હોય એવું સાદું ધોરણ કયું?

ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના જુદા જુદા રિવાજો અને પસંદગીનું અતિશય મર્યાદિત ક્ષેત્ર જોતાં કોઇ નવા શક્ય ધોરણનો નિર્દેશ કરવો મુશ્કેલ છે. છતાં હવે ભીડ એવી અસહ્ય થઇ પડી છે કે ઉપલા થરના એટલે કહેવાતા કુળવાનોને જ હાથે ગોળની દીવાલો તૂટવાની છે. એટલે હાલ તો વ્યક્તિઓ માટે આદર્શ અને શકય ધોરણ એ છે કે કશું યે છુપાવ્યા સિવાય તેમ જ અતિશયોક્તિ વિના બંને પક્ષનાં માબાપોએ વરના અથવા કન્યાના ગુણદોષનો અને સ્વભાવનો પરિચય આપવો. સંવનન થવાનું હોય તો તેમાં પણ એમ જ વર્તવું. વય, કેળવણી, વગેરે બાબતોનો પણ વિચાર કરી લેવો અને વર-કન્યાની સંમતિ (અથવા વરકન્યાએ આ બધું કર્યું હોય તો વડીલોની સંમતિ) માગવી. આ રીતે નિખાલસતાથી સુપાત્રનો યોગ સુપાત્ર સાથે થયો હશે તો પરસ્પર વફાદારી, કજીઆકંકાસમાં સહિષ્ણુતા, સુખદુઃખમાં સહભાગ અને અકસ્માતમાં વડીલોની સહાયતા જરૂર મળી રહેશે.

દારેસલામ (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## દીકરીઓના બાપને મૂંઝવતો પ્રશ્ન

'પાટીદાર'ના શ્રાવણ માસના અંકમાં 'સ્વમાન કેળવો' વિષેના લેખમાં લેખક ભાઇ ચિમનભાઇ અમીન ઉલ્લેખ કરે છે: 'બધા ય પૈસા આપવાનું બંધ કરે તો શું થાય? પાટીદારનો દીકરો પાટીદારને ત્યાં નહિ પરણે તો કયાં પરણશે? જે પૈસા પરઠણ આપવા માટે વાપરો છો તે પૈસા દીકરીઓની કેળવણી પાછળ ખરચો, એટલે તેને વગર પૈસે પરણનાર મળી રહેશે."

ગામડાના એક ભાઇને આ સલાહ અપાય છે, પરંતુ ચરોતરના કુળવાન મનાતા પાટીદાર વર્ગને પણ આ પ્રશ્ન સરખી રીતે વિચારણીય છે.

વાત સાચી હોવા છતાંય સરળ તો નથીજ. મને તો તેમાં દીકરીઓના બાપના સ્વમાનનો રસ્તો અશક્ય જ લાગે છે. ગામડાના ભાઇઓ જેમ ચરોતરમાં, તેમ ચરોતરના ભાઇઓ પણ પોતાનાથી વધુ કુળવાન ગણાતા કુટુંબમાં દીકરી પરણાવવાનું ચોક્સ વલણ ધરાવે છે. વસ્તુસ્થિતિએ દીકરીના બાપને તો સ્વમાન કોરે મૂકીને પરઠણ જખ મારીનેજ આપવી પડે છે. અને સમાજના વધારે ભાગના રોગગ્રસ્ત માનસને સુધારવાના 'ઇન્જેક્શન'ની દવા ન શોધાય ત્યાં સુધી આમવર્ગને પરઠણ તો જખ મારીનેય આપવી પડશે જ. કેમ કે છોકરો પરણાવવાને કન્યાની લાયકાતમાં કેળવણી સાથે રૂપગુણ સિવાય પણ સમાજને કંઇક વિશેષ જોઇએ છે, અને તે પોતાની મનાતી પ્રતિષ્ઠાને અનુસરતું અને માનમોભાવાળું કુટુંબ, સારી આર્થિક સ્થિતિ, લાગવગ, તે ઉપરાંત મનાતી પ્રતિષ્ઠા મુજબની પરઠણ અને અન્ય દાપાં, વગેરે.

ગૌણ ભાવે કેળવણીની કિંમત પણ અવશ્ય થાય છે જ, અને લગ્નના બજારમાં દીકરીને ઠેકાણે પાડવા કેળવણીની આવશ્યકતા પણ માબાપ સમજતાં થયાં છે, ત્યાં પણ કેળવણીની કદર નહિ થવાની અને યોગ્ય કેળવણી પામેલો વર નહિ મળવાની આશંકાએ દીકરીના બાપને મૂંઝાવું જ પડે છે. જો તેમ ન હોય તો, જે પૈસા પરઠણ આપવા માટે વાપરવા પડે તે પૈસા દીકરીઓની કેળવણી પાછળ ખરચ્યે તેને વગર પૈસે પરણનાર મળી રહે, તો આવો સરળ અને સુલભ રસ્તો હરકોઇ માબાપની મૂંઝવણનો સહેલાઇથી અંત લાવી શકે.

આજથી પચાસ વર્ષ પૂર્વે જે જ્ઞાતિ કેળવણીમાં પછાત મનાતી તે આજે આગળ પડતી મનાય, એટલો કેળવણીનો પ્રચાર પણ રૂઢિચુસ્ત સમાજના માનસમાં કંઇ ખાસ સુધારો કરી શક્યો નથી, એજ જ્ઞાતિનું દુર્ભાગ્ય! સમજશક્તિનો અને કળવણીનો ઉપયોગ તો ફક્ત વાતો કરવામાંજ થાય છે, વર્તણૂંકમાં તો નહિ જ. એવાં વાતોનાં વડાંથી કંઇ વળતું હોત તો 'પાટીદાર' ૨૦ વર્ષ થયાં બૂમો પાડયે રાખે છે; પરંતુ यैषां नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तेषाम् करोति किम्।

ત્યારે તો 'સમજુને સાન અને ગધેડાને ડફણાં'ની જેમ કાયદારૂપી ડફણાં સિવાય આપણો ભણેલો પણ સાન વગરનો પાટીદાર સમાજ જલદી નહિ જ માનવાનો, ના નહિ જ માનવાનો, એ નિર્વિવાદ છે.

પરઠણ ન આપવી એના કરતાં પરઠણ ન લેવાની ઝુંબેશ ઉઠાવવી એ આવશ્યક છે. અને એમ કરવાને આખા સમાજનો માનસપલટો થવો જોઇએ. ભણેલા

ગણેલા યુવકોએ તો આશા ઉપર પાણી ફેરવી વાળ્યું છે. હવે ભણેલી ગણેલી યુવતીઓનો વારો આવે છે અને મને તો લાગે છે, કે થવાનો હોય તો. સમાજનો સડો યુવાન બેનોની હિંમત, સંયમ અને ત્યાગની ભાવનાએ વહેલો મોરો થશે જ. એ કાર્યમાં સમજુ સંસ્કારી પુરુષવર્ગ પણ મદદ કરે એ ઇચ્છવાયોગ્ય છે. બેનો હજી તો આળસ મરડે છે. તેમની સંપૂર્ણ જાગૃતિએ આ અંધારાં તો ચોકસ ઉલેચાઇ જવાનાં. પુરુષવર્ગ અને ખાસ કરીને અત્યારની કેળવણીએ રંગાએલા ઊજળા પણ દમ વગરના, ધગશ વગરના, યુવકો કંઇ ઉકાળવાના નથી જ, ના નથી જ. દરેક બેન પરઠણ માગનારને નહિ પરણવાનો દૃઢ સંકલ્પ કરે તો પછી, 'પાટીદારનો દીકરો પાટીદારને ત્યાં નહિ પરણે તો ક્યાં પરણશે?' અને સ્ત્રીવર્ગને, અત્યારે અનેક વિધવા બેનોને શક્ય છે તેમ, સંયમ વધુ સુલભ છે; પણ પુરુષવર્ગને પરણ્યા સિવાય તો ઓછું જ ચાલવાનું છે?

પરઠણ લેવી કે ન લેવી, દેવી કે ન દેવી, એ આપણા સમાજમાં અત્યારે વ્યક્તિગત પ્રશ્ન છે, એટલે સમાજને સર્વમાન્ય કોઇ ચોકસ બંધારણની જરૂર છે. સમાજનો અગ્રગણ્ય વર્ગ આ વિષે ઉદાસિન છે. ત્યારે સમાજના નવા સુધારક વિચારના યુવકવર્ગ માટે માત્ર ક્રાન્તિનો રસ્તો બાકી છે. અત્યારની ચળવળમાં ભાગ લેતો એવો વર્ગ સમાજને માટે અમુક ચોકસ બંધારણ નક્કી કરી તે મુજબ વર્તવાને અને અન્ય સૌ કોઇને વર્તાવવાથી ફરજ પાડવાને માટે પોતાની સર્વ શક્તિ વાપરી સમાજના સડાને સાફ કરવા પ્રયત્નશીલ બને ત્યારે ખરો!

મોમ્બાસા — રણછોડભાઇ મોતીભાઇ દેસાઇ

---

## કુળનો મોહ

અલબત્ત મને તો છે જ કુળનો મોહ, પરંતુ આપણા બાપદાદાને જે જાતનો અને જે દૃષ્ટિએ હતો, તેથી કંઇ યે ઊંચી જાતનો અને જુદી જ દૃષ્ટિએ. અને એ દરેકને અવશ્ય હોવો જ જોઇએ, કારણ કે એમાં જ દેશોન્નતિ છે અને દેશની સંસ્કૃતિ, માન અને આબરૂ ત્યારે જ વધશે એમ લાગે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ એ ઇચ્છવાયોગ્ય છે, એમ આ લેખ વાંચ્યા બાદ સહેલાઇથી સમજી શકાશે અને દરેક મનુષ્યે જાતિભેદ રાખ્યા સિવાય એ દૃષ્ટિબિંદુ સ્વીકારવું જોઇશે.

સૌ પહેલાં તો હું કુળ કોને કહું છું એ જાણવું ખાસ જરૂરી છે. ઊંચું કુળ એટલે કુટુંબના ઊંચા આચારવિચાર, શિક્ષણ, સંસ્કાર અને શારીરિક સંપત્તિ. જો કોઇ કુટુંબના પૂર્વજોમાં પણ આ સંસ્કાર હોય તો તે કુટુંબને કુળવાન ગણવું

જોઇએ નહિ કે જેઓ હાલમાં બાપદાદાની આબરૂ ઉપર અથવા પૈસાને જોરે કુળવાન થયા છે, તેમને. અલબત્ત એમાંય ઘણા સારા અને સંસ્કારી માણસો હોય છે, પરંતુ એકંદરે જોતાં ખોટી કુળવાનશાહી પચાવી પડનારની વસતિ વધારે છે અને તેઓ કુળવાનશાહીનો બિલકુલ દુરુપયોગ કરે છે. એ વિષે આ માસિકમાં કેટલીય ટીકા પ્રસંગકથામાં આવી ગઇ. એ વિષે વધુ લખવું ઉચિત લાગતું નથી. આવી ખોટી કુળવાનશાહી નાબૂદ કરવી એ પ્રત્યેક યુવકની ફરજ છે.

હું શાથી કુળનો મોહ રાખું છું તે નીચેના દાખલાથી જરૂર સમજાઇ જશે: એક ગાય ટંકે ૧૦ શેર દૂધ આપે છે અને બીજી ગાય ટંકે ૨૦ શેર દૂધ આપે છે. ટંકે ૧૫ શેર દૂધ આપતી ગાયના આખલાને જો એ બંને ગાયો સાથે મૂકવામાં આવે તો તેમની પ્રજામાં ઘણો ફરક માલમ પડશે. અને તે એ કે પહેલી ગાયની વાછરડી જ્યારે મોટી થતાં વિયાશે ત્યારે ટંકે લગભગ ૧૨ શેર કે તેથી વધુ દૂધ આપશે, એટલે કે તેની મા કરતાં વધુ. અને બીજી ગાયની વાછરડી ટંકે ૧૭થી ૧૮ શેર દૂધ આપશે, એટલે કે તેની મા કરતાં ઓછું આપશે. આનો અર્થ એ થયો કે પહેલી ગાયની બાબતમાં વાછરડી તેની મા કરતાં સારી થઇ, જ્યારે બીજી ગાયની બાબતમાં વાછરડી તેની મા કરતાં ઉતરતા દરજ્જાની થઇ. આમ બંને ગાય ઉપર આખલાનો પ્રભાવ પડ્યો.

એવો જ બીજો દાખલો: આપણે અનાજ વાવીએ છીએ. તેમાંથી કેવું અને કેટલું ઉત્પન્ન થશે એ તો બીજ ઉપર આધાર રાખે છે. સારૂં બીજ વાવીશું તો સારો પાક આવશે એ નિર્વિવાદ વાત છે. અને એ તો સાદું અને પ્રત્યેકથી અનુભવાય એવું છે. છતાંય જેને શંકા જતી હોય તે થોડાંક સડેલાં બીજ એક બાજુ વાવે અને બીજાં થોડાંક ચળકતાં અને ભરાવદાર બીજ બીજી બાજુ વાવે. હમેશાં બંને ઉપર નજર નાખતા રહે અને બંનેમાં શો ફેરફાર જણાય છે તેની નોંધ કરતા રહે અને છેવટે શું પરિણામ આવે છે તે નોંધી રાખે. બન્નેની નોંધ સરખાવતાં તરત જ સમજાશે કે સારા બીજમાંથી ફૂટેલો છોડ પહેલેથી છેલ્લે સુધી તંદુરસ્ત હતો અને ઉત્પન્ન પણ સારૂં હતું. એથી ઊલટું જ સડેલાં બીજની બાબતમાં જણાશે. ઘણી વખત તો સડેલાં બીજ ઊગતાં જ નથી.

અને તેથી જ હું એમ માનું છું, દરેકે માનવું જ જોઇશે, કે ઉચ્ચ અને સંસ્કારી કુટુંબોના સંબંધોથી જરૂર ભવિષ્યની પ્રજા ચઢીઆતી હશે અને પોતાની પ્રજા ચઢીઆતી થાય એમ કરવું એ દરેક વ્યક્તિની ફરજ છે. એ ફરજ દરેકે અદા કરવી જ જોઇએ.

દેશના યુવકો અને યુવતીઓ ઉચ્ચ, સંસ્કારી અને તંદુરસ્ત હશે તો શિક્ષણ પણ સારૂં મેળવી શકશે અને બુદ્ધિ પણ તેવી જ રીતે દીપી ઊઠશે.

પરંતુ હાલમાં જે રીતે કુળવાનશાહી પોષાય છે તે રીત અને કુળવાનશાહી તો નાબુદ થવી ઘટે. એ આપણા સમાજનું કલંક છે. એ કલંક તુરત જ દૂર થવું ઘટે. તો જ આપણી પ્રજામાં કાંઇક નવીન જુસ્સો આવશે. દેશની આઝાદી ત્યારે જ થશે.

અહીં એક વસ્તુની ચોખવટ કરવી જરૂરી લાગે છે અને તે એ કે ઉપરની દ્દષ્ટિએ જે કુળવાન ગણાય એને કંઇ પરઠણ લેવાનો હક્ક નથી મળતો અને એ ઉદ્દેશથી આ લેખ નથી લખાયો. પરઠણ લેનાર અને દેનાર બીનસંસ્કારી ઠરે છે, એ ખાસ ધ્યાનમાં રાખવું જરૂરી છે. મતલબ કે પરઠણ લેનાર અને દેનાર કુળવાન ન ગણાય, બલ્કે નીચ ગણાવા જોઇએ.

આ લેખની ચર્ચા આગળ વધે એમ ઇચ્છું છું અને તેથી તેના ઉપર પ્રશ્નો પુછાય તો વધારે સારૂં. સ્વતંત્ર રીતે આ લેખ વિશેષ ચર્ચાય એ એથી પણ વધુ ઇચ્છવાજોગ છે.

**સાકરવાડી** **મધુ દેસાઇ**

—x—

## સમાજ તારી આંખે

**ચાંદનીથી** અને ચમકભરી રોશનીથી કર્ણપુરનો બાગ શોભી રહ્યો હતો. રજનીગંધાનાં પુષ્પોનો સુવાસ આખા યે વાતાવરણમાં પ્રસરી રહ્યો હતો. પંખીઓનો કલરવ અને રંગબેરંગી પુષ્પો બાગની શોભામાં વધારો કરતાં હતાં. પાસે જ એક નદી ધીરે પ્રવાહે ખળખળ અવાજે વહી રહી હતી અને મંદ મંદ પવનની લહરીઓ જાણે દુઃખી દિલના દર્દને જાણી લેવા પ્રયત્ન કરતી હોય તેમ વહી રહી હતી.

આવા સુશોભિત બાગના એક શાન્ત ખૂણામાં અર્ધભાન ભૂલેલો દિનેશ એકલો બેઠો હતો. સફેદ અને સ્વચ્છ ખાદીનાં વસ્ત્રોમાં સજ્જ થએલો દિનેશ વિચારવમળમાં ગોથું ખાઇ ગયો હોય, એવું દરેક જોનાર વ્યક્તિને લાગતું. ગામના ઉછાંછળા યુવાનો તેને ખિજવવાના ઇરાદાથી મશ્કરી કરતા હતા, પરંતુ હમેશનો શાન્ત અને સુશીલ દિનેશ આવી મશ્કરીઓને ગણકારતો નહિ અને તેથી ભોંઠા પડેલ ઉછાંછળા હસીને ત્યાંથી ચાલ્યા જતા.

દિનેશ શાન્ત, સુશીલ અને શિક્ષિત પાટીદાર યુવક હતો. અપરિણીત

હતો અને સમાજનો સાચો સેવક હતો. દુઃખીઓનાં દર્દને જાણી તેમનાં દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતો. તે પોતાના એક મિત્રના ટૂંક સમય ઉપર યોજેલા લગ્ન વિષે વિચારતો હતો. સુરેશ દિનેશનો સાચો મિત્ર હતો. સુરેશની વૃત્તિ દિનેશની મૈત્રીથી સમાજસેવા કરવા તરફ દોડતી હતી. તેની જ જ્ઞાતિની સુધા નામની યુવતી સમાજની લગ્નરૂઢિથી કંટાળી ગઇ હતી. અને આ રૂઢિઓને સુધારવા માગતી સુધાની સાથે સુરેશનો અચાનક પરિચય થયો. છેવટે વધુ નિકટતા થતાં તેમણે લગ્નગાંઠથી બંધાવા પ્રતિજ્ઞા લીધી અને લગ્ન કરી સમાજસેવા કરવામાં જેટલો બને તેટલો વધારે ભોગ આપવો એવો નિશ્ચય કર્યો. સુધા સમાજસેવિકા હતી, પરંતુ ધનવાન ન હતી. અને આ જ કારણે સુરેશના પિતાએ એવા લગ્નની રજા તેને ન આપી, પરંતુ તેનાં લગ્ન, તેની મરજી વિરૂદ્ધ, સાધારણ ભણેલી શાન્તા નામની યુવતી સાથે થયાં. પરતંત્ર સુરેશ પિતાના દબાણથી લગ્ન કરી ચૂક્યો હતો, પરંતુ આ લગ્નને તેણે હૃદયમાં સ્થાન આપ્યું ન હતું. શાન્તા સાથે લગ્ન ન કરવા માટે સુરેશે પોતાના પિતાને બહુ જ સમજાવ્યા હતા, પરંતુ સર્વ નિરર્થક ગયું હતું. આ લગ્નથી સુરેશ માની ચૂક્યો હતો કે પોતાનું જીવન બગડયું છે અને તેને માટે ફક્ત સમાજ જ જવાબદાર છે. તેના અને દિનેશના દિલમાં પ્રશ્ન થયો હતો કે કોઇની જિંદગી બરબાદ કરવાનો સમાજને શો અધિકાર છે? પરંતુ તેમના પ્રશ્નોના જવાબ આપવાની સમાજને ફુરસદ ન હતી. સુરેશની પરણેતર શાન્તા ઘરકામ સારી રીતે જાણતી હતી, પરંતુ બહારની પ્રવૃત્તિઓથી અજ્ઞાત હતી. અને આથી સુરેશના દિલમાં સંશય રહેતો કે તે સમાજસેવાના ધ્યેયને પહોંચી શકશે કે કેમ? સુરેશ આ લગ્નથી અત્યંત દુઃખી થયો હતો. સમાજની આંખે સુરેશનું લગ્ન થયું હતું, પરંતુ દિનેશની આંખે સુરેશ દુઃખના યજ્ઞમાં હોમાઇ ગયો હતો. સમાજની આંખે સુરેશે પ્રભુતામાં પગલાં માંડયાં હતાં, પણ દિનેશની આંખે સુરેશ પરવશતાની બેડીથી જકડાઇ ચૂક્યો હતો. સમાજ સુધાને અને સુરેશને સુધારવા માગતો હતો, પરંતુ એ બેને સુધારવા જતાં સમાજે ત્રણની જિંદગી બરબાદ કરી હતી, અને આ ત્રણ તે સુરેશ, સુધા અને શાન્તા. કારણ કે સુરેશ સુધાને ચાહતો હતો, પરંતુ તેને નિષ્ફળતા મળતાં તે દુઃખી બન્યો, સુધા સમાજની ક્રૂર દૃષ્ટિથી દૂર થવા ક્યાંક જતી રહી અને શાન્તાને પત્ની તરીકે સુરેશના હૃદયમાં સ્થાન ન મળ્યું. આથી ત્રણે જીવન બરબાદ થયાં.

સુરેશનું લગ્ન સુધા સાથે નહિ પણ શાન્તા સાથે થયું, તેનું મુખ્ય કારણ

ઉપર જણાવ્યું તેવી સુધાની આર્થિક સ્થિતિ હતી અને શાન્તા ધનવાન પિતાની પુત્રી હતી. સુરેશના પિતાએ પાંચ હજારની પરઠણ લેઇ સુરેશની જિંદગીનું વેચાણ કર્યું હતું. વળી ભાઇ વગરની શાન્તાના પિતા તરફથી સુરેશને વારસો મળશે એ લોભથી લોભાઇ, પુત્રને સુખી બનાવવાની ઇચ્છાથી, તેના પિતાએ સુરેશનું શાન્તા સાથે લગ્ન કર્યું. પરંતુ ધનના તેજથી અને જણસોના ઝણકારથી અંજાઇ ગએલા પિતા એટલું ન સમજ્યા કે કેવળ પૈસો જિંદગીમાં સુખ નથી આપી શકતો. સમાજની માન્યતા મુજબ લગ્નની મહત્તા કેવળ પૈસામાંજ સમાએલી છે અને તેથી વધારે પરઠણની શોધમાં રહે છે. પરંતુ મૂઢ સમાજની આ ભૂલ છે, કારણ કે પૈસાના ઢગ મેળવી કેટલાં નવદંપતીઓ સુખી થયાં છે, તેનું સરવૈયું સમાજે કાઢયું નથી. ગમે તેટલા પૈસા ખરચી બનાવેલા સુંદર રથનાં બે ચક્રમાં સમાનતા ન હોય તો તે રથ શી રીતે આગળ ચાલી શકે? અગર તે રથની ઉપયોગિતા શી? આવીજ ભૂલ સુરેશના જીવનરથને ઘડવામાં થઇ હતી. તેના જીવનરથનાં બે ચક્રો—પતિ અને પત્ની—સરખાં ન હતાં. આવા જીવનરથો ગમે તેટલા પૈસા ખરચી ઘડયા હોય તોયે તે શા કામના? અને દિનેશ એજ વિચારતો હતો કે શા માટે સમાજ આવા મેળ વગરના સંબંધ ગોઠવી યુવાનોની જિંદગી ધૂળમાં મેળવતો હશે? શા માટે પોતાના જીવનસાથીની પસંદગી યુવકોને પોતાનેજ તે કરવા દેતો નથી? સમાજે કર્યું લગ્ન યુગલોનું હિત સમજીને કર્યું છે? સમાજ ફક્ત એકજ વસ્તુ માને છે અને તે એ કે વધારે પરઠણ જે લગ્નમાં મળે તેજ લગ્ન સુખી અને સફળ! શું સમાજનું આ પરઠણિયું ધ્યેય યોગ્ય છે?

આવા વિચારવમળોથી અકળાએલો દિનેશ રાત્રિ નજીક આવતી હોવાથી ઘેર ગયો. સૂતો, પરંતુ નિદ્રાદેવીનો પ્રેમ ન મેળવી શક્યો. આખી રાત્રી વિચારમાં ગઇ. તેનો આત્મા તેને સમાજની રૂઢિઓને દૂર કરવા માટે કહેતો હતો. બીજે દિવસે દિનેશે "સમાજ તારી આંખે આવાં લગ્નો શું યોગ્ય છે?" એ મથાળા નીચે એક લાંબુ લખાણ એક માસિકમાં પ્રસિદ્ધ કરવા મોકલી આપ્યું અને તેમાં પાટીદાર સમાજનાં શિક્ષિત યુવકયુવતીઓને સમાજની દુષ્ટ રૂઢિઓ દૂર કરવા વિનંતી કરી. અને મારી પણ આશા છે કે પાટીદાર યુવકો અને યુવતીઓ આ કૂર રૂઢિઓને દૂર કરવા પ્રયત્ન કરી સમાજસુધારો કરશે તો કંઇક યુગલો (આપણા વાર્તાનાયક જેવાં) આશ્વાસન પામશે. આવા સુધારા થતાંજ આજે ગણાતો 'પરઠણીઓ સમાજ' આવતી કાલે 'આદર્શ સમાજ'માં પલટાશે અને કીર્તિ મેળવશે. અસ્તુ!

એમ. ટી. બી. કોલેજ, સૂરત — નટવર પટેલ

## ૧. 'પાટીદાર'ની ખોટ ખાતે મદદ :

૧. નાઇરોબીથી ભાઇ ચંદુભાઇ અંબાલાલ પટેલે ત્યાંના નીચેના ભાઇઓ પાસેથી મેળવીને મોકલ્યા છે:

क (૧) ડાહ્યાભાઇ ઝવેરભાઇ પટેલ, (૨) ભીખાભાઇ વાઘજીભાઇ પટેલ, દરેકના શિ. ૨૫ = શિ. ૫૦

ख અંબાલાલ દાજીભાઇ પટેલ શિ. ૧૫

ग (૧) બેન સવિતાબેન મણિભાઇ ગોવિંદભાઇ પટેલ, (૨) ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલ, (૩) નરોત્તમદાસ બી. પટેલ, (૪) મગનભાઇ જેઠાભાઇ પટેલ, દરેકના શિ. ૧૧ = શિ. ૪૪

घ (૧) એક સદ્‌ગૃહસ્થ, (૨) ઇશ્વરભાઇ દેસાઇભાઇ પટેલ, (૩) ઉમેદભાઇ સી. પટેલ, (૪) સી. જે. પટેલ, (૫) છોટાભાઇ લલ્લુભાઇ પટેલ, (૬) જશભાઇ બાવાજીભાઇ પટેલ, (૭) ડી જી. પટેલ ઍન્ડ કંપની, (૮) ડી. ડી. પટેલ ઍન્ડ કંપની, (૯) ડાહ્યાભાઇ વી. પટેલ, (૧૦) પરશુરામ ચતુરભાઇ પટેલ, (૧૧) હાથીભાઇ દાસભાઇ પટેલ, દરેકના શિ. ૧૦ = શિ. ૧૧૦

ङ (૧) ફકીરભાઇ અંબાલાલ પટેલ, (૨) મગનભાઇ ઇશ્વરભાઇ દેસાઇ, (૩) રમણભાઇ ચતુરભાઇ પટેલ, દરેકના શિ. ૭-૫૦ = શિ. ૨૨-૫૦

च (૧) એક સદ્‌ગૃહસ્થ, (૨) અંબાલાલ કે. પટેલ, (૩) અંબાલાલ ગોરધનભાઇ પટેલ, (૪) અંબાલાલ ચતુરભાઇ પટેલ, (૫) અંબાલાલ એમ. પટેલ, (૬) આશાભાઇ કે. પટેલ, (૭) ઇશ્વરભાઇ નાથાભાઇ પટેલ, મલાતજ, (૮) ઇશ્વરભાઇ નાથાભાઇ પટેલ, વઘાસી, (૯) ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ, (૧૦) ઇશ્વરભાઇ શામળભાઇ પટેલ, (૧૧) કશીભાઇ દરમાનભાઇ પટેલ (૧૨) કાન્તિલાલ જેઠાભાઇ પટેલ, (૧૩) ગોરધનભાઇ પી. પટેલ, (૧૪) ગોરધનભાઇ લલ્લુભાઇ પટેલ, (૧૫) ગોરધનભાઇ શંકરભાઇ પટેલ, (૧૬) ચંદુભાઇ અંબાલાલ પટેલ, (૧૭) ચંદુભાઇ શંકરભાઇ પટેલ, (૧૮) ચિમનભાઇ જી. પટેલ, (૧૯) ચિમનભાઇ આર. પટેલ, (૨૦) ચુનીભાઇ ભીખાભાઇ પટેલ, (૨૧) ચુનીભાઇ લાલાજીભાઇ પટેલ, (૨૨) ચુનીભાઇ સોમાભાઇ પટેલ,

(૨૩) છોટાભાઇ સી. પટેલ, (૨૪) છોટાભાઇ ટી. પટેલ, (૨૫) છોટાભાઇ મંગળભાઇ પટેલ, (૨૬) છોટાભાઇ રણછોડભાઇ પટેલ, (૨૭) છોટાભાઇ રેવનદાસ પટેલ, (૨૮) જયન્તિલાલ એ. પટેલ, (૨૯) જયન્તિલાલ ડી પટેલ, (૩૦) જશભાઇ ભાઇલાલભાઇ પટેલ, (૩૧) ઝવેરભાઇ એસ. પટેલ, (૩૨) ડાહ્યા-ભાઇ હાથીભાઇ પટેલ, (૩૩) ત્રિભુવનદાસ નાથાભાઇ પટેલ, (૩૪) એન. એમ. ગોસાઇ, (૩૫) નારાયણભાઇ દેવીદાસ પટેલ, (૩૬) પનુ પટેલ, (૩૭) પુનમભાઇ પુરુષોત્તમદાસ પટેલ, (૩૮) પુરુષોત્તમ ડી. પટેલ, (૩૯) પુરુષોત્તમ નાથાભાઇ પટેલ, (૪૦) પુરુષોત્તમ રણછોડભાઇ પટેલ, (૪૧) ફકીરભાઇ હાથીભાઇ પટેલ, (૪૨) ફુલાભાઇ આશાભાઇ પટેલ, (૪૩) ભાઇલાલભાઇ કે. પટેલ, (૪૪) ભાઇલાલભાઇ દાજીભાઇ પટેલ, (૪૫) એમ. ડી. પટેલ, (૪૬) મણિભાઇ પટેલ, (૪૭) મણિભાઇ ગોવિંદભાઇ પટેલ, (૪૮) મણિભાઇ જેઠાભાઇ પટેલ, (૪૯) મણિભાઇ શિવાભાઇ પટેલ, (૫૦) મનુભાઇ એમ. પટેલ, (૫૧) મોતીભાઇ એલ. પટેલ, (૫૨) રણછોડભાઇ એમ પટેલ, (૫૩) રણછોડભાઇ શિવાભાઇ પટેલ, (૫૪) રમણભાઇ સોમાભાઇ પટેલ, (૫૫) રાવજીભાઇ યુ. પટેલ, (૫૬) ડૉ. રાવજીભાઇ પી. પટેલ, (૫૭) રાવજીભાઇ લલુભાઇ પટેલ, (૫૮) રાવજીભાઇ હરિભાઇ પટેલ, (૫૯) શંકરભાઇ એમ. પટેલ, (૬૦) શાન્તિભાઇ આશાભાઇ પટેલ, (૬૧) શાન્તિભાઇ રણછોડભાઇ પટેલ, (૬૨) સોમાભાઇ દાજીભાઇ પટેલ, દરેકના શિ. ૫ = શિ. ૩૧૦

કુલ શિ. ૫૫૧-૫૦
= રૂા. ૩૬૯-૧-૭

૨. ટાંગાથી ભાઇ મનુભાઇ મોતીભાઇ પટેલે ત્યાંના નીચેના ભાઇઓ પાસેથી મેળવીને મોકલ્યા છે :

ક છોટાભાઇ તુલસીભાઇ પટેલ = શિ. ૫૧

ખ નાગજીભાઇ જીવાભાઇ અમીન = શિ. ૨૫

ગ ચતુરભાઇ હરિભાઇ પટેલ = શિ. ११

ઘ (૧) અંબાલાલ દ્વારકાદાસ પટેલ, (૨) આશાભાઇ મહી-

જીભાઇ શાહ, (૩) ગોરધનભાઇ ચતુરભાઇ પટેલ, (૪) ગોરધનભાઇ ચુનીભાઇ પટેલ, (૫) ચુનીભાઇ લલ્લુભાઈ પટેલ, (૬) ડાહ્યાભાઇ આદિત્યભાઇ પટેલ, (૭) નાથાભાઇ મથુરભાઇ પટેલ, (૮) મણિભાઇ મોતીભાઇ પટેલ, (૯) મનુભાઇ મોતીભાઇ પટેલ, (૧૦) મનુભાઇ શંકરભાઇ દેસાઇ, (૧૧) મૂળજીભાઇ દેસાઇભાઇ પટેલ, (૧૨) રાવજીભાઇ હાથીભાઇ પટેલ, દરેકના શિ. ૧૦. = શિ. ૧૨૦

ङ (૧) અંબાલાલ શંકરભાઇ પટેલ, (૨) ચંદુભાઇ ડાહ્યાભાઇ પટેલ, (૩) ચંદુભાઇ હાથીભાઇ પટેલ, (૪) છોટાલાલ તુળશીભાઇ પટેલ, (૫) છોટાભાઇ ઘોરીભાઇ પટેલ, (૬) ડાહ્યાભાઇ મગનભાઇ પટેલ, (૭) પુરુષોત્તમ ભુલાભાઇ પટેલ, (૮) મણિભાઇ વાઘજીભાઇ પટેલ, (૯) મહીજીભાઇ કાળિદાસ પટેલ, (૧૦) મૂળજીભાઇ મણિલાલ સુતરિયા, (૧૧) રાવજીભાઇ નરસિંહભાઇ પટેલ, (૧૨) રાવજીભાઇ ભાઇલાલભાઇ અમીન, (૧૩) શનાભાઇ ભીખાભાઇ પટેલ, (૧૪) હરિલાલ આપાભાઇ અમીન, (૧૫) હરમાનભાઇ ઝવેરભાઇ પટેલ, દરેકના શિ. ૫ = શિ. ૭૫

કુલ શિ. ૨૮૨

બાદ ડ્રાફ્ટ ઉપર સ્ટેમ્પ અને પોસ્ટેજ = શિ. ૨

બાકી કુલ ૨૮૦

= રૂા. ૧૮૫–૧–૦

૩. નકુરૂથી ભાઇ શંકરલાલ એસ. પટેલે નીચેના ભાઇઓ પાસેથી મેળવીને મોકલ્યા છે:

क (૧) અંબાલાલ નરહરભાઇ પટેલ, મુહોરોની, (૨) ઇશ્વરભાઇ એમ. પટેલ, લુમ્બ્વા, (૩) મગનભાઇ પી. પટેલ, મિચાની, (૪) રમણલાલ ઇશ્વરભાઇ પટેલ, લુમ્બ્વા, દરેકના શિ. ૨૫ = શિ. ૧૦૦

ख (૧) મગનભાઇ એસ. પટેલ, એલમેન્ટેટા, (૨) શંકરભાઇ ડી. પટેલ, માઉ સમીટ, દરેકના શિ. ૧૫ = શિ. ૩૦

ग (૧) આશાભાઇ ચતુરભાઇ પટેલ, ફોર્ગીગોરી, (૨) આશાભાઇ બી. પટેલ, ફોર્ગીગોરી, (૩) ડાહ્યાભાઇ સોમાભાઇ પટેલ, ફોર્ગીગોરી, (૪) રાવજીભાઇ એમ. પટેલ, ફોર્ગીગોરી, (૫) વિઠ્ઠલભાઇ આશાભાઇ પટેલ, લોંડીઆની, દરેકના શિ. ૧૦ = શિ. ૫૦

ઘ (૧) અંબાલાલ ભી. દેસાઇ, કિસુમુ, (૨) ગોરધનભાઇ સી. પટેલ, એલ્ડર્ગન, (૩)-મણિભાઇ કે. પટેલ, દરેકના શિ. ૫ = શિ. ૧૫

કુલ શિ. ૧૯૫

= રૂ. ૧૩૦-૦-૦

બાકીની યાદી આવતા અંકમાં. ઉપરના સર્વે ભાઇઓનો ઉપકાર માનું છું.

—*—

## પ્રસંગકથા

### લૉઇડ જ્યોર્જનું વૃદ્ધલગ્ન

છાપામાં સમાચાર પ્રકટ થયા છે કે ઇંગ્લેન્ડના માજી પ્રધાન લૉઇડ જ્યોર્જે ૮૦ વર્ષની ઉમરે પોતાની ખાનગી સેક્રેટરી, જે સ્ત્રી ૫૫ વર્ષની ઉમરની છે, તેની સાથે લગ્ન કર્યું. પાંચેક જ વર્ષ ઉપર એ વૃદ્ધ પુરુષે પોતાના લગ્નનો સુવર્ણમહોત્સવ ઊજવ્યો હતો અને ત્યાર પછી ત્રણેક વર્ષે તેમનાં એ પત્ની ગુજરી ગયેલાં. એ દંપતીએ ૫૦ વર્ષ ઉપરાન્ત પોતાનું લગ્નજીવન સુખી રીતે ગાળેલું. અને વિધુર થયા પછી થોડા જ દિવસમાં એ વૃદ્ધ પુરુષે પુર્નલગ્ન કર્યું, એ સમાચારથી આપણા લોકને આશ્ચર્ય થાય, એવું લગ્ન ટીકાને પણ પાત્ર થાય. પણ યુરોપમાં તો એ સાધારણ ઘટના છે. આપણા લોકને મતે તો સંતતિ માટે જ લગ્ન થાય, સ્ત્રીને સંતતિ ઉત્પન્ન કરવાનું પાત્ર જ આપણે તો માનીએ છીએ. અને તેથી તો ૮૦ વર્ષનો વૃદ્ધ ૧૬ વર્ષની કુમારિકા સાથે લગ્ન કરે, એમાં આપણને કશું ય અજુગતું કે તિરસ્કારપાત્ર લાગતું નથી! પણ જે પુરુષે પોતાની વૃદ્ધાવસ્થા સુધી સ્નેહી સ્ત્રીનો સ્નેહ જોયો છે, તેના તરફથી જીવનની બધી સગવડો મળી છે, પોતાના સુખદુઃખમાં ભાગ ઉઠાવનારી અને ગૃહજીવનનો બધો ભાર પોતાને માથે ઉપાડી લેનારી સ્ત્રી સાથે જીવન ગાળ્યું છે, તે સ્ત્રી મરી જતાં તે કેવો અપંગ થઇ જાય, તેના જીવનસાથી વિના તેને કેટલું દુઃખ પડે, તે તો અનુભવી જ જાણે. યુરોપની ભાવનામાં આ બિંદુ મને તો સારૂં જ લાગે છે. આપણી ભાવનામાં એની ઊણપ છે એમ મને લાગ્યા વિના રહેતું નથી.

### જર્મન પાદરીની કથા

એવી જ એક બીજી ભાવનાનું એક ઉદાહરણ હું જાણું છું: એક જર્મન પાદરી પોતાની ૨૦ વર્ષની ઉમરે જર્મન પૂર્વ આફ્રિકામાં (હાલના

ટાંગાનાઇકામાં ) ગયેલો. ત્યાં ૪૦ વર્ષ સુધી ધાર્મિક સેવા કર્યા પછી તે બિચારો આંધળો થઇ ગયો. એ પ્રદેશમાં એની સેવાસુશ્રૂષા સારી રીતે નહિ થઇ શકે, એમ લાગ્યાથી ત્યાંની સરકારે તેને જર્મની મોકલી દીધો. એ પાદરીને એને પોતાના કુટુંબનો તો કશો ય ખ્યાલ રહ્યો જ નહોતો, તેથી જર્મન સરકારે એને બર્લિનના એક આશ્રમમાં મૂકયો. અનેક સેવાભગિનીઓ એ આશ્રમમાં ત્યાંનાં અપંગોની સેવા કરવા જતી એક એટલી જ ઉમરની વિધવા સેવાભગિનીએ એ અંધ પાદરીને જોયો અને એને લાગ્યું કે એની પોતાની પત્ની વિના એની સેવાશુશ્રૂષા સારી રીતે કોઇ કરી શકશે નહિ. અને એને પોતાની પત્ની તો હતી જ નહિ. એથી આખરે એ સેવાભગિનીએ અનેક વિચાર કર્યા પછી એ અંધજનની સાથે લગ્ન કરવાનો અને એમ કરીને એની સેવાસુશ્રૂષા કરવામાં પોતાનું જીવન ખર્ચી નાખવાનો નિર્ણય કર્યો. એ નિર્ણય પ્રમાણે એણે એની સાથે લગ્ન કર્યું, એણે એને પોતાને ઘેર આણ્યો અને જેણે ૪૦ વર્ષ સુધી જગતની સેવા કરી હતી તે અંધ પાદરીની મરણ સુધી સેવાશુશ્રૂષા કરી. કેવી ઉન્નત ભાવના! આપણા દેશમાં પણ એવાં વૃદ્ધલગ્નની ભાવના જીવનમાં ખરે જ ઉતારવા જેવી છે.

### આપણાં યુવકયુવતીઓ

દરેક દેશમાં સમાજને ઉન્નતિને શિખરે લેઇ જનાર યુવકયુવતીઓ જ છે. આપણા સમાજને પણ ઉન્નતિને શિખરે લેઇ જવાનો ધર્મ આપણાં યુવક-યુવતીઓનો છે. તે માટે તો પ્રથમ તેમને સુંદર ગૃહકેળવણીની જરૂર છે અને પછી શાળાપાઠશાળામાં ઉન્નત કેળવણીની પણ જરૂર છે. પણ તે બંનેની આપણા દેશમાં આજે તો ઊણપ છે. પરિણામ એ આવ્યું છે કે આપણાં યુવકયુવતીઓ બેજવાબદાર બની ગયાં છે. શરીરશ્રમથી તેઓ જાણે અભડાતાં હોય એમ એથી દૂર ભાગે છે. નવલકથાઓ અને બીજાં પુસ્તકો વાંચવામાં તેઓ મશગુલ રહે છે, જાણે એમને આત્મિક (ગ્રંથનો) સન્નિપાત લાગ્યો હોય. તેઓ કોલેજમાં પરસ્પર બાહ્ય રૂપથી ને બોલવાચાલવાની છટાથી મોહી જઇને પ્રેમલગ્ન કરવાનાં સ્વપ્ન સેવે છે. અને એવાં લગ્નથી એમનો ગૃહ-સંસાર પણ રગશિયા ગાડાની પેઠે આચકા ખાઇ ખાઇને જેમ તેમ ચાલે છે. પછી બે વચ્ચે મતભેદ પડતાં તેમનામાં વિખવાદ ઊભો થાય છે અને પરિણામે તેઓ લગ્નવિચ્છેદ—છૂટાછેડા—કરે છે. જ્યાં આ સ્થિતિ છે ત્યાં પરસ્પરની કે સમાજની સેવા કરવાનો તો પ્રશ્ન જ ક્યાંથી હોય? ત્યારે આપણાં યુવકયુવતીઓનો ધર્મ રહ્યો કે ઉચ્ચ ભાવનાઓ સેવી પોતાના લગ્ન-

જીવનને અને સમાજને ઉન્નત બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. યુવાન ભાઇઓ અને બેનો, આ તમે નહિ કરો તો પછી એમ કરવાની આશા કયાં રાખવી?

### આપણા સમાજની અધોગતિ

આપણો સમાજ આજ તો ઉન્નતિની દિશાએ જવાને બદલે અવનતિની દિશાએજ ગતિ કરી રહ્યો છે. આપણે દોઢસોએક વર્ષથી અંગ્રેજોની ગુલામીમાં આવી પડ્યા છીએ, એ પણ આપણી અવનતિનું એક કારણ છે. પણ એ ગુલામીમાં શાથી આવી પડ્યા તેનાં પણ કારણો શોધી કાઢીને સ્વાધીનતા પ્રાપ્ત કરવાને માર્ગે આપણે વળવું ઘટે. આપણે પ્રાચીન સંસ્કૃતિ અને પ્રાચીન ભાવના ભૂલ્યા તેનેજ પરિણામે આપણે ઐક્ય ગુમાવ્યું, શરીરબળ અને મનોબળ ગુમાવ્યું, આપણી સુંદર સંસારભાવના ગુમાવી, સ્ત્રીઓને અને અંત્યજો તથા એવા હલકા ગણાતા ભાઇઓને ગુલામ કરી રાખ્યા અને પરિણામે આપણે જાતેજ ગુલામ થઇ પડ્યા. જેમ આપણે તેમને લાતો મારીએ છીએ તેમ આપણે અંગ્રેજોની અને બીજાઓની લાતો ખાવી પડે છે. ત્યારે આપણે સમજવું જોઇશે કે સમાજનાં સર્વજન સુખી થાય એવી રીતે જનસેવા કરવી ઘટે. સ્ત્રીઓને અને હલકા ગણાતા ભાઇઓને સ્વતંત્રતા આપી તેમને ઉન્નત કરવાં ઘટે. એમ એ સૌને ઉન્નત કરવામાં આપણી સૌની—સમસ્ત સમાજની—ઉન્નતિ છે એમ આપણે સમજવું ઘટે અને તે પ્રમાણે આચરવું ઘટે.

### લગ્ન વિષયમાં અધોગતિ

હિંદુ સમાજમાં અનેક જ્ઞાતિઓ છે, દરેક જ્ઞાતિમાં વળી અનેક વાડા અને અનેક ગોળ છે, દરેક વાડામાં વળી કુલીનકુળહીનનાં અનેક પગથિયાં છે. પરિણામે લગ્નક્ષેત્ર અતિશય સંકોચાઇ ગયું છે અને તેથી કન્યા માટે વર મળવામાં બહુ જ મુશ્કેલી પડે છે, કન્યાપિતાને એથી પુષ્કળ મૂંઝવણ પેદા થાય છે. આમ દીકરીને માટે સારો ભણેલો વર મળશે કે કેમ, એ મૂંઝવણમાં અનેક કન્યાપિતાઓ પોતાની કન્યાને ઊંચી કેળવણી આપવા પણ ઇચ્છતા નથી. પરિણામે આપણો સ્ત્રીવર્ગ કેળવણીથી વંચિત રહ્યા કરે છે. આનો એકજ ઉપાય છે. પાટીદાર યુવકે પ્રતિજ્ઞા લેવી ઘટે કે હું લગ્નપ્રસંગે કોઇ પરકણની કે બીજી રીતે કોઇ પૈસાપ્રાપ્તિની અપેક્ષા નહિ જ રાખું. અને પાટીદાર ભણેલીગણેલી યુવતીએ પણ પ્રતિજ્ઞા લેવી ઘટે કે પરકણની કે બીજી રીતે કોઇ પૈસાપ્રાપ્તિની અપેક્ષા રાખતા યુવકની સાથે લગ્નનો વિચાર સુદ્ધાં નહિ કરું. યુવકયુવતીઓ આવી પ્રતિજ્ઞાઓ કરી ઉન્નત માર્ગે ચાલશે તો લગ્નવિષયમાં થતી આપણી અવનતિ કંઇક તો અટકશેજ. અને બીજી મુશ્કેલીઓ પણ

આપણાં યુવકયુવતીઓ પોતાના પ્રયત્નથી—સમાજસુધારાના પ્રયત્નથી—ટાળી શકશે. ત્યારે સમાજનાં યુવકયુવતીઓ, આપણા સમાજની ઉન્નતિનો બધો આધાર તમારા ઉપર છે, માટે ઊઠો, જાગો, આપણી ઉન્નતિને માટે પ્રચંડ પ્રયત્ન આદરો. તે વિના ઉન્નતિ નથી, ઉદ્ધાર નથી, ના નથી જ. લગ્નવિષયમાં એવી પ્રતિજ્ઞા કરનારને, એવી પ્રતિજ્ઞા જાહેર કરનારને, તે પ્રમાણે આચરનારને અને એમ કરી સમાજસેવાને પંથે પળનારને મારા અનેકાનેક નમસ્કાર છે!

"સુધારક લગ્ન"

અમદાવાદમાં "દરીઆપુર વાડીગામ આડાવાળી પોળના રહીશ દેસાઇભાઇ ભગવાનદાસ પટેલ અને શારદાબેન શિવાભાઇ પટેલ, બંને સોમવારે બપોરના ઘીકાંટા રોડ આર્યવીર દલમાં પં. ત્રિકમલાલજીને હસ્તે વૈદિક વિધિથી લગ્નગ્રંથીથી જોડાયાં છે. આ લગ્ન ગોળની અને વાડાઓની સંકુચિત ભાવનાને ઉચ્છેદીને કરવામાં આવ્યાં છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૦:૧૦:૪૩). ભાઇ દેસાઇભાઇ અને બેન શારદાબેન, એ બંનેને ધન્યવાદ! એ બે કયા ગોળનાં છે, કયા ગામનાં છે, તેની મને ખબર નથી. જે ભાઇબેનને એ ખબર હોય તે તેમના પિતાના નામ સાથે વીગતવાર હકીકત લખી મોકલશે એવી આશા છે.

અન્નસંકટ અને ભૂખમરો

અન્નસંકટને પરિણામે બંગાળામાં ભયંકર ભૂખમરો ચાલી રહ્યો છે એ વાત તો હવે દેશપરદેશમાં જાણીતી થઇ ગઇ છે. ભૂખમરાને લીધે ત્યાં અનેક માણસો ભૂખથી તરફડીને રસ્તા ઉપર મરી જાય છે અને તેમનાં મુડદાંને સરકાર અને લોકસેવકો ઉપાડીને વગે કરે છે. આ પરિસ્થિતિ મોટે ભાગે સરકારે ઊભી કરી છે. પ્રથમ તો હિંદની ઇચ્છા વગર જ તેને યુરોપિયન વિગ્રહમાં સંડોવ્યો છે. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત જણાવે છે કે આવી- "પરિસ્થિતિની સાચી કરુણતા તો એ હકીકતમાં છે. અત્યારની આ યાતનાઓ મોટે ભાગે ટાળી શકાઇ હોત, કેમ કે આ કટોકટી આવી પડી તેના અગાઉ મહિનાઓ ઉપર એ સારી રીતે જાણીતી વાત હતી કે બંગાળાને અનાજની તંગી પડવાની દરેક શકયતા હતી. દેશાવરોમાંથી અનાજ આયાત કરવાનાં અગર તો લશ્કરી ઉપયોગ માટે પ્રાન્તમાં સંગ્રહી રાખવામાં આવેલો જથ્થો છૂટો કરવાનાં કોઇ પગલાં લેવામાં આવ્યાં નહોતાં—અરે ખોરાકની તંગી જણાવા લાગી તે પછી પણ ચોખાની નિકાસ ચાલુ રહી હતી" ('ગુજરાત સમાચાર, તા. ૬:૧૧:૧૯૪૩). તા. ૧૬:૧૧:'૪૩ની દિલ્હીની વડી ધારાસભામાં ડૉ. દેશમુખે જણાવ્યું હતું કે "આ યોજનાની પાછળ કિન્નાખોરી છે, જેણે

આ દુષ્કાળ ઊભો કર્યો છે. આ યુદ્ધે બતાવી આપ્યું છે કે ૧૫૦ વર્ષના શોષણ તથા નિર્માલ્યના પછી પણ હિંદીઓ બહાદુર છે અને એની સામેની કિન્નાખોરીની ભાવનાપૂર્વકજ આ દુષ્કાળ ઊભો કરવામાં આવ્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૭ : ૧૧ : ૧૯૪૩).

### સંગ્રહખોરો ખેડૂતોના તો નથીજ

અનાજની પુષ્કળ નિકાસ પરદેશ ખાતે થઇ અને તેથી અનાજના ભાવ ચડી ગયા, એટલે લોભી અને સ્વાર્થી વેપારીઓએ હાથ આવ્યું એટલું અનાજ કબજે કરી તેનો સંગ્રહ કરી કાળાં બજાર ઊભાં કર્યાં. પરિણામે બજારમાંથી અનાજ અદૃશ્ય થઇ ગયું અને છતે પૈસે પણ અનાજ મળવું અશક્ય થઇ ગયું. આ સ્થિતિમાં વચલા વર્ગની અને ગરીબની બહુ માઠી દશા થઇ પડી! ખેડૂતને તો સરકારનું ને શાહુકારનું લહેણું ડોળા કાઢી ઊભું હોય છે, એટલે તે પતવ્યા પછી એની પાસે તો ખાવા જેટલો ય દાણો રહતો નથી, ત્યારે એ સંગ્રહખોરી કરીજ શી રીતે શકે? શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત જણાવે છે, કે: "અત્યારે પ્રવર્તી રહેલી સ્થિતિનું મુખ્ય કારણ સંગ્રહખોરી હોવાનું જાહેર કરવામાં આવ્યું છે અને આ દોષનો ટોપલો નાના ખેડૂતોને આંગણે ઠાલવવામાં આવ્યો છે. પરંતુ અંગત રીતે હું એમ માનું છું કે આ સંગ્રહખોરીના સિદ્ધાન્તને જે મહત્ત્વ આપવામાં આવે છે તે મોટે ભાગે સાચી વાતથી લોકોનું ધ્યાન બીજે વાળવાની અને જગતની દૃષ્ટિમાં હિંદીઓને બીનસામાજિક પ્રાણી તરીકે દેખાડી આપવાની ઝંખનાને લીધે છે. જો વિશાળ દૃષ્ટિએ જોતાં સંગ્રહખોરી થવા પામી છે તો તેને માટે બેશક ગરીબ લોકો તો જવાબદાર નથીજ. વસ્તુતઃ સૌથી વધારે ગોઝારો બોજો તો ખેડૂતનેજ માથે પડ્યો છે. સૌથી વધુ નજીકનાં ગામમાંથી હજારોની સંખ્યામાં ખોરાક ઢૂંઢતા આજ ગરીબ લોકનાં ટોળે ટોળાં ઊભરાઇ રહ્યાં છે" ('ગુજરાત સમાચાર,' તા. ૬ : ૧૧ : '૪૩).

### બંગાળાની જે વલે, તેજ વલે આખા દેશની!

જે દશા આજે બંગાળામાં પ્રવર્તે છે, એજ દશા દેશના બીજા પ્રદેશોમાં શરૂ થવા લાગી છે. અને એની બીક તો બહુ પહેલેથીજ લાગી હતી ગુજરાતની પણ એજ વલે વહેલી મોડી થવાની એમ બીક લાગ્યે જાય છે. ગુજરાત આખા દેશનો અન્નભંડાર છે, એ પુષ્કળ અનાજ પકવતો પ્રદેશ છે. પણ આ સાલ ઉત્તરનો અકાળે વરસાદ વરસ્યાથી તેણે ગુજરાતના અનેક ભાગનો પાક વણસાડી મૂક્યો છે, તેમાં વળી ઉંદરનો અને જીવાતનો ઉપદ્રવ આવ્યો છે અને તેણે ડાંગર, બાજરી, વગેરેના પાકનો કેટલેક અંશે નાશ કર્યો છે. આથી ગુજરાતમાં પણ અન્નસંકટના ભણકારા વાગવા શરૂ થયા છે. અમદાવાદમાં અનાજ મેળવવા

દુકાનો ઉપર લોકને શી હાડમારી ભોગવવી પડે છે એ તો ત્યાંનાં દૈનિક વર્તમાનપત્રોના ઉકળાટથી અને કકળાટથીજ જણાઇ આવે છે. બારડોલી તાલુકામાં, નવસારીમાં, મહેસાણામાં અને ખૂદ વડોદરામાં પણ ભૂખથી માણસો મર્યાના સમાચાર છાપાંમાં આવ્યા છે. અને તેથી બીક લાગે છે કે આખો ગુજરાત ભૂખમરાથી થોડાક વખતમાં રિબાશે. જગતનો તાત ગણાતો ખેડૂત અને ગરીબ લોક ભૂખમરાના સપાટામાં પહેલા સપડાશે. હા! મહાઅવદશા!

### ચોરી અને ધાડો

અને ભૂખ્યો માણસ કયું પાપ ના કરે? સૌને જીવવાની વૃત્તિ સ્વાભાવિક હોય છે. બીજા ખાય પીએ ને જીવે ત્યારે અમારે જ શા માટે ભૂખે મરવું, અમારે પણ ખાઇ પીને કેમ ના જીવવું એવી વૃત્તિ ભૂખ્યા લોકને થાય એ સહજ સ્વાભાવિક છે. પણ પાસે અનાજ તો છે નહિ, ત્યારે એમણે શું ખાઇને જીવવું? સંગ્રહખોર સ્વાર્થી વેપારીઓ અનાજ સંતાડી દેઇ કાળાં બજાર ઊભાં કરે છે, એટલે પાસે પૈસો હોય તો ય અનાજ મળતું નથી. અને એ લોકો પાસે તો પૈસો ય છે નહિ. ત્યારે એમણે શું ખાઇ જીવવું! એટલે એમને એક જ રસ્તો જડે છે: ચોરી કરવી કે ધાડ પાડવી. ત્યારે એ રસ્તો પકડવાની ફરજ એમને સમાજેજ પાડી છે, એ સ્પષ્ટજ છે. એવાઓને માટે સસ્તા અનાજની દુકાનો કાઢવી કે કલકત્તામાં જેમ હાલ થયું છે તેમજ મફત રસોડાં ઉઘાડવાં અથવા તેમને મજૂરી આપી કામે લગાડવા, એ ધનના ધણી ધર્મ તમારો!

### સાબાશ, બહાદુર ગામડિયાઓ!

પણ એવા ચોર લૂંટારૂઓથી નિર્દોષ પ્રજાએ તો પોતાનું રક્ષણ કરવુંજ રહ્યું. ગામના યુવકોએ સેવામંડળ સ્થાપવાં જોઇએ અને એમ કરીને ગામનું રક્ષણ કરવું જોઇએ. એવાં સેવામંડળ ન હોય ત્યાં ગામલોકોએ આત્મરક્ષણ માટે તત્પર રહેવું જોઇએ. "નડિયાદ, તા. ૨૩. કપડવંજ તાલુકામાં તોરણા ગામેથી ગામની બહાદુરીના સમાચાર મળે છે. એમ જણાય છે કે ગામના શ્રી. ઝવેરભાઇના ઘરમાં કેટલાક હથિયારબંધ ખાતરપાડુઓ ઘુસ્યા હતા અને ચોરી કરી ભાગતા હતા. એ દરમિયાન ગામના લોકને ખબર પડતાં, તેઓ તેમની પાછળ પડયા હતા. ગામના લોકોએ બહાદુરીથી હથિયારબંધ બે ખાતરપાડુઓને સકંજામાં લીધા હતા, જ્યારે એક જણ ભાગી ગયો હતો. પકડાએલા ખાતરપાડુઓ પાસેથી બંદૂકો ગામના લોકોએ કબજે કરી હતી" ('ગુજરાત સમાચાર,' તા ૨૪:૧૦:'૪૩). સાબાશ, તોરણા ગામના બહાદુર લોકો, તમને! ગામમાં અંદરોઅંદર ઝઘડા કરવામાં બહાદુરી દેખાડવા કરતાં બહારના શત્રુઓની

સામે થઇ તેમને નસાડવામાંજ સાચી બહાદુરી છે એમ આપણાં ગામોના લોકોએ સમજવું ઘટે.

### સહકારી ભંડારો

વળી ગામના લોકોને ઠીક ઠીક કિંમતે અનાજ અને જીવનની વસ્તુઓ મળે તે માટે ગામેગામ સહકારી મંડળો સ્થપાય અને તે મંડળો ગામમાં દુકાનો કાઢી બધાને એ દુકાનમાંથી એ બધી વસ્તુઓ ઠીક ભાવે મળે એવી વ્યવસ્થા કરે. સરકાર પણ તેમને જોઇતું અનાજ, કાપડ, વગેરે મળે એવી વ્યવસ્થા કરે. પરિણામે સંગ્રહખોર અને સ્વાર્થી વેપારીઓ પણ ઠેકાણે આવશે. ગામને જોઇએ એટલું અનાજ તો ગામમાં રહે જ, તેમાંથી એક દાણો પણ કોઇ સ્વાર્થને કારણે બહાર મોકલી ન દે તે વિષે પણ વ્યવસ્થા કરવી ઘટે. ખેડા જિલ્લામાં અનેક કસ્બાઓમાં આવાં સહકારી મંડળોની દુકાનો સમાજસેવકોએ ઉઘાડી છે. તેવીજ દુકાનો બધા જિલ્લામાં અને જિલ્લાનાં બધાં ગામમાં ઉઘાડવી જોઇશે. તે સિવાય હવે જીવવું કઠણ છે.

### 'પાટીદાર'ને ખોટ વિષેનો ખુલાસો

કોઈ કોઇ ભાઇને સ્વાભાવિકજ શંકા થાય અને કેટલાક ભાઇઓને એવી શંકા થયાનું જાણ્યું પણ છે, કે 'પાટીદાર'ને ખોટ આવ્યાની બૂમો પાડવામાં આવે છે, ત્યારે પ્રથમથી આજ સુધીનો હિસાબ બહાર પાડવામાં કેમ આવતો નથી, જેથી જાણી શકાય કે કઇ રીતે ખોટ આવે છે? ખુલાસામાં જણાવવાનું કે પહેલાંનાં વર્ષોમાં સો બસો રૂપિયાની ખોટ આવતી તો તે વખતે હું સહન કરી લેતો અને તેથી તેવી ખોટ જાહેર કરવાની જરૂર નહોતી લાગતી, જોકે વારંવાર એમ તો કહ્યાજ કરતો કે આફ્રિકાનાં અનેક લવાજમ ન આવ્યાથી અમુક શિલિંગનું નુકશાન ભોગવવું પડયું છે. સં. ૧૯૯૭ સુધી તો કાગળો બહુ મોંઘા નહોતા થયા, દરેક અંકમાં તેનો ખર્ચ રૂા. ૩૫ને આશરે આવતો. પણ ૧૯૯૮થી કાગળોની મોંઘવારી થઇ અને દરેક અંકે તેનું ખર્ચ લગભગ રૂા. ૬૦ થવા લાગ્યું અને તેથી ખોટ આવવા લાગી, અને ગયા શ્રાવણ માસમાં કાગળ એટલા મોંઘા આવ્યા કે આસો માસના અંકમાં સફેદ કાગળનોજ ખર્ચ રૂા. ૧૭૦-૦-૦ આવ્યો છે. આવી સ્થિતિમાં ખોટ ના જાય તો થાય શું? અને યુરોપનો આ વિગ્રહ પૂરો નહિ થાય ત્યાં સુધી એ મોંઘવારી નડવાનીજ છે અને તેથી 'પાટીદાર'ને ખોટ વધતી જવાનીજ છે. દરેક અંકમાં ૪૮ પૃષ્ઠ આવતાં તેનાં પ્રથમ ઘટાડીને ૪૦ અને પછી ઘટાડીને હાલ પ્રમાણે ૩૨ પૃષ્ઠ કર્યાં છે, તોય ખોટ આવે છે. કેટલાક ભાઇઓએ એ સ્થિતિમાં લવાજમ વધારવાની સૂચના કરેલી, પણ તેમ

કરવાનું મને રુચતું નથી. હાલજ ઘણાં લવાજમ–ખાસ કરીને આફ્રિકાનાં લવાજમ–પતતાં નથી, તો લવાજમ વધારવાથી સારૂં પરિણામ આવવાની આશા નથી. પણ એજ આફ્રિકાના ભાઈઓએ 'પાટીદાર'ની ખોટ ભાગવાને માટે રાહતનો પ્રવાહ વહેતો કર્યો, એટલે એટલું મને આશ્વાસન મળ્યું છે અને તે માટે એ ભાઈઓનો હું ઉપકાર માનું છું. આટલો ખુલાસો બસ થશે એવી આશા રાખું છું.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૨૦૦૦<br>વર્ષ ૨૧ | આણંદ | પોષ<br>અંક ૩ |


## છેલ્લો શિકાર

**લક્ષ્મીદાસના** ઝડપથી આથમતા જતા જીવનમાં અરવિંદના લગ્નનો સોદો એ છેલ્લો શિકાર હતો. જોકે નાના બે પુત્રો શિક્ષકમાં હતા, પરંતુ ત્યાં સુધી એમનો બુઝાતો જીવનદીપ જલતો રહે કે કેમ, એ શંકાસ્પદ હતું. અને રહે તોય સમય ઉપરનો આજનો કાબુ તે દિવસે કેટલો પકડમાં રહી શકે, એનીય શી ખાત્રી! એટલે એમણે આ વખતનું નિશાન એવું તાકવા ધાર્યું હતું કે આખી જિંદગીની ભૂખ ભાગી જાય. એમના પંજામાં કેટલાં પતંગિયાં ફસાવા આવી ચૂક્યાં હતાં. પરંતુ સિંહ જેમ બિચારાં સામાન્ય પશુઓ તરફ દૃષ્ટિ પણ નાખતો નથી, તેમ એ પોતે એવા નજીવા શિકારને પકડવા તૈયાર ન હતા.

છેવટ એમની આંખમાં સમાય તેવો શિકારેય આવી પહોંચ્યો. 'ના, ના' કહીને બીજા શિકાર જતા કરતા હતા, તેને બદલે આજે એમણે કહ્યું: "સારું, બનશે ત્યાં સુધી તો નક્કી જ માનો ને! પણ જરા બધાંની સલાહ લેઇ લેવા દો." જોકે એમને મને તો નિર્ણય કરી લીધો હતો કે આવો મોખ જતા કે તે પાક્કો ગધેડો હોય!

લક્ષ્મીદાસને જોકે અરવિંદે કોઇ વખત અસંતોષનું કારણ આપ્યું ન હતું, પરંતુ બીજા છોકરાઓના બનતા બનાવો ઉપરથી એમના મનમાં વસવસો હતો કે કદાચ એ વાંધો નાખે. તેમ છતાં હમણાંજ એનો મિત્ર ગિરીશ અનિચ્છાએ બીજાઓના દબાણથી પરણી ગયો હતો એટલે એક વખત એ ના પાડી દે, છતાં એને સહેજ વધારે કહેવામાં આવે તો એ કંઇ સાવ બીજા ઉદ્ધત છોકરાઓ જેવો નથી કે છેલ્લે પાટલે બેસે. અને છેવટે પોતે સહેજ

ઊંચે સાદે એને ત્યારે તો કૂવામાં પડવાનું હોય, ત્યાંયે એ આનાકાની ન કરે, એવો લક્ષ્મીદાસને પાકો વિશ્વાસ હતો.

ત્યાં એમના મનમાં શંકા, વળીવળીને હાંકી કાઢ્યા છતાં, પાછી નફ્ફટ કુતરાની પેઠે ભરાતી હતી. અત્યારનાં છોકરાંનું કંઇ કહેવાય નહિ. શાન્ત દેખાતો હોય તે વળી 'મોળું દહીં દાંત પાડી નાખે' એવોય નીકળે. વાડીલાલના સુમન્તને કોણ કહે કે એના મોં ઉપરથી માખેય ઉડતી હશે? છતાં કરેલો વિવાહ બાપને જખ મારીને ફોક કરવો પડ્યો અને ગમે તેટલો વિરોધ કર્યા છતાં એ આપમેળે મુંબઇ પરણી ગયો!·

વળી પાછું મન આત્મસંતોષ માનતું: "ના, ના, એટલી હદે એ જાય એવો ક્યાં છે? બીજાઓ તો કોલેજમાં જાય છે, એટલે મોટા સાહેબ બની બેસે છે એટલે એમને ગામડાની કન્યા બિચારી ટાપટીપ વગરની હોય તે શાની ગમે? પણ આને તો એવી વરણાગી ક્યાં છે? એની માએ એને કેટલા ય વખત ટોક્યો હશે કે આવાં વનેવનેનાં કપડાં પહેરવાનાં થયાં છે ને આવાં જાડાં પોકડ ક્યાંથી શોધી લાવે છે? તે દિવસે એણે કેવી દલીલ કરી હતી: 'બા! તું ગમે તેવી હોઇશ પણ તને જ મા કહેવાશે. કોઇ સુંદર, ગમે એવી હોય, માટે એને કંઈ મા કહેવાવાનું છે? એમ એ લૂગડાં ગમે તેટલાં સારાં હોય, ભભકાવાળાં હોય, છતાં એ ગરીબને ચૂસીને રંગાએલાં છે. એને પહેર્યે તો દેહ અભડાય; અને આ જાડાં ને ખરબચડાં દેખાતાં હશે, પણ ઘરનાં છે.' એટલે આટલા ઉચ્ચ વિચારવાળો એ બીજાં છોકરાંની માફક કંઇ આડાઇ કરશે એવું તો ઓછું જ છે?"

વળી જે બાબતમાં એ વિરોધ કરે એવું તે જાણતા હતા તેમાં તો એમણે સરસ રસ્તો કાઢ્યો હતો. લેવડદેવડની જે આજનાં જુવાનિયાંને મોટી સૂગ છે, તેમાં તો તે બગભગત બની ગયા હતા. આખી મિલકત જ મળવાની હતી એટલે તે વખતે કોઇ જાતની ઘાલમેલ કરવાની જરૂર જ શી? અને છોકરીનો બાપેય જાણે છે કે મારે છેવટે ય એમને જ આપવાની છે, એટલે લગ્ન વખતે જ શા માટે થાય તટલો દેખાડો કરી શોભા ન લેવી? અને રાજીખુશીથી પિતા પુત્રીને આપે તેમાં તો ક્યાં કોઇને ય વાંધો છે? એમ એક કાંકરે નહિ, પણ વગર કાંકરે બે પક્ષી મારવાની યોજના આગળ સિદ્ધાંતવાદી પુત્ર પણ કેવી રીતે વિરોધ કરવાનો હતો?

અને છતાં એવો કંઇ પ્રસંગ, ન કરે નારાયણ ને, આવીને ઊભો રહ્યો તો યે એ પહોંચી વળે એવા તો હતા, છતાં 'ચેતતા નર સદા સુખી' માની

તેમણે પિત્રાઇઓની સંમતિ લેઇ કામ કર્યું હોય તેવા દેખાવો કરવા અને જરૂર પડે તો તેમનું દબાણ લાવવા તેમને કાને વાત નાખી મૂકવાનું ઉચિત ધાર્યું.

લક્ષ્મીદાસ : "આપણા અરવિંદની વાત સ્તો! જેને હોઇએ તેને ના પાડીએ છીએ, એટલે બધાને એમ લાગે છે કે આ મોટો જબરો થઇ ગયો તે જેને હોય તેને ના પાડે છે. પણ મારો વિચાર તો તમેં જાણો છો ને કે બી. એ. થયા વગર એનું લગ્ન ન કરવું. એનો વિચારેય એવો છે. એ તો લોકો પૂરો વિચાર કરતા નથી, નહિ તો હવે પૂરૂં એક વરસેય ક્યાં બાકી છે?"

મગનભાઇ : "એ તો આપણા લોકો પારકાની ભૂલો કાઢવા તૈયાર. નહિ તો જે હોય તે વાત કરે છે ત્યારે શું બોલે છે? છોકરો ભણતો હોય ત્યાં સુધી પરણાવવો ન જોઇએ."

શંકરભાઇ : "હાથીના દાંત બતાવવાનાય જુદા ને ચાવવાનાય જુદા! પોતાના છોકરા માટે એ સૂત્ર સાચું, પણ પોતાની છોડી માટે તો કોઇના છોકરાને જતિ કરવાની જ વાત!"

લક્ષ્મીદાસ : "મારો સ્વભાવ તો તમે જાણો છો. લોકનિંદા થાય એ કામ ન કરવું. એટલે મેં અરવિંદને રજાઓ પૂરી થઇ રહી ત્યારે પૂછી પણ જોયું હતું કે લગ્ન તો તું કહીશ ત્યારે કરીશું; પણ ભાઇ, હવે આઠ દસ મહિના જ આડા છે, તો વિવાહ કરી મૂકીએ તેમાં તને વાંધો છે! લોકો અમસ્તા વાતો કરતા મટે. અરવિંદ તો તમે જાણો છો કે મારૂં વેણ ઉથાપે એવો નથી. એનું મન હશે કે નહિ, પણ મેં કહ્યું એટલે શું બોલે? કહેતો ગયો કે તમને યોગ્ય લાગે તેમ કરજો."

શંકરભાઇ : "એ તો રતન છે રતન! ભણવામાં પડેલો છે, પણ કેટલી સાદાઇ! કોઇ કહે કે એ કોલેજમાં ભણતો હશે?"

રેવાભાઇ : "એ તો અધૂરો ઘડો છલકાય, કંઇ ભરેલો છલકાતો હશે?"

લક્ષ્મીદાસ : "આ તો પરમ દહાડે ગાડીમાં આણંદ સ્ટેશને વેરીભાઇ ભેગા થઇ ગયા ત્યારે વાત થઇ."

રેવાભાઇ : "કયા વેરીભાઇ?"

લક્ષ્મીદાસ : "રંગાલાવાળા"

શંકરભાઇ : "ગામની ભાગોળે જેમની વાડી ને પંપ છે તે જ ને?"

રેવાભાઇ : "ઓળખ્યા, ઓળખ્યા! એટલી એકની એક છોડી છે તે ને?"

પોતાના મૂઝ હાર્દમાંજ લક્ષ્મીદાસે તત્ત્વજ્ઞાન ઉચ્ચાર્યું : "એક બે તો

ઠીક છે! એ તો પ્રભુની માયા છે! ભાગ્યમાં હોય તો એકનાં એકવીસ થાય ને ભાગ્યમાં ન હોય તો હોય તેય ન રહે."

મૂળ હેતુ સમજી ગયા પછી નકામી ચૂંથાચૂંથ ન કરવાની વૃત્તિવાળા મગનભાઇ બોલ્યા: "એક બેની આપણે શી પંચાત? પાંચ હશે તોય આપણે તો એકની જ જરૂર છે ને?"

એ વસ્તુને દાબી દેતાં લક્ષ્મીદાસે કહ્યું: "મૂળે માણસ તો તમે જાણો છો ને?"

શંકરભાઇ: "એમાં કહેવું પડે?"

લક્ષ્મીદાસ: "મને મળતાં જ એમણે કહ્યું: 'મારો તમારે ત્યાં આવવાનો કેટલાય વખતથી વિચાર હતો, પણ લોકોની વાત સાંભળી પગ પાછા પડતા હતા. મારો સ્વભાવ તો જાણો છો ને? પૂરો વિચાર કર્યા વગર કોઇના આગળ મોં ના ખોલું'"

વચ્ચે ટેકો આપતાં શંકરભાઇ બોલ્યા: "એ તો માણસના સ્વભાવ ઉપર આધાર છે. કોઇ નકટો હોય તો તમે 'ના, ના,' કહ્યા કરો તોય ઉમરો ખોદી નાખે અને કોઇ તેજી હોય તો સહજ મન ઊંચું દેખે તો સામી ધાર ના મારે."

મગનભાઇ: "સાચા માણસને તો લાગે જ ને."

લક્ષ્મીદાસ: "ત્યારે તેમનું ય એ જ કહેવું હતું ને? 'હું આવું ખરો, પણ મારું માન ન રહે તો આવ્યાનો શો અર્થ રહે?' પણ આપણે કંઇ માણસને ઓળખતા નથી? ઘઉં ને ગવાર કંઇ સાથે ઓરાય છે? મેં કહ્યું: 'તમારા જેવા વેણ નાખે તે કંઇ વિચાર કર્યા વગર ઓછું નાખે?' એનો સ્વીકાર કરતાં એમણે જવાબ આપ્યો: 'આપણા જૂના માણસોના વિચાર તો હું કંઇ નથી સમજતો? તમારો સ્વભાવ તો મારા જેવો ચોકખો, એ મારું ક્યાં અજાણ્યું છે? પણ જાણો છો ને આજકાલનાં છોકરાં આપણો વટવ્યવહાર સમજે નહિ, અને જોવા કરવાનો ભવાડો કરીને ના પાડે ત્યારે મારે તો મરવા વખત આવે.'"

રેવાભાઇ: "સમજે એને તો એ ઓછું નથી. આપણા વાઘજીભાઇની જશોદાને એક જણે જોઇને ના પાડી, તેથી તેને પરણાવતાં પરણાવતાં ઓછા લહાયલેપા થયા છે? એક ના કહી એટલે બીજો ના જ પાડવાનો. છેવટ જોયા કરવાની પંચાત મૂકીને વાત કરી ત્યારે ઠેકાણું પડ્યું."

લક્ષ્મીદાસ: "એમનું ત્યારે એજ કહેવું છે ને? પાછળથી ભવાડો થાય એ શા કામનો!"

આટલું બધું સત્ત્વ વિનાનું લાંબુ વિવેચન સાંભળવાથી ધીરજ ખૂટી હોય તેમ મગનભાઈએ કહ્યું: "પછી શી વાત થઈ?"

લક્ષ્મીદાસ: "એજ કહું છું ને? કન્યા પંદર સોળ વર્ષની છે. આપણે જોઈ તો નથી, પણ મારા ભાઈ, સારી તો હશે જ"

રેવાભાઈ: "ભણેલી ...."

લક્ષ્મીદાસ "ભણતર તો ઠીક! આજનાં છોકરાંને એ એક જાતનો ખોટો મોહ વળગ્યો છે! જમાના પ્રમાણે સાધારણ લખતાં વાંચતાં આવડવું જોઈએ. અને એમ સમુળગું અભણ તો અત્યારે હવે કોણ રહેવા દે છે? ચાર પાંચ ગુજરાતી કંઈ ઓછું છે?"

મગનભાઈ મૂળ વસ્તુ પામી ગયા હતા, એટલે એમને તો એ બધી લપમાં પડ્યા વગર સીધી જ વાત સાંભળી લેવી હતી એટલે એમણે પૂછ્યું: "પછી તમે શો જવાબ આપ્યો?"

લક્ષ્મીદાસ: "એમ ચાલતાં ચાલતાં કંઈ આવી બાબત નક્કી થાય છે?"

મગનભાઈ: "ત્યારે અહીં જ તેડી લાવવા હતા ને?"

મનમાં તો સોએ સો ટકા ભાવ હતો, છતાં ઉપરથી તટસ્થતા બતાવતા લક્ષ્મીદાસ બોલ્યા: "હજુ આપણે વિચાર કર્યો ન હોય તે પહેલાં આગ્રહ કરવો શા કામનો?"

શંકરભાઈ: "પણ તમે મનથી તો વિચાર કર્યો હશે ને?"

માથે મોટો મોડ મૂકતાં લક્ષ્મીદાસે કહ્યું: "તે માટે તો તમને વાત કરું છું. પોલુ રાખ્યું છે એટલે જે તે જવાબ તો આપવો પડશે જ ને?"

રેવાભાઈ: "તમે અમારા કરતાં ક્યાં ઓછા અનુભવી છો? યોગ્ય લાગે તે કહેવાનું."

લક્ષ્મીદાસ: "અનુભવી કોણ નથી હોતું? પણ તોય સલાહ લીધા વગર કંઈ ચાલે છે?"

મનનો મર્મ લેવા માટે મગનભાઈ બોલ્યા: "એક વખત બંધાઈ ગયા હોઈએ તો સારું તો ખરું ને? લોકો જીવ ખાતા મટે."

લક્ષ્મીદાસ: "મારુંય ત્યારે એજ કહેવું છે ને! લગ્ન તો કર્યા વગર છૂટકો નથી, તો નામ પાડી મૂકવામાં શું જાય છે?"

મગનભાઇ: "ત્યારે બેસી જવાનું, બીજું શું?"

લક્ષ્મીદાસ: "માણસ લાખ રૂપિયાનો, ઘરમાં કંઇ જોવાનું નહિ, કૂળમાં કંઇ ખોટું નહિ. પણ આજનાં છોકરાં જાણો છો ને, નર્યા ભભકાને મોહે એટલે મારૂં મન જરા ....."

રેવાભાઇ: "તે તમે કંઇ કરશો તો અરવિંદ ના પાડે એવો નથી."

લક્ષ્મીદાસ: "ના તો ના પાડે, પણ ચાલુ જમાનો છે....."

મગનભાઇ: "સૌ કરતાં એની પાસે જ પહેલી હા પડાવો ને એટલે નિરાંત!"

લક્ષ્મીદાસના હૃદયમાં ત્યાંજ ફફડાટ થતો હતો ને કે શુકનમાંજ એ ના પાડી બેસે, તેના કરતાં એને બાંધીરૂંધીને જ ધકેલી ઘાલ્યો હોય તો શું ખોટું? અને આવો ભવની ભૂખ ભાગે એવો શિકાર બીજે ક્યાં મળવાનો હતો? એટલે મગનભાઇની દરખાસ્તનો અસ્વીકાર કરતાં એ બોલ્યા: "સાત કરે તોય એ બધું જુવાનિયું વાજું. એમને માણસના આગળ પાછળના વ્યવહારની, વરની કે સંબંધની ગતાગમ નહિ. એમને તો મેં ના કહ્યું, ભભકાનું જ ભાન! રૂપ એ તો ભગવાનના ઘરની વાત છે. કોઇનામાં થોડું ઓછુંવત્તું હોય, અને નર્યા રૂપને ઓઢવાનું કે પાથરવાનું?"

લક્ષ્મીદાસના મનનો દૂમો સમજી જતાં મગનભાઇએ સલાહ આપી: "ત્યારે એમ કરો. આડીઅવળી ભાંજગડ કર્યા વગર એક વખત બધું નક્કી કરી નાખો. આગળ બધું સૌ જોયું જશે."

લક્ષ્મીદાસ: "આવા કામમાં મારા કરતાં તમે બધા દાબીને કહો, એટલે વધુ અસર થાય. આ તાજો દાખલો ના જોયો? એના જ ભાઇબંધ ગિરીશે બાપનું કહ્યું ના માન્યું, પણ બીજાઓએ દબાણ કર્યું ત્યારે એ રાગે આવ્યો."

શંકરભાઇ: "એ તો તમે એક વખત બધું નક્કી કરી દો ત્યારે અમારા જેવાને કહેતાં ફાવે કે બાપે નક્કી કર્યું ને તું હવે ના પાડે તો એમને મરવા વેળા આવે."

લક્ષ્મીદાસે પેટ છૂટી વાત કરી: "પણ એણે મને ચોકખું કહ્યું છે કે મને પૂછ્યા વગર કોઇ જગાએ નક્કી ના કરશો."

વચલો રસ્તો કાઢતાં મગનભાઇ બોલ્યા: "તો તો એમ કરો. નક્કીનું નક્કી ને છૂટાનું છૂટું. એક વખત એનાં બાને જોઇ આવવા દો. પછી એટલી બારી રાખજો કે અરવિંદને પત્ર લખી તમને જેવું હશે તેવું જણાવી દેઇશું. આ બાજુ અરવિંદને તો લખીજ નાખવું કે અમે ચોક્કસ કર્યું છે. તારાં

આ સુદ્ધાં જોઇ આવ્યાં છે, એટલે તારે એમાં વાંધો લેવા જેવો નથી."

શંકરભાઇ: "આવતી ધાડે વખ ખાવાની શી જરૂર છે? બધું નક્કી તો કરો. કંઇ બધાતું એ અપમાન કરશે એમ માનો છો?"

મગનભાઇ: "આપણા બધા કરતાં એનાં બા જો બરાબર પકડી રાખે તો એ છેવટ, નહિ મન હોય તોય, ના નહિ પાડે."

લક્ષ્મીદાસને પણ એ વિચારમાં ભરોંસો હતો એટલે વધુ ચાવાચીથી કર્યા વગર એનાં માને એક વખત કન્યા જોઇ આવવા દેવાં એજ વધુ હિતાવહ લાગ્યું. અને તે પ્રમાણે તેમણે વેરીભાઇને પત્ર પણ લખી દીધો.

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર



## બાળવિધવા કે બાળકન્યા

"એ રાંડ. કુભાગ, તું ત્યાં જ ઉભી રહેજે, આગળ એક ડગલું ય ભરીશ નહિ. તને દેખાતું નથી? રાંડ, ત્યાં ફાવે ત્યાં સવારમાં રખડતી ફરે છે!" આંખનાં ભવાં ચઢાવીને એક વૃદ્ધ બોલ્યા. આ વખતે હું તેમની નજદીક ઊભો હતો. આ કટુ વચનો સાંભળીને હું તો સ્તબ્ધ થઇ ગયો. આ બિચારી બાળાને આવું શા માટે આ વૃદ્ધે કહ્યું હશે? એ બિચારી બાળા હજુ તો નિર્દોષ છે, પૂરી પંદર વર્ષની પણ થઇ નથી, પણ સમાજ જ્યારે અને જ્યાં જુએ ત્યારે અને ત્યાં તેને તિરસ્કારે!

વૈશાખ મહિનો હતો. ગરમી સખત પડતી હતી. તે વખતે આ બાળાનાં લગ્ન ધામધૂમથી ઉજવાયાં હતાં. એને બાપે એનું હિત ઇચ્છીને એનું લગ્ન કરેલું, પણ એનું લગ્ન થયાને પૂરા ત્રણ માસ તો વીત્યા નથી, ત્યાં તો એ વિધવા બની! એ બાળા હમેશના કાર્યક્રમ પ્રમાણે શિવમંદિરે જતી. એ બાળા, આ વૃદ્ધના બોલવા ઉપર કાંઇ ધ્યાન આપ્યા સિવાય, પોતાના ઘર તરફ એકદમ ધસી. એ એમની અટકાવી અટકી નહિ.

વૃદ્ધે કહ્યું: "અસ્યા રમણિયા, જો ને આ રાંડ, શું એના ભગવાન જતા રહેવાના છે? સવારના પહોરમાં કોઇને ક્યાંય જવું હોય અને એ તો સામે જ મળે! એ તો મને રોજ દિશાએ જતી વખતે મળે છે."

મેં કહ્યું: "કેમ કાકા! એ માણસ છે, આપણે પણ માણસ છીએ. એને શા માટે ધિક્કારવી જોઇએ?

"અરે ગાંડા, તું હજુ શું સમજે? ભાઇ, વિધવાના અપશુકન થાય અને આપણને કાંઇ ને કાંઇ વિઘ્ન આવે."

"કાકા, આપણા ઘરમાં કોઇ વિધવા હોય તો? તેને ઘરમાં રાખતાંય અપશુકન થાય ખરા કે નહિ?"

"ના, રે ના. ઘરના માણસનું કાંઇ નહિ, પણ બીજાના તો અપશુકન થાય."

"કાકા, મને તો જ્યારે વિધવા મળે ત્યારે હું તેને પ્રેમની દૃષ્ટિએ નિહાળું છું અને દર્શન કરૂં છું. પરમેશ્વર પાસે એવી પ્રાર્થના કરૂં છું કે કોઇ વિધવા ન બને. વિધવાઓએ આપણા સમાજમાં શો ગુનો કર્યો છે? એ બાળા તો બિચારી નિર્દોષ છે. એણે સંસારના સુખનો હજુ લ્હાવો લીધો નથી. હું વિધવાને માન આપું છું, વિધુરને વિધવા જેટલું માન આપતો નથી. પુરુષ તો પોતાની કામવાસનાઓ કબજે રાખી શકતો નથી અને ફરી લગ્ન કરે છે. વિધવા તો વૈધવ્યજીવન ગાળે છે. વિધવા બાળાઓ માટે આપણા શાસ્ત્રોમાં પણ કહ્યું છે:

"૧. કોઇ બાળાનો પતિ મૃત્યુ પામ્યો હોય અને તે બાળા સંસારસુખથી અલિપ્ત રહી હોય તો તે વિધવા નથી, પણ કુમારિકા છે.

"૨. કોઇ બાળાએ વિષયસેવન ન કર્યું હોય તો તેને ફરીથી લગ્ન કરવાનો અધિકાર હોય છે.

"૩. બાળાનો પતિ મરણ પામે, તે પતિગૃહે વસી ન હોય અને તેણે બ્રહ્મચર્યનો ભંગ કર્યો ન હોય તો તે બાળા કુમારિકા છે.

"૪. આપત્તિકાળમાં પતિસેવનથી વંચિત રહેલી બાળા કુમારિકા જ છે.

"૫. જો કોઇ બાળા ૧૦થી ૧૫ વર્ષ સુધીમાં વિધવા બને તો તે વિધવા નથી, પણ કુમારિકાનો અધિકાર ભોગવે છે.

"હજુ આ બાળાના લગ્ન થયે પૂરા ત્રણ માસ થયા નથી અને હજુ એણે પતિગૃહનો લ્હાવો લીધો નથી, ત્યારે આપણાથી અને આપણા સમાજથી એ વિધવા કેમ ગણાય? એ કુમારિકાએ ફરી લગ્ન કરવું જોઇએ"

વૃદ્ધો તો જૂના અને સમાજને અનુસરીને ચાલનારા, એ કેમ માને? સમાજ વિધવા માટે કંઇ કરશે?

સીસોદરા ભાઇલાલભાઇ ગિરધરભાઇ પટેલ

# એક સખીને

બેન સરલા,

હું તારે ત્યાંથી નીકળી સુખરૂપ પહોંચી ગઇ છું. તારો સ્નેહ, તારી માયા ભૂલ્યાં ભુલાય તેમ નથી. તારા પતિનો અપ્રતિમ ભાવ મારા હૃદયમાં સદાની યાદગી માટે વાસ કરી રહેશે. તને પત્ર લખવાનો આશય માત્ર એક જ છે કે શહેરમાં જે ઉપરટપકી રોશનીથી અંજાઇ અને ગામડાનું સુખી અને નિરોગ જીવન ત્યજી તું અને તારા પતિ જે ગંદા અને અશ્લીલ જીવનમાં રસ માનો છો તે મારી દૃષ્ટિએ તમારા ઘરનું મેં નિહાળેલું એક નાનકડું ચિત્ર રજૂ કરવાનો માત્ર ઇરાદો છે.

જ્યારે જ્યારે તું રજાઓમાં આવતી ત્યારે ત્યારે મને કહેતી: 'બેન, આ સંસારી જીવનમાંથી મુક્ત બની, એથી મને તો આનંદ થાય છે. કારણ કે અહીં તો મારી સાસુનણંદનાં મહેણાં સહન કરવાં પડતાં અને ઇચ્છા વિરુદ્ધનું કાર્ય કરવું પડતું. સવારે વહેલાં ઊઠતાથી તે સાંજના સૂતા લગી પરતંત્રતામય જીવનમાં રહેતી, પણ જ્યારથી અમે આ ગામડાને છાંડીને સાસુસસરાને ત્યજી નોકરીમય જીવનમાં પડ્યાં ત્યારથી અમારા જીવનમાં આનંદની સીમા પ્રવર્તી રહી છે.' આ તારા શબ્દો મને યાદ આવે છે. હરવખતે તું મને આગ્રહ કરતી કે તું મારે ત્યાં જરૂર આવજે, આથી હું તારા સ્વર્ગમય જીવનને નિહાળવા માટે તારે ત્યાં આવી.

હા, તારૂં જીવન સ્વતંત્ર બન્યું ખરૂં, પણ એ જીવનમાં તેં તારા આખાય જીવનને કચરી માર્યું છે. ખરૂં કહું તો તને ખોટું તો નહિ લાગે ને? ખરેખર! તું એદી બની ગઇ છે. સવારમાં મોડું ઊઠવું, નળેથી પાણી ભરી લાવી બે જણનું ખાણું પકાવી પછી બપોરના ઊંઘવું, પછી સાંજે ઊઠી ખાવાનું કરી પછી જમીને ફરવા જવું; સીનેમા જોવાં, ભાત ભાતનાં કપડાં પહેરવાં, ઉપર-ટપકા ભપકા કરવા. એને શું જીવન કહે છે તું? આ સ્વતંત્ર જીવનમાં તને માત્ર શાન્તિ કદાચ દેખાતી હશે, પણ એને તું ખરી જીવનશાન્તિ માને છે? પણ વહાલી બેન, એ શાન્તિ એક દિન પ્રલયકાળની માફક અગ્નિસમ ઝળ-હળશે. એ તો મૃગજળસમ શાન્તિ છે. એને છાંયડે ન જા!

હા, ત્યાં સાસુનણંદનો ધાંટા-ગરાડા નહિ હોય, પણ જાણે છે બેન, કે...

'મીઠું મીઠું સાસરિયું સોહાય, સોભાગી નારને મળે.
માતાની માયા છે સાસુને ખોળે, પિતા સમ હેતથી સસરા બોલે,
મીઠી વહાલમજીની છાંય, સુભાગી નારને મળે'?

એટલે કે તું જાણે છે? ભલે ઉપરથી એ ગમે તેવી માણસાઇ ન બતાવતાં હોય, પણ ગમે તેમ છતાંય એ માણસ છે. આપણી ભૂલો માટે આપણને શિખામણ દેનાર કોણ છે? આપણાં વહાલાં માબાપ સમ તેઓ જ ને! તો પછી ગાંડી, તું એને પરતંત્રતા કહે છે, ખરું ને? વળી તું જો દુઃખ સહન કરતી હોય તો એક, બે, ત્રણ વખત પણ તે ઠપકો આપે, ગુસ્સો કરે, પણ છેવટે તો માનવતા તેમનામાં જરૂર આવશે.

જુદી રહેવાની આટલી નાનકડી વાત કહી, આગળ વધું તો તેં તારા પતિને પણ પરણી દગો જ કર્યો કહેવાય ને! કારણ કે તું કહીશ કે એમાં એમણે શા માટે વિચાર ન કર્યો? પણ બેન, આજનો ઊગતો યુવક એટલે જાણે છે? સ્વતંત્રતાની ઘેલછાવાળો, ભોગી, અને ઊંચા આકાશમાં આંખોનો દૃષ્ટિપાત કરે. પણ પ્રથમ પગલું ક્યાં મૂકવું એનું ય પણ ભાન ન હોય તેવો. વળી તારી ટોકણીથી તે ઘરના કંકાસમય જીવન ત્યજવા માટે પણ તૈયાર થયો હોય, તોપણ ના નહિ. પણ તેં ખરેખર! બિચારાના જીવનને, ઉચ્ચ કેળવણીને, એના આદર્શને કચરી માર્યાં છે. તેં પરણી એને પિતા, માતા, ભગિની, ભાઇથી વિખૂટો પાડ્યો છે. વળી તારા સુખ સારૂ તેં એને યંત્રવત્ જીવનમાં ધકેલવા પ્રયાસ કર્યો છે.

શહેરમાં જઇ કોઇ તને પૂછે તો તું શું કહીશ? તને સુખ છે, એમ ને! સવારથી સાંજ લગી એ બિચારો નોકરી કરે અને મહિને દહાડે ત્રીસ રૂપિયા લાવે, તેમાં ભવિષ્ય માટે તું શું બચાવી શકે? દશ જાય ભાડામાં, બાકીમાંથી તને ખબર જ હશે કે આ મોંઘવારીમાં શું બચે? હું આવી ત્યારે તું ઘી જ વેજીટેબલ અને મગફળીના તેલનું લાવી હતી, એ શું બતાવે છે? જ્યારે ગામડામાં ચોકખી વસ્તુ, ચોકખી હવા, બધું ય મળે છે અને આટલું બધું ખર્ચ પણ નહિ. તેમાંય આખો દહાડો નવરા જેવો લાગે છે, જ્યારે ત્યાં તો એક કલાક પણ તે તારી સાથે વાત કરવા ફુરસદ મેળવતો નથી. અને તું તો આઠે પહોર નવરી જ હોય છે. આ નવરા ગાળામાં તું શું કરે છે? કાંતવું, ભરતકામ? ઘરકામ પણ જ્યાં તું વેચાતું કરાવે ત્યાં એવું તો તારાથી બને જ શાનું?

ખરેખર મને તો અફસોસ થાય છે મારી બેન, કે આખાય ભારતવર્ષની બેનો પણ કોણ જાણે અંગ્રેજી કેળવણી થયા પછી શહેરના યંત્રવત્ ગંદા જીવનને કેમ પસંદ કરે છે? ઉપરટપકી રોશનીથી શા માટે અંજાઇ જાય છે? સમજણ નથી પડતી કે ગામડાના યુવકો પણ શહેરનો ખોટો મોહ કેમ છોડતા નથી? શહેરમાં સુખ પણ શું છે એ પણ સમજ પડતી નથી.

મારી દૃષ્ટિએ તો કમાવું અને ખાવું એ જ જીવનનો ધ્યેય તને હોય એમ સમજાય છે. પણ ભવિષ્યમાં તમારી માંદગી, બાળકોની કેળવણી અને બીજા ઘણા ખરચ આવશે, તો પછી તે વખતે શું તમે ઘેર ઘેર માગવા જશો? તું નવરા ગાળામાં કાંઇ પણ કામ કરતી હોય તો ? અરે! ભૂલી, કામ ન કરવા માટે તો જુદી રહી, ખરૂં ને? પણ જુદાં રહીનેય બે ઘરનો ખરચ વધાર્યો, એટલું તને નથી લાગતું, બેન?

ખાવું, ફરવું અને મુઇ રહેવું. ધણી કમાય અને આપણે આમ બેસી રહેવું, એ તને યોગ્ય લાગે છે? એદી સમ જીવન બન્યા પછી કાર્ય થશે ખરૂં? એ તો 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?' જેવી દશા થશે, મોળાનું ગળ્યું કરાય, પણ ગળ્યાનું મોળું કરતાં વાર લાગે. માટે જેવી ટેવ પાડીએ તેવી પડે. તો શા માટે આપણું જીવન ઉચ્ચ, સંસ્કારી, ઉદ્યોગી ન બનાવીએ. માટે બેન, તું તારા પતિને સમજાવી એને તારા સસરા પાસે પાછા લેઇ જજે ને બિચારાને શાન્તિ આપી ગામડાનું સાદું, ઉચ્ચ જીવન જીવવા તક આપજે. અગર તો શહેરમાં ચાર ફૂટની ઓલડીમાં ગંધાતી આબોહવામાં જેને તું સ્વતંત્રતા માની રહી છે, તેમાંથી બચાવજે. અને એ શહેરના મૃગજળ સમ સુખને તજી દેજે. તો જરૂર તારૂં જીવન સાર્થક થયું મનાશે.

લિ. તારી ભગિની ...

વણછરા, તા. પાદરા મંગળદાસ હીરાચંદ શાહ

---

## હજીયે સમજો

પ્રત્યેક સંસ્થા અમુક પ્રકારના નિયમોથી હમેશાં બદ્ધ હોય છે, અને એ ઘણી વાર લાભદાયી પણ નીવડે છે. પરંતુ જેમ જૂના ખેતરમાં અવારનવાર નવું ખેડાણ કરવાની જરૂર પડે છે, તેમ સંસ્થાની ઉન્નતિની ખાતર અવારનવાર નિયમો ફેરબદલ કરવા આવશ્યક હરે છે. કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ કહ્યું છે, કે જ્યારે જ્યારે માણસ અંધપરંપરાને ફેંકી દેઇ નાના મોટા દરેક પદાર્થને કોઽસિ? તસ્મિંસ્ત્વયિ કિં વીર્યમ્? એવો સવાલ પૂછવાની હિંમત કરે છે ત્યારે પ્રજામાં નવું બળ આવે છે અને સમાજ સંસ્કરણ પામે છે.

હિન્દુ સમાજના વિભાગો પહેલાં વર્ણને નામે ઓળખાતા. આજના નાના નાના વિભાગ નાતને અને ગોળને નામે ઓળખાય છે. આ સંસ્થા પણ આજકાલની નથી; એણે પણ અનેક વર્ષો જોયાં છે અને સમાજજીવનમાં

દે જડ ઘાલી બેઠી છે. આ રીતે ઊંચનીચનો ભેદ દાખલ થતાં સમાજ છિન્નભિન્ન થઇ ગયો છે, અને મિથ્યાભિમાની વર્ગોએ સમાજના વધુ ને વધુ કકડા પાડયા છે. ચરોતરમાં મોટાં ગણાતાં ૭ ગામનો ગોળ પણ એ મિથ્યાત્વને આભારી હોય એમ લાગે છે. એ ગોળની બહાર કન્યાઓ આપવી એ આજકાલ ગુનો ગણાય છે.

ગોળની આવા પ્રકારની વ્યવસ્થા શરૂઆતમાં કદાચ લાભદાયી નીવડી હશે. પરંતુ એની પાછળ રહેલે સંકુચિત માનસે અને સ્વાર્થદૃષ્ટિએ હવે પોતાનું પોત પૂરેપૂરૂં પ્રકાશ્યું છે. ગોળની બહાર કન્યા ન આપી શકાય, પણ વર ગમે તે ગામના પાટીદારની કન્ય પરણી શકે, એવી વ્યવસ્થા દેખીતી જ બેહુદી અને આત્મઘાતક છે. અને એની પ્રતીતિ ઊંડે ઊંડે ય પ્રત્યેકને થયા વિના નહિ રહી હોય. આપણે જાણીએ છીએ, કે આપણે હાથે જ આપણા પગ ઉપર આપણે કુહાડો મારી રહ્યા છીએ, છતાં પણ આપણે ઊંહકારો સરખો પણ ભરતા નથી, એ વસ્તુસ્થિતિ આપણી પોતાની ભૂલો સ્વીકારી એનો પ્રતિકાર કરવા જેટલી નિખાલસતાનો અને બળનો અભાવ સૂચવે છે.

જૂનાને વળગી રહેવાની આપણા માનસની જડતાને લીધે અત્યાર સુધી આપણે ઘણું સહન કર્યું છે, અને હજીયે સહન કરી રહ્યા છીએ. કન્યાઓના વધતા જતા ફાલને લીધે અને ગોળની બહારથી ખૂબ પરઠણો લેઇને કન્યા લાવવાની આપણી વૃત્તિને પરિણામે આપણી કેટલીયે કન્યાઓ વરને અભાવે રખડે છે કે બીજવરને પનારે પડે છે. અમુક જ નાના સમૂહમાં કન્યા દેવાની હોવાથી યોગ્ય વરને અભાવે પોતાની પુત્રીનું શિક્ષણ અટકાવી તેની અભિલાષાઓ દાબવી પડે છે, અને શારીરિક યા માનસિક કજોડાં બાંધવાની ફરજ પડે છે. આમ ગોળની આપણી આવી સંકુચિત વ્યવસ્થા આજે નિરર્થક જ નહિ, પણ હાનિજનક બની ગઇ છે.

૭ ગામમાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલી પરઠણની બદી પણ ઉપર જણાવેલી ખામી ભરેલી વ્યવસ્થાનું જ પરિણામ છે; અને ઊંડો વિચાર કરતાં, આફ્રિકાવાસીઓ એમાં વધારે દોષપાત્ર માલમ પડે છે. માંડ માંડ ૭ મહિનાની રજા લેઇ પરદેશથી આવેલા પિતાઓ પોતાની પુત્રીઓને ઠેકાણે પાડવા માગતા હોય છે; અને તેથી મોં માગી પરઠણ આપતાં તેઓ અચકાતા નથી. તેઓ પોતાનો સ્વાર્થ તો સાધે છે, પણ તેમ કરતાં બીજાઓને પણ અનિચ્છાએ એ જ ખાડામાં પડવાની ફરજ પાડે છે, એનો તેઓ વિચાર

સુદ્ધાં પણ કરતા નથી! બીજાં પાંચ ગામમાં પરણની બદીનું જોર અત્યંત ઓછા પ્રમાણમાં છે એ ખરેખર નોંધપાત્ર છે.

આપણે આવી પ્રાણઘાતક પરિસ્થિતિને ક્યાં સુધી નિભાવીશું? આપણે આપણને જો સુધરેલા, સંસ્કારી અને પ્રગતિશીલ તરીકે ઓળખાવવા માગતા હોઇએ તો આપણે રૂઢિનાં જુગજુગનાં બંધનો શિથિલ કરવા તૈયાર થવું જોઇએ. ૭ ગામના ગોળને સમૂળગો વિખેરી નાખવાની વાત કેટલાકને કદાચ વધુ પડતી લાગવા સંભવ છે, તોપણ પહેલાં હતાં તેમ બાર ગામને એકત્ર કરવાની અનિવાર્યતાનો અસ્વીકાર તો કોઇ પણ સાનદાર આદમી નહિ જ કરે. આમ કરવાથી એ લાભ થશે: થોડીઘણી સંકુચિતતા દૂર થતાં બેટીવ્યવહાર વિશાળ બનશે અને આપણો પૂર્વજપ્રમાણિત જૂનો સંબંધ તાજો થશે.

૭ ગામનાં ભાઇઓનો, હજી મોડું નથી થયું તે પહેલાં આપણી આંખો ઉઘાડવાની જરૂર છે. આભ ફાટે ત્યારે થીંગડું દેવા જવાતું નથી. માટે સવેળા આપણી ભૂલો સમજી લેઇને જે કંઇ યોગ્ય હોય તે કરવું ઘટે છે.

ધર્મજ — જશભાઈ કા. પટેલ

---

# નીમુનો પત્ર

**વહાલી ભગિની,**

તનથી તંદુરસ્ત છું, પરન્તુ મનથી મૂંઝાએલી છું.

તને વિચાર આવશે કે નિર્મળા કઇ માનસિક મૂંઝવણ અનુભવતી હશે. પરન્તુ તને મારી એ માનસિક ગડમથલનો—અરે પ્રત્યક્ષ અનુભવનો—સ્વપ્ને ય ખ્યાલ નહિ હોય. મારી ઇચ્છા જ તને આ બધું જણવા દેવાની ન હતી. પરન્તુ બેન, તું એ તો જાણેજ છે કે હૃદયમાં દુખો ભરાય છે, ત્યારે બધું ય ઠાલવી દેવાની તાલાવેલી થઇ જાય છે અને હૃદયની તે વ્યથા ઠાલવીને જ ક્ષણિક શાન્તિ પ્રાપ્ત કરાય છે.

આજ પ્રમાણે વિચારોની તરંગમાળા દોડાએ જતાં હૈયામાં અગ્નિ પ્રગટતાં દિલ વલોવાઇ જાય છે, આત્મા કકળી ઊઠે છે, હૈયાની ઊર્મિઓના ચૂરેચૂરા થઇ જાય છે અને હૃદયનો ભાર વધતો જાય છે. આવું બધું થાય છે ત્યારે એ ભારને હલકો કરવા કોઇ નિકટનું મળતાં દિલ ખોલી નાખીને હાશ મેળવાય છે. મારી આવી પરિસ્થિતિમાં મારૂં દિલ તને નિકટનું સગું ગણવા સ્વીકાર કરે છે

અને તેથી જ મારી મનોવ્યથા તારી સમક્ષ ઉઘાડે છોગે—હાંકે પત્રે—રજુ કરૂં છું.

આપણા સહવાસમાં—એટલે કે જ્યારે આપણે બન્ને ચોથા ધોરણમાં ભણતાં હતાં ત્યારે તું મને સુખી દેખતી, મારા સુખ માટે તું ગૌરવ લેતી. પણ ત્યારે મારી કમનસીબી મેં તને જણાવેલી નહિ, તેમ જાણવા દીધેલી પણ નહિ. આજે એ બધું તારી સમક્ષ જાહેર કરવાની ત્વરિત ઇચ્છા થયાથી હૈયું હલકું કરૂં છું. જ્યારે ખૂબ ગમ્મતમાં આવી જઇને ભાવિ ગૃહસંસારની કલ્પનામાં આપણે બન્ને જણ વિચારતાં, ત્યારે મારૂં વેવિશાળ થઇ ગયું છે એમ મેં તને જણાવેલું અને મારા ભાવિ પતિ વિષેનું મારૂં સુંદર સ્વપ્ન તને કહેલું ત્યારથી તે આજ સુધી તું તો એમજ જાણે છે કે હું પરણી નથી—વિવાહ જ થઇ ગયો છે. અને અવકાશે લગ્નગ્રંથીથી જોડાવાની છું. પણ બેન મારા એ જુઠાણા માટે આજે તારી માફી માગું છું.

હું નાનપણમાં એટલે કે બારેક વર્ષની વયે પરણી ચૂકી છું. મારા પતિનું નામ નિરંજન છે. હાલ તેઓ બી. એ.માં અભ્યાસ કરે છે અને રાષ્ટ્રની લડતમાં કારાવાસી બની ચૂકયા છે. આજે હું મેટ્રીકમાં અભ્યાસ કરૂં છું અને મેટ્રીક પાસ કરીને તુરતજ રીતસરના ગૃહસંસારથી જોડાવા ઇચ્છા રાખું છું. અરે! 'રાખું છું' એના કરતાં 'રાખતી હતી' એમ લખવું ઠીક માનું છું. મારી આવી મુરાદના જ્યારે ચૂરેચૂરા થાય ત્યારે મારૂં મન શી રીતે સ્થિરતા અનુભવે! અલબત્ત તારા હૃદયમાં પણ વલોપાત થાય એ સ્વાભાવિક છે.

હું દેખાવે કેવી છું? તને તો હું ખૂબ સુંદર લાગતી. આ બધું સૌંદર્ય મને ભાવિ જીવન માટે આનંદ આપતું હતું. પણ આજે એ બધી આશાઓ કડડડ ભૂસ કરીને તૂટી પડતી નિહાળું છું બેન આવો વિચાર માત્ર આવતાંજ કમકમિયાં આવે છે, આંખમાં આંસુ આવે છે અને આગળ લખતાં હાથ ઉપડતો નથી. છતાં નિશ્ચયપૂર્વક પત્ર લખવા બેઠી છે, તેથી હૈયાને હળવું કરૂં છું.

નિરંજનને ચારેક વખત રૂબરૂ મળી છું. તે એમ કહે છે કે 'તું મને ગમતી નથી.' મારૂં હૃદય ભડકે બળે છે, વિચારો ગતિમાન બને છે, તરંગોની હારમાળા ચાલે છે. વિચાર આવે છે કે: 'મારામાં સૌંદર્ય છે, શરીરની પુષ્ટતા છે, જરૂરી અંગ્રેજી કેળવણી લેઉં છું, તો પછી હું એમને શા માટે નથી ગમતી!' બસ, આ જ પ્રશ્ન મુંઝવે છે.

નિરંજન જ્યારે મળે છે ત્યારે છૂટાછેડા લેઇ લેવાની ટકોર કરે છે. તે ચોકખા શબ્દોમાં મારો પત્ની તરીકેનો ઇન્કાર કરે છે. બસ, એક જ સૂચન, કે 'છૂટાછેડા'! સમાજનાં બંધનો સ્ત્રીઓ માટે બંધનકર્તા છે તેટલાં જ પુરુષો

મારે ઢીલાં છે. સમાજ ફરીથી પરણવાનો મારો હક્ક છીનવી લે છે. આવી બધી વિકટ પરિસ્થિતિમાં હું ખૂબ ભ્રમિત બનું છું.

હૃદયમાં ઝણઝણાટી વાગે છે, હૃદયની વીણા ઢીલી પડે છે અને આશાના તારો તૂટી પડે છે. મગજ વીસ હોર્સ પાવરની ગતિએ ચક્કર મારે છે. ક્યાં ગઇ એમની કેળવણી, ક્યાં ગયું એમનું બી. એ. સુધીનું ભણતર! એક નારીની હત્યા કરવા જેટલું પાપ કરતાં એમને કેમ કોઇ પણ પ્રકારનો આંચકો લાગતો નથી! શું એમને હૃદયની જગ્યાએ પાષાણ હશે કે?

બી. એ.ની પરીક્ષા આપવા મુંબઇ ગયા. ત્યારે ત્યાં એક મોહમયી માનુનીના મોહમાં લપટાયા. અલબત્ત મોહાન્ધ બન્યા. પોતાની પત્ની વિષે બિલકુલ ખ્યાલ ન કર્યો અને એના મોહમાં અંધ થઇ ઝુકાવ્યું. ખલાસ! મોહનો કીડો એમના મગજને કોતર્યે જાય છે, નશાબાજ જેવા મોહમાં એમનું મગજ કશો ય વિચાર કરતું નથી. એમને તો એક જ ધૂન લાગી છે કે 'નિર્મળા સાથે છૂટાછેડા'!

બેન, પરણ્યા છતાં વૈધવ્ય અનુભવવાની પળ આવી છે. મારે શિરે વિજળી ત્રાટકે છે. એક બાજુથી છૂટાછેડા સિવાય બીજી કોઇ દલીલ એમને માન્ય નથી, ત્યારે બીજી તરફ હૃદયની ગડભાંજ પટા મારે છે સૂડી વચ્ચે સોપારી! મારે શું કરવું? એ તો એમ જ સમજે છે કે મારામાં રૂપ નથી, લાવણ્ય નથી, જ્ઞાન નથી, ચારિત્ર્ય નથી, ટૂંકમાં કાંઇ યે નથી અને તેથી જ હું નથી ગમતી! આ બધું એમનું જ્ઞાન સાચું! બી. એ. સુધી ભણ્યા અને તેના સારાંશનો અમલ આ રીતે!

નિરંજન ક્રાંતિવાદમાં માને છે. અલબત્ત, સમાજવાદી તરીકે પણ પોતાને ઓળખાવે છે. ત્યારે મને પ્રશ્ન એ થાય છે કે એક નિર્દોષ યુવતી સાથે આવી રીતની ક્રાન્તિમાં એમનો સ્વાર્થી ક્રાન્તિવાદ સમાઇ જતો હશે! સમાજવાદી તરીકે જડ સમાજના સગવડીઆ કાનુનોમાં ઠીક ફાવતે પહે બેસીને જ સમાજવાદ સચવાતો હશે? શું આઝાદ બેજાં! 'વર મરો, કન્યા મરો, પણ ગોર મહારાજનું તરભાણું ભરો,' એ ન્યાયે ચાલવામાં યુવકો પોતાની પ્રતિષ્ઠા સમજતા હશે કે શું? વગેરે ભિન્ન ભિન્ન તરેહના વિચારોથી મારાં મગજના પોપડાઓ હલમલી ઉઠે છે.

મેટ્રીક પાસ કરીને કયો માર્ગ લેઉં? એઓશ્રી તો પોતાના મંતવ્યમાં મક્કમ છે. મારે શું કરવું? પરણીને કુંવારી રહી છું, અરે! રહેવાની ફરજ પડી છે અને તે પણ મોંમાં ડૂચો મારીને ફરજિયાત! શું કરવું? શું કરવું?

વિચારો આવે છે. સમાજ સામે બળવો કરૂં તો 'ખાનદાની' લાજે છે, છૂટાછેડા લેઉં છું તો 'કેળવણી' લાજે છે અને આપઘાત કરૂં તો ઘરની 'આબરૂ' લાજે છે. ત્યારે કરવું શું? મારા જેવી નિર્દોષ બાળાઓ માટે તો ખાનદાની, કેળવણી, અને આબરૂ એ સૌ ઉજાળવું રહ્યું!

ત્યારે આ સમાજમાં સ્ત્રી એટલે ત્રણ પૈસાનું પતાકડું, એમજ થયું ને? બેન, તારાથી બને તો માર્ગ બતાવજે. મારૂં હૃદય તારી સમક્ષ ઠાલવીને હૈયાનો ભાર હળવો કરૂં છું, તો તું મારા આખાય જીવનનો ભાર ઓછો કરવામાં શાન્તિ આપીશ ને? પ્રત્યુત્તર લખજે, બેન!

લિ.

તારી દુઃખી બેન નિમુનાં સ્નેહસ્મરણ

ભાદરણ. (હાલ પાદરા) ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

——*——

## નાશ થવો જોઇએ

**સંસ્કારી** જગતમાં આજના ભણેલા અને અભણ પાટીદારની તુલના નકામી છે, કારણ કે ખોટાં ખર્ચ કરવામાં, સમાજનાં સડેલાં અંગો પોષવામાં અને ઇતર સમાજને અહિત કરનારાં તત્વો પોષવામાં બંનેનો ફાળો લગભગ સરખો જ છે. બારમા વખતે કે લગ્ન વખતે કરવાના ખર્ચમાં બંનેની મારેલી છલાંગ નાનીસૂની નથી હોતી! આવી છલાંગ મારનાર પાટીદારની નાટકી વાહવાહ બે દિનને માટે ભલે બોલાતી હોય અને અલ્પ સમયને માટે દેડકાના ગૌરવથી એ ભલે ફુલાતો હોય, પરંતુ ભવિષ્યમાં એજ પાટીદારનો પાછલો ફાલ જ્યારે ભૂખે મરતો હશે, ત્યારે એના કુળદીપકો એ પ્રતિષ્ઠિત(!) પિતા ઉપર શાપ વર્ષાવતા હશે!

લગ્નપ્રસંગોએ જમણવારો કરવામાં કે એવા બીજા ઉત્સવો (બારમું પણ એક ઉત્સવજ ને?) ઉજવવામાં પાટીદારોનો આડંબર મહત્ત્વનો ભાગ ભજવે છે. પરઠણ આપવા લેવામાં અને માટલીના ચાલમાં રહેલી પાટીદારોની દુષ્ટ વૃત્તિ, કોઇક દિવસ આ સમાજનો નાશ કરી નાખશે. પરંતુ આમ થાય તે પહેલાં પાટીદાર સમાજને નાશને માર્ગે દોરતા સમાજના હિતશત્રુઓનો, બહેડી તકે સામનો કરવાની યુવકોએ તૈયારી કરવાની છે સમાજની પુનઃરચના માટે સામાજિક ક્રાન્તિની જરૂર છે અને આવી ક્રાન્તિ તો, ઇતિહાસ કહે છે તેમ,

યુવકો જ કરી શકે; પણ આવી ક્રાન્તિ કરી શકે એવા યુવકો પાટીદાર સમાજમાં છે કે કેમ તે જોઇએ.

પાટીદાર યુવકોનો જેને અનુભવ છે અને જેણે એમની વચ્ચે કાર્ય કર્યું છે તે એકદમ કહી દેશે કે ના, સામાજિક ક્રાન્તિ કરી શકે એવા યુવકો આજે ખમીરહીન થઇ ગયા છે, આજે સમાજની પુનર્વ્યવસ્થાને માટે પાટીદાર યુવક સાવ નિષ્ક્રીય થઇ ગયા છે. સામાજિક બદીઓનો સામનો તો બાજુએ રહ્યો, પરંતુ રૂઢિચુસ્તોના રૂઢિપોષક તત્ત્વમાં પણ, પડદા પાછળ રહીને, યુવકો સજડ રીતે સાથ આપી રહ્યા છે ત્યારે યુવકોની યુવાની આજે ચાલી ગઇ છે, એમ લાગ્યા વિના રહેતું નથી. અને અનુભવ પણ એમ જ કહે છે.

એક મુરતીઆની શોધમાં ફરતાં, પરઠણોની અમર્યાદિત માગણી અને એવી જ બીજી નાની મોટી માગણીઓ જે રૂપમાં અને જે અર્થમાં સામે પક્ષેથી દર્શાવાય છે તે જોતાં ઘડીભર એમ થઇ જાય છે, કે આવા ગુંડાઓનો નાશ થાય એ જ યોગ્ય છે. પરંતુ વધારે દિલગીરી તો યુવકોની નબળાઇ અને સ્વાર્થસાધક વૃત્તિ તેમ જ એમની કેળવણી જોઇને થાય છે. કેટલાક ભણેલા (પણ કેળવાએલા નહિ) યુવકોથી મોઢે માગણી ન થાય, ત્યારે તેઓ સુધારકનો બુરખો ઓઢીને, મામા કે મામાની બેનની મારફતે એમ કહેવરાવે છે કે "હું પરઠણ લેવાની બાબતમાં તદ્દન વિરૂદ્ધ છું, પણ માને કે બાપને દુભવવાં મને પસંદ નથી. એમને તમે ખુશ કરજો!" અને આમ કુરૂઢિઓના નાશમાં પણ માબાપની ઇચ્છાને આધીન રહેનારા સ્વાર્થી યુવકો પોતાના ગામનું, નાતનું કે દેશનું શું ભલું કરી શકવાના છે? સામાજિક ક્રાન્તિ વખતે પણ શું ઉકાળવાના છે? આવા યુવકો પ્રત્યે નફરત અને ઘૃણાની દ્રષ્ટિથી કોઇ પણ જુએ, એમાં દોષ કોનો?

સમાજનું આર્થિક અધઃપતન તો વર્ષોથી થતું આવ્યું છે, પણ હમણાં હમણાં સમાજનું નૈતિક પતન પણ શરૂ થઇ ચૂક્યું છે, અને એને માટે આજના મોટેરાઓ અને એમને પગલે ચાલતો આજનો પાછલો ફાલ જ જવાબદાર છે. પાટીદારો—મુખ્યત્વે ચરોતર, વાકળ અને કાનમના—આ બદીને સવિશેષ અપનાવી રહ્યા છે. મદ્યપાન એ સારૂં નથી એ જાણવા છતાં, પાટીદાર સમાજનો કેટલોક ભાગ આ વ્યસનના પંજામાં પડ્યો છે, એ દુઃખદ અને ઘૃણાજનક વાત છે. યાદવાસ્થળી જમાવનારી આ ચીજ પાટીદારોમાં આવીને કદાચ, ભવિષ્યમાં ઉથલપાથલ મચાવે તો ના ન કહેવાય. અરે, કેટલાંક તો એવાં કુટુંબો છે, જ્યાં દીકરો બાપને દારૂની પ્યાલી ભરી આપે છે,

અને પછી તો દીકરો પણ...! એટલું જ નહિ, જાનોમાં પણ, જો જાનની ઝડતી લેવામાં આવે તો, મદ્યના બાટલા નીકળ્યા વિના રહે નહિ! જાનોમાં જઇને પરગામમાં ચકચૂર થઇને, એફામ રીતે વિહરતા ઘણાના દાખલા મોજુદ છે! અને આમ ભવિષ્યના નાગરિકોની આ બદી ઉપર વધતી જતી હમદર્દી એમને નૈતિક અને શારીરિક (સાથે આર્થિક પણ) અધોગતિ તરફ દોરી જાય છે. સમાજના સમજુ અને ડાહ્યાઓએ આ પ્રત્યે પણ ધ્યાન દેવું જ ઘટે.

ભૂતમાં થઇ ગએલા શ્રીમંત નબીરાઓએ બારમા- તેમ જ લગ્ન-પ્રસંગે મોટા જમણવાર વગેરે કરીને, સમાજનાં હિતોને મોટો ધોકો લગાડ્યો છે. અને મરનારની પાછળની આ શ્રીમંત નબીરાઓની મહેરીલોનું અંધ અનુકરણ કરીને સમાજના બીજા માનવોએ આ બદીઓને સનાતન રૂઢિઓમાં ફેરવી નાખી. વળી હજી પણ નવા રિવાજો વધતા જ જાય છે! અરે, ગયે જ વર્ષે ચરોતરમાં બાકરોલના એક ભાઇએ પોતાના પુત્રના ચાંલ્લા વખતે મોટું જમણ કરેલું! આ સદીમાં, જો સમાજમાં ડાહ્યા અને સમજુ માણસો ન હોત તો ચાંલ્લા વખતે પણ જમણવાર કરવાનો ચાલ પાટીદારને માથે ઠોકાઇ પડત! આપણા સમાજ માટે આવા ભાઇઓ કલંકરૂપ છે.

વળી લગ્નોમાં બતાવાતી રાક્ષસવૃત્તિ, શોષણવૃત્તિ અને લગ્નોત્સવ પછીના કાળમાં ગૃહલક્ષ્મી (!) ઉપર ગુજરતા સિતમો એ પાટીદાર સમાજની વિશિષ્ટતા છે. અને આ સિતમો મુલકમશહુર છે. આમ ન બને તો એ પાટીદાર સમાજ શાનો! જગતના તાત બનવાને બદલે કુરૂઢિઓના ગુલામ બનનાર બિચારા પાટીદારની દયા ખાવી જોઇએ, પણ પાટીદાર સમાજ દયાને પાત્ર નથી. રાક્ષસોની સત્તાથી સંચાલિત જે સમાજ સ્ત્રીઓ ઉપર, ગરીબો ઉપર જુલ્મો કરતાં અચકાતો નથી, એવા નરાધમ સમાજની દયા ખાવાનો કોઇને ય હક નથી, ના, નથી જ. અને આવા અનેક સિતમગારોથી ભરપૂર એવા આ સમાજનો નાશ થાય (અલબત્ત, પુનર્રચના માટે), તો કોઇને જરા પણ રંજ થવો જોઇએ નહિ.

કરખડી (પાદરા) ગોરધનભાઇ હા. પટેલ

—x—

# ધર્મજના ભાઇઓને

**સાંભળવા** પ્રમાણે ધર્મજમાં 'કેળવણી મંડળ' સ્થપાયું છે. એને અંગે મોટી જંગાવર રકમ ફંડમાં એકઠી કરવાના પ્રયાસો શરૂ થયા છે. વળી, એમાં અમુક લવાજમ ભરી સભાસદ થવાનું હોય છે. સભાસદ એ મંડળમાં પોતાનો મત આપી શકે. આ જાતની પણ પ્રવૃત્તિ ઊભી થઇ. સભાસદ માટે ઉમેદવારો પણ ઊભા થયા. પોતાને મત મળે એ માટે રાતોરાતના અખંડ ઉજાગરા કરીને ઓળખાણ પિછાણવાળાને ત્યાં દોડાદોડ કરી, અનેક જાતના શ્રમ વેઠી પોતાનાં નામ નોંધાવ્યાં. અને છેવટની ચૂંટણીમાં એમાંના કેટલાયે ભાઇઓ સફળ પણ થયા હશે. પરન્તુ, એવી ધમાલ મચાવી સભાસદ થએલા ભાઇઓમાંથી હાર્દિક લાગણીથી મંડળની સેવા કરનાર ભાઇઓ કેટલા હશે તે તો નીપજ્યે વખાણ! એમની જાહેર સેવા પ્રકાશમાં આવ્યે એમની કિંમત અંકાય.

બાકી, મારા જેવાં એ ભાઇઓને આજે એટલું તો ચોક્કસ વિનવશે કે તમે મહાપરિશ્રમ વેઠીને મંડળ ઊભું કર્યું, એની પાછળ મોટી રકમ ફંડમાં એકઠી કરી. એનો ઉપયોગ તમે ક્યાં ક્યાં કરશો? આ પ્રશ્ન મારા હૃદય સાથે ઊભો થાય છે, છતાંયે કંઇક આશા છે કે ઉપયોગ તો જરૂર જ સારો થવાનો છે. પણ, ત્યારે સાથે સાથે એટલું ય કરજો કે આપણા જ ગામમાં બેનોને માટે પ્રસુતિગૃહ (સુવાવડખાનું) છે, એ જરા તપાસી એનાં સાધનોને અભાવે જે દુર્દશા છે એ બાબત નામદાર સરકારને અરજ કરીને, અથવા બીજી રીતે એ ગૃહને સહાયતા માટે રકમ મેળવી આપવી.

એ પ્રસુતિગૃહ મેં જોયું છે. એક માસ ઉપર હું ધર્મજ હતી. એ અરસામાં મારાં એક સગાં બેનની ખબર જોવા એ પ્રસુતિગૃહમાં એક બેનની સાથે ગઇ. સાંજનો સમય હતો. પ્રસુતિગૃહમાં ચાર ખાટલા રાખવામાં આવે છે દિવસમાં એક વાર દાક્તર, અને એક વાર નર્સ દર્દીની મુલાકાત લે છે. બાકી પછી દર્દીને શી પીડા છે, શી તકલીફ છે, એ પૂછનાર બીજું કોઇ નહિ! વળી સાધનોની અછત દર્શાવતું એક ઉદાહરણ આપું: એક બેનના ખાટલા પાસે બે ખાટલા વચ્ચે સહિયારા એક ખુલ્લા નાના ટેબલ ઉપર ઘેરથી આવેલા ખાણામાંથી કંઇક (હતી તો પૂરી) ખુલ્લું પડેલું. ઉપર માખો બણબણતી હતી. દવાખાનાના સિદ્ધાન્તથી આ વાત જરૂર જ વિરુદ્ધ ગણાય. પછી બીજી વાત સારવાર માટે: પ્રસુતિ પછી વૈદ્યક દૃષ્ટિએ પાંચ કે છ દિવસે ખાટલામાંથી બહાર પગ મૂકવાની રજા દાક્તર

આપે, ત્યારે અહીં તો કુદરતી હાજત તુર્તમાં જણાય તો ય ઊઠીને બાજુમાં આવેલી એક નાળ્યણીમાં (જે ગંદકીથી ભરેલી નજરે પડી) જવાનું. ત્યારે આ દશામાં આરોગ્યશાસ્ત્રના નિયમો કેવા'ક જળવાતા હશે? ત્યારે દર્દીને આરામ મળવો જોઇએ એ વાતનું પાલન કેવી રીતે થતું હશે? ન મળે કુદરતી હાજત માટેનાં સાધનો (બેડપેન, વગેરે), ન મળે બીજાં જરૂરી સાધનો! અરે, દવા પીવાની પ્યાલી, એ પણ બધાં વચ્ચે એક જ સહિયારી! આ સ્થિતિ પ્રસૂતિગૃહમાં જનાર બેનને માટે! હવે ચોકખાઇ માટે: ખંડમાં કચરો જ્યાં ત્યાં દિસતો હતો. એક બાજુ દર્દી બેનોનાં કપડાં ધોવાઇને મુકાયાં હતાં, પણ તે કપડાં ઉપરનો ઉજાસ જોતાં ધોયાં ના ધોયાં જેવાં જ લાગતાં હતાં. આ દશા સુધરેલાં ગણાતાં પ્રસૂતિગૃહોમાં જો થતી હોય તો પછી ઘેર જ પ્રસૂતિ થાય તો ય શું ખોટું? છેવટે કંઇ નહિ, તો સ્વજનોની માયાળુ હૂંફ તો મળે જ!

આ પછી પ્રસૂતિગૃહનાં નર્સ બેનને અમે મળ્યાં. આ સંબંધે અમારે વાતો થઇ. સાધનો તેમ જ સારી રકમનો પગાર ન દેવાને અભાવે માણસ વગેરેની પૂરતી સગવડ થતી ના હોય, ત્યાં એ પણ લાચાર!

આપણું આ પ્રસૂતિગૃહ જોયા પછી પ્રસંગોપાત્ત વળી મારે ભાદરણ જવાનું થયું. ત્યારે પણ પેલાં જ બેન સાથે હતાં. એમણે મને સાથે ફરીને ભાદરણની અનેક જાહેર સંસ્થાઓ બતાવી. ત્યાંનું પ્રસૂતિગૃહ પણ દેખાડ્યું. આપણા (ધર્મજના) અને ત્યાંના પ્રસૂતિગૃહ વચ્ચે બહુ ફેર જોયો. ઊંચાઇ પર સુંદર રીતે બાંધેલા દવાખાનાની બાજુમાં આવેલા એ પ્રસૂતિગૃહને જોઇ મારું હૈયું આનંદે નાચી ઊઠ્યું, જ્યારે આપણા (ધર્મજના) પ્રસૂતિગૃહને જોઇ એની કરુણ દશા ઉપર અંતર કકળી ઊઠ્યું! આ લેખ એટલા પૂરતો સર્જાયો છે. બેશક, જાણું છું કે મારો અવાજ યોગ્ય કાને પહોંચવાનો નથી, 'રણશિંગડામાં તતૂડી વાગ્યા' જેવુંજ થનાર છે, છતાં યે આંખે જોએલા સત્ય તરફ ધર્મજના વતની ભાઇઓનું ધ્યાન ખેંચવામાં મારો ધર્મ સમજીને જ કંઇક લખું છું. સેવાપ્રેમી ભાઇબેનોને વિનતિ કરું છું કે વહેલી તકે પ્રસૂતિગૃહની દીન દશા દૂર કરવા માટે ઉપર જણાવેલાં ઉપયોગી સાધનો વસાવી તેમજ બીજી જે જે ખામી હોય તે તે દૂર કરી બેનોની આશિષો લો.

આ ઉપરાંત ધર્મજમાં બાલમંદિર છે, એના તરફ પણ ધ્યાન દેઇ યથા-યોગ્ય રીતે ખીલવવું એ પણ તમારો ધર્મ છે. વળી સ્ટેશનથી ગામમાં આવતાં ઉનાળાના તાપમાં કંઇક રાહત મળે એવું કોઇ સ્થળ નથી, તો એવો કોઇ

બાગબગીચા થાય અને પાણીની પરબો મંડાય, તો કેટલાયે પથિકોને આશીર્વાદરૂપ બને! વળી લોકસેવાનાં આ પણ ધામ છે. છેવટમાં ગમે એમ, પણ 'કેળવણી મંડળ' માત્ર શોભાનાં ગાંઠીઆની માફક બની ના રહેતાં પ્રગતિશીલ તેમ જ સેવામય બને, એમ સહજ ભાવે, નમ્ર ભાવે ઇચ્છું છું.

આ મંડળની પાછળ રસ લેઇ રહેલ ભાઇઓ, આ મારૂં સાંભળશો ?

'પાટીદાર' મન્દિર, આણંદ — સૌ. વિમળાબેન અં. પટેલ

—*—

## જાણવાજોગ

### ૨. 'પાટીદાર'ને જતી ખોટમાં મદદ:

૧. કેરીઓથી ભાઇ આશાભાઇ જે. પટેલે ત્યાંના નીચેના ભાઇઓ પાસેથી મેળવીને મોકલ્યા છે:

| | | |
|---|---|---|
| क | અંબાલાલ કે. પટેલ, | શિ. ૨૫ |
| ख | છોટાભાઇ એલ. પટેલ, | શિ. ૧૦-૬૦ |
| ग | આશાભાઇ જે. પટેલ, | શિ. ૧૦ |
| घ | (૧) ગોરધનભાઇ જે. પટેલ, (૨) ગોરધનભાઇ એમ. અમીન, (૩) ચતુરભાઇ ભાઇલાલભાઇ એન્ડ કું. (૪) છોટાભાઇ એમ. પટેલ, (૫) જશભાઇ ડી. પટેલ, (૬) જામણુવન જી. પટેલ, (૭) ડાહ્યાભાઇ એચ. પટેલ, (૮) ડાહ્યાભાઇ એમ. પટેલ, (૯) પુરુષોત્તમ પી. પટેલ, (૧૦) પુરુષોત્તમ બી. પટેલ, (૧૧) પુરુષોત્તમ બી. પટેલ, (૧૨) પુરુષોત્તમ વી. પટેલ, (૧૩) ભાઇલાલભાઇ બી. પટેલ, (૧૪) મંગળભાઇ યુ. પટેલ, (૧૫) મણિભાઇ કે. પટેલ, (૧૬) મણિભાઇ એમ. પટેલ, (૧૭) મણિભાઇ એસ. પટેલ, (૧૮) મોતીભાઇ એમ. પટેલ, (૧૯) રણછોડભાઇ જી. પટેલ, (૨૦) રામભાઇ સી. પટેલ, (૨૧) રામભાઇ એન. પટેલ, (૨૨) રાવજીભાઇ ટી. પટેલ. દરેકના શિ. ૫ = | ૧૧૦ |
| | કુલ શિ. | ૧૫૫-૬૦ |

મની ઓર્ડરથી મળ્યા = રૂ. ૯૯-૬-૦

૨. બ્રોકન હીલ (રોડેશિયા): ભાઇ રાવજીભાઇ ડી. પટેલ, શિ. ૧૨ = રૂ. ૮

૩. કંપાલા: ભાઇ મણિભાઇ શિવાભાઇ પટેલ રૂા. ૫
૪. મલાતજ: ભાઇ દેસાઇભાઇ આઇ. પટેલ રૂા. ૨
૫. કોરા: ભાઇ શંકરલાલ ગોવર્ધનદાસ પટેલ રૂા. ૨
ઉપરના સૌ ભાઇઓનો ઉપકાર માનું છું.

## ૩. અનાજનો વ્યય થતો અટકાવવા લગ્નમાં મિઠાઇ મિષ્ટાન્ન કમી કરો.

હિંદુસ્થાનમાં ભૂખમરો આજે ઠેર ઠેર ધુરકી રહ્યો છે, બંગાળ અને બિહાર તેના જડબામાં છે, કાલે ગુજરાતમાં ભૂખમરો આવે તો નવાઇ નહિ!

ઘર સમાલીને તો સૌ કોઇ ચાલશે; પરંતુ લગ્ન જેવો પ્રસંગ આવે, ત્યારે મિઠાઇ મિષ્ટાન્ન કમી કરવાની હિંમત એકલદોકલ વ્યક્તિની ચાલતી નથી. પૈસાનો ધુમાડો કરવા છતાં મોટાં જમણવારને લગતી જરૂરી ચીજો મેળવવાની મુશ્કેલીમાંથી કાળાં બજારો પણ કોઇને નહિ બચાવી શકે.

માણસ સમૂહમાં ખેંચાય છે; માટે સમાજનો પ્રવાહ બદલાય તો જ સાધારણ માણસ આબરૂભેર ઊભો રહી શકશે. સમાજને જાગ્રત કરવાનો પ્રયત્ન કરવો એ દરેક સમજદાર વ્યક્તિની ફરજ છે. ચાલતા આવેલા રૂઢિ-રિવાજોમાં નીચે જણાવેલા ફેરફાર આ આપત્તિકાળમાં અવશ્ય થવા જોઇએ:

(૧) **કન્યાપક્ષે** પોતાના કુટુંબીઓને એક જ દિવસ અને બને તેટલા ઓછા સમુદાયને જમાડવો.

(૨) **વરપક્ષે** માટલાં, મિઠાઇ, વગેરે લેવાની ના પાડવી; જાનમાં પચીસ કરતાં વધુ જાનૈયાને લેઇ ન જવા અને એક કરતાં વધુ દિવસ ન રોકાવું.

(૩) દરેક વ્યક્તિએ ન ચાલ્યે જ જાનમાં જવું અને એક કરતાં વધુ દિવસ રોકાવું નહિ.

દરેક યુવક ઉપરના વિચારોનો બને તેટલો પ્રચાર કરે, પોતે વર્તનમાં મૂકે અને સ્નેહી, સંબંધીઓ અને સ્વજનો પાસે બનતા પ્રયાસે અમલ કરાવે. ગામે ગામનાં યુવકમંડળો આ પ્રચારને ઉપાડી લેશે અને વડીલવર્ગ તેમને મદદ કરશે તો તે આખા સમાજને ગૌરવરૂપ ગણાશે.

મુ. વડોદરા
તા. ૯:૧૨:'૪૩

**આપાજી બાવાજી અમીન**
**ચિમનભાઇ મૂ. અમીન**
**નટવરલાલ મીઠાભાઇ પટેલ**
**નટવરભાઇ મગનભાઇ અમીન**

## ગ્રંથપરિચય

૧. **અહિંસાની તાલીમ** [રીચર્ડ ગ્રેગનું A Discipline for Non-violence]: અનુવાદક – ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પ્રસ્તાવના – મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૬૨, કિંમત ૭ આના. વિશ્વયુદ્ધની ઝાળ આજે હિંદુસ્થાનને પણ દઝાડી રહી છે; હજી યુદ્ધ હિંદની ભૂમિ ઉપર આવ્યું નથી તે પહેલાં યુદ્ધની અસર હિંદ ઉપર ફરી વળી છે અને યુદ્ધની કંઇક ઝાંખી આપે છે. શું જગતમાં આવાં યુદ્ધોનો અંત નહિ જ હોય? શું ચિરસ્થાયી શાન્તિ થવી શક્ય નથી? આ યુદ્ધનાં મૂળને જડમૂળમાંથી કાઢી નાખવા શા શા પ્રયત્નો કરવા જોઇએ? વગેરે અનેકવિધ પ્રશ્નો યુદ્ધને લીધે ગૂંગળાતાં કરોડો દિલમાં ઊઠતા હશે. તેવે સમયે આ પુસ્તક માર્ગદર્શન કરાવવામાં યોગ્ય ફાળો આપશે એ નિ:સંશય છે. પૂ. ગાંધીજી અને તેમના અનુયાયીઓ ચરખાપ્રવૃત્તિ અને સર્વે ગ્રામોદ્યોગો ઉપર જે ભાર મૂકી રહ્યા છે તેના રહસ્યનું દિગ્દર્શન કરાવવાનો જાણે આ પુસ્તકના લેખકે, રીચર્ડ ગ્રેગે પ્રયત્ન ન કર્યો હોય એમ લાગે છે. જગતની ચિરસ્થાયી શાન્તિ કયે રસ્તે સ્થાપી શકાશે? જગતની શાન્તિને નામે લડાતાં આવાં ભયંકર યુદ્ધોથી કે પૂ. ગાંધીજીએ દર્શાવેલે અહિંસાને માર્ગેથી? જો અહિંસાથી શક્ય હોય તો તે રસ્તે પ્રાપ્ત કરવા જે જાતનું ઘડતર જોઇએ અને જે જાતની કેળવણી જોઇએ તે બતાવવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. મુખ્યત્વે હાથકામ અને અહિંસાનો સંબંધ દર્શાવ્યો છે. હાથકામથી આજ્ઞાપાલન, સ્વમાન, સ્વાશ્રય, સંયમ, સંકલ્પબળ, ઐક્યભાવ, સહકારની ભાવના, કાર્યશક્તિ, સમાજરક્ષા, હિંમત, શાન્તિ, સમત્વ, ધીરજ, નમ્રતા, સત્યનિષ્ઠા, મનુષ્યસ્વભાવ વિષે વિશ્વાસ, વગેરે અનેક ગુણો ખીલે છે એવું પ્રતિપાદન કરવાનો લેખકે પ્રયાસ કર્યો છે. તે ઉપરાંત સમૂહગાન, લોકનૃત્ય, સામુદાયિક અને વ્યક્તિગત ધ્યાન, કથાશ્રવણ, વિચારો દ્વારા ઉત્સાહવૃદ્ધિ, વગેરે પણ અહિંસાની તાલીમમાં યોગ્ય ફાળો આપી શકે એમ લેખકનું માનવું છે. વળી હાથકામમાં હાથકાંતણ અને હાથવણાટ અત્યારના સંયોગોમાં ઉત્તમ છે તે યોગ્ય કારણો દર્શાવી જણાવ્યું છે. આમ આ આખું પુસ્તક ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગો અહિંસાની તાલીમમાં કેટલો બધો ભાગ ભજવે છે તે બતાવે છે. અનુવાદને અંતે પરિશિષ્ટમાં જર્મન વિચારક ઓસવાલ્ડ સ્પેંગ્લરના 'મનુષ્ય અને યંત્રશાસ્ત્ર' નામના પુસ્તકમાંથી 'હાથ અને ઓજાર' વિષેનો મનનીય ભાગ ઉતાર્યો છે, તેથી આ પુસ્તકની ઉપયો-

ગિતામાં વધારો થાય છે. આમ આ પુસ્તક અહિંસાના વિષય ઉપરનાં પુસ્તકોમાં અમૂલ્ય ઉમેરો કરે છે. શા.

૨. **સ્મરણયાત્રા** (નાનપણનાં કેટલાંક સંસ્મરણો), ચોથી આવૃત્તિ: લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૧૪ + ૩૩૦, લેખકની છબિ, કિંમત બે રૂપિયા. લેખક પોતાના નાનપણના, ઇ. સ. ૧૮૯૨થી ૧૯૦૩ સુધીના, અમુક અમુક પ્રસંગોનાં સંસ્મરણો આપીને તેમાંથી કંઇ કંઇ વિનોદ, કંઇ કંઇ તત્ત્વદર્શન તારવ્યાં છે; એ પોતે એક પ્રકારે વિનોદી છે, ચિંતક અને દર્શનશાસ્ત્રી છે. વાચકને આ સંસ્મરણો વાંચતાં જરૂર રસ પડશે અને તેમાંથી તારવેલાં તત્ત્વદર્શનમાંથી કંઇ કંઇ જાણવાનું, શીખવાનું મળશે. એ દૃષ્ટિએ જોતાં પુસ્તકનું નામ 'સ્મરણયાત્રા' રાખ્યું છે, તેના કરતાં 'સ્મરણગીતા' રાખ્યું હોત તો વધારે યોગ્ય થાત એમ મને તો લાગે છે. પુસ્તકને અંતે 'સંસ્મરણની પાર્શ્વભૂમિ'નો અધ્યાય પરિશિષ્ટ રૂપે મૂક્યો છે તે, જેમ પહેલી આવૃત્તિમાં 'બાર વર્ષની સાંકળ' રૂપે મૂક્યો છે તેમ, પુસ્તકની શરૂઆતમાં ઉપોદ્‌ઘાત રૂપે મૂક્યો હોત, તો તે વધારે બંધબેસતો ગણાત. ધ્યાનપૂર્વક વાંચવાથી આ પુસ્તકના વાચકને જરૂર લાભ થશે એમ કહેવામાં જરાય વાંધો નથી. લેખક મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતી ભાષા ઉપર એમનો એવો હાથ બેઠો છે કે વાચકને જરાય શંકા ન આવે કે તે મહારાષ્ટ્રી હશે.

૩. **ઓતરાતી દીવાલો**, ચોથી આવૃત્તિ: લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પૃષ્ઠ ૬ + ૮૪, કિંમત ૭ આના. લેખક ૧૯૨૩માં સાબરમતી જેલમાં હતા ત્યારે તેમણે ત્યાં પંખીઓ વગેરે તરફથી જે આનંદ અને અનુભવ પ્રાપ્ત કરેલો, તેનું આમાં સુંદર કલામય વર્ણન છે. સાબરમતી આશ્રમથી જેલ ઉત્તર દિશાએ આવેલી છે તે ઉપરથી લેખક પુસ્તકનું નામ આપ્યું છે. ભાષા સરળ સરસ છે. પુસ્તકમાં આવેલા કેટલાક વિષયનું ટિપ્પણ છેલ્લાં ૧૭ પૃષ્ઠમાં આપ્યું છે

ઉપરનાં બંને પુસ્તકની આ ચોથી આવૃત્તિ છે, તે એની લોકપ્રિયતાની સાબિતી છે.

ઉપરનાં ત્રણે પુસ્તકોના પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

**ચરોતર એજ્યુકેશન સોસાયટીનું** સને ૧૯૪૨–૪૩નું નિવેદન.

**આણંદ બાજ ખેડાવાળ મંડળ**, આણંદ, તૃતીય વાર્ષિક હેવાલ, સં. ૧૯૯૯.

**શ્રી ધર્મજ બંધુસમાજનો** અગિયારમા વર્ષનો અહેવાલ તથા હિસાબ (તા. ૧–૮–૪૨થી તા. ૩૧–૭–૪૩ સુધીનો).

આણંદ તાલુકા ડેવલપમેણ્ટ એસોસિયેશનનો ૧૫મો વાર્ષિક હેવાલ, સને ૧૯૪૨–૪૩.

ગુજરાત હરિજન સેવકસંઘનો દશમા વર્ષનો વાર્ષિક હેવાલ, ૧૯૪૧–૪૨.

શ્રી દિલ્હી ગુજરાતી સમાજ (રજીષ્ટર્ડ), સંવત ૧૯૯૮–૧૯૯૯નો વાર્ષિક અહેવાલ.

વાકળ કેળવણી મંડળ: ચોથું નિવેદન (૧૯૪૨–૪૩).

——×——

## પ્રસંગકથા

### ભણેલાની અવદશા

આ પ્રસંગે ગયા અષાઢના અંકમાંની પ્રસંગકથા યાદ આપવાની જરૂર છે, તેમાં જણાવેલું કે "ધર્મજના ભાઇ ચુનીભાઇ વાઘજીભાઇ પટેલ ભણવા માટે યુરોપ જઇ આવેલા છે… પ્રથમ એ ભાઇએ સોજીત્રાના, પણ હાલ મુંબઇમાં રહેતા, ભાઇ મોતીલાલ મશાલાવાળાનાં ભત્રીજી બેન શારદાબેન સાથે લગ્ન કરેલાં. બેન શારદાબેન ઇંટર આર્ટ્સ સુધી ભણેલાં છે. તેમની ઉમર ૨૩ વર્ષની છે અને તેમને એક પુત્ર છે." ભાઇ ચુનીભાઇએ અમુક કારણે એ બેનને તરછોડી ફરી લગ્ન કરવા સંકલ્પ કર્યો. "અને તેમને જોઇતી પત્ની મળી પણ ગઇ. વસોમાં વલ્લભભાઇની ખડકીના આફ્રિકા જઇ આવેલા ભાઇ ચંદુભાઇ દેસાઇભાઇ અમીનનાં ૨૨ વર્ષની ઉમરનાં પુત્રી બેન પુષ્પાબેને અંગ્રેજી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. ગૃહવ્યવસ્થામાં એ પાવરધાં થઇ ગએલાં છે. વધારામાં વળી, ગયા સત્યાગ્રહમાં માતર તાલુકામાં કાર્ય કરતાં પકડાઇને ત્રણ માસ જેલજાત્રા કરી આવેલાં છે. એમને કોણ જાણે શું સૂઝ્યું કે એક બેન ઉપર શોક થવા – ભાઇ ચુનીભાઇને પોતાનો હાથ આપવા – તૈયાર થઇ ગયાં! એમણે તા. ૨૯ : ૫ : '૪૩ને રોજ લગ્ન કર્યું… બેન પુષ્પાબેને આમ એક બેન ઉપર શોક થઇને સ્વજાતિશત્રુનું કામ કર્યું છે. તે ભણેલાં છે અને ભાઇ ચુનીભાઇ પણ ભણેલા છે. આ આપણા ભણતરનો ઝેરી ફાલ! ક્યારે આપણાં જુવાન ભાઇબેન સાચી દૃષ્ટિએ વિચારતાં અને આચરતાં થશે?"

### એ પરણનારાં ઉપર કેસ

શ્રાવણના અંકમાંની પ્રસંગકથામાં જણાવેલું છે, કે "ધર્મજ અને વસો બંને ગામ વડોદરા રાજ્યનાં છે અને વડોદરા રાજ્યમાં અનેકપત્નીનિષેધક

કાયદો છે. તે કાયદા પ્રમાણે પતિ અથવા પત્ની જીવતાં છતાં અને તેની સાથે છૂટાછેડા કર્યા વિના પત્ની અથવા પતિ લગ્ન કરે તો તે સાત વર્ષ સુધીની કેદની અને દંડની પણ સજાને પાત્ર થાય. આ કાયદા પ્રમાણે ભાઇ ચુનીભાઇનાં પ્રથમ પત્ની બેન શારદાબેને પોતાના પતિ ચુનીભાઇ ઉપર મુખ્ય અપરાધી તરીકે અને તેમનાં નવાં પત્ની બેન પુષ્પાબેન તથા એ બેનના પિતા ભાઇ ચંદુભાઇ ઉપર, ભાઇ ચુનીભાઇના અપરાધમાં સહાયક (abetter) તરીકે, તા. ૫:૬:'૪૩ને રોજ પેટલાદની ફોજદારી કોર્ટમાં કેસ કર્યો છે. કોર્ટે નિયમ પ્રમાણે એ ત્રણ જણ ઉપર વોરંટ કાઢેલાં અને દરેકને રૂા ૫૦૦ના જામીન ઉપર છોડયાં છે.

### કોર્ટનો ચુકાદો

ઉપર જણાવેલા ભાઇ ચુનીભાઇ વિરુદ્ધના કેસમાં પેટલાદ ફોજદારી કોર્ટે તા. ૧૦:૧૨:'૪૩ને ચુકાદો આપ્યો છે, તેમાં ભાઇ ચુનીભાઇને ૭ માસની સખ્ત કેદની અને રૂા. ૩૦૦ના દંડની સજા કરી છે. એ કેસમાં કેટલાક પુરાવો એવો થએલો કે ભાઇ ચુનીભાઇની સ્થિતિ દયાપાત્ર થયાથી એ લગ્ન કરેલું. અને તેવા દયાપાત્ર સંજોગોનો સારાસાર વિચાર કરીને કોર્ટે ઓછી સજા કરી છે. બેન પુષ્પાબેન અને તેમના પિતા વિરુદ્ધ બેન શારદાબેને કોઇ કારણે પુરાવો આપ્યો નથી અને તેથી તે બે જણને કોર્ટે છોડી મૂકયાં છે. આ સજાને પરિણામે અનેક બૈરીઓને પરણીને પોતાનો શરણાર સમજનાર અને પોતાને કુળવાન મનાવનાર પાટીદારોને ભાન આવે તો બેન શારદાબેને પોતાના પતિ ઉપર કરેલો કેસ સાર્થક છે. આપણા શિક્ષિત નવયુવકોને અને એકંદરે સમસ્ત સમાજને આવા પ્રસંગો લજ્જાસ્પદ છે. સમાજ ન સમજે. ત્યારે સમાજના સંચાલનમાં વચ્ચે પડી સરકારે કાયદા કરવા પડે અને એ કાયદાને ડફણે આપણે પશુની પેઠે હંકાવું પડે, એના કરતાં આપણેજ સમજીને યોગ્ય માર્ગે ચાલીએ, એમાંજ સંસ્કૃત સમાજની યોગ્યતા છે, એમાંજ આપણી ઉન્નતિ છે, એટલું આપણે સમજવું ઘટે. સમજ્યા વિના છૂટકો નથી, ના નથી જ. ખરી રીતે કાયદો એવો હોવો જોઇએ કે આ પ્રકારના લગનમાં બીજી વારનું લગ્ન નિરર્થક ગણાય અને એ લગ્નથી જ પ્રથમ પત્નીને, જો તે ઇચ્છે તો, છૂટાછેડા મળી જાય. આ ફરિયાદને કારણે બેન શારદાની સ્થિતિ તો સુધરવાની નથી જ.

### આદર્શ સમાજ

ભાઇ ચુનીભાઇને કે ગમે તેને સજા થાય, એ આપણને ના ગમે, એમના પ્રત્યે સહાનુભૂતિ થાય. પણ એમનો અપરાધ બેન શારદાબેન પ્રત્યેજ નહિ, પણ સમસ્ત સમાજ પ્રત્યે છે. અને ચુનીભાઇ જેવી એક વ્યક્તિ કરતાં સમાજ

અનેક ગણો મોટો છે. અને એવી વ્યક્તિઓને સમાજ પ્રત્યે કરેલા અપરાધ માટે સજા થાય એ યોગ્ય છે. આદર્શ સમાજમાં તો કોઇ વ્યકિત એવા અપરાધ કરેજ નહિ. સૌ જણ પોતાની વાસનાઓ અને કામનાઓ ઉપર સંયમ રાખે. એક જણને અનેક પત્નીઓ અને તેથી અનેક જણ વાંઢા, એવા પ્રસંગો બનેજ નહિ. બીજા અનેકોની મહેનતે ઉત્પન્ન કરેલી લક્ષ્મી થોડાક જણ ઝડપી લેઇ ધનના ઢગલા ઉપર પલાઠો મારીને બેસી જાય, એવા ધનાઢ્યોનાં ઘરનું દૂધ ઉકરડે રેડાય અને તેમણે જ બનાવેલા દરિદ્રોનાં બાળક છાશ વિના તરફડે, ધનાઢ્યો વસ્ત્રના ઢગલા મારે અને દરિદ્રોનાં બાળકો વસ્ત્ર વિના ટાઢે થરથરે, એવા પ્રસંગો આદર્શ સમાજમાં બને નહિ. ત્યાં લક્ષ્મી-નારાયણ અને દરિદ્રનારાયણ એવા ભેદ હોય નહિ, સૌ પોતપોતાની જરૂરિયાતો પોતપોતાના શરીરશ્રમથી પેદા કરી લે અને તેથી કોઇને ચોરી કે લૂંટ જેવા અપરાધ કરવા પડે નહિ. અને ત્યારે એવાને સજા કરવા માટે કચેરીઓની જરૂર પડે નહિ, તેમજ પશુબળે સમાજને હાંકવા માટે રાજાની કે રાજ્યની પણ જરૂર રહે નહિ. સમાજ સૌ જનને યોગ્ય કેળવણી આપે અને સૌને સમાજની ઉન્નતિને માર્ગે ચાલવાનું શિખવે. છતાંય, માણસમાત્ર ભૂલને પાત્ર છે અને તેથી કોઇ કોઇ પોતાના સ્વાર્થને કારણે નહિ, તો અજ્ઞાનને કારણે દોષ તો કરી બેસે. તેવે પ્રસંગે સમાજગુરુઓ તેને તેનો દોષ જણાવે અને ત્યારે એ દોષ કરનાર પ્રાયશ્ચિત્ત કરીને ફરી એવો દોષ ન કરવાનો નિશ્ચય કરે. આનુંજ નામ આદર્શ સમાજ અને એવો આદર્શ સમાજ જ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારે. આપણો સમાજ એવો આદર્શમય થાય તો કેવું સારૂં! ક્યારે થશે?

### આપણા સાંકડા ગોળ

આ અંકમાં પૃષ્ઠ ૭૫ ઉપરનો ધર્મજના ભાઇ જશભાઇ કા. પટેલે 'હજીયે સમાજે' એ વિષય ઉપર લખેલો વિવેકપૂર્ણ લેખ વાચકો વાંચે અને ગંભીરતાથી વિચારે. ખરી રીતે તો એ લેખ બહુ સંયમથી લખાયો છે. ૭ ગામને વિસ્તારીને પૂર્વે હતો તેવોજ, બાર ગામનો ગોળ કરવાની લેખકની હાલ તો સૂચના છે. પણ ખરી રીતે તો અમુકજ ગામોનો ગોળ શા માટે જોઇએ? જે કોઇ ગામમાં નાતનું ખાનદાન ઘર હોય ત્યાંથી કન્યા લાવવી અને ત્યાં કન્યા દેવી. એથી સાચી રીતે લગ્નક્ષેત્ર વિસ્તરે. આખરે તો હિંદુઓની બધી નાતજાત તૂટવી જોઇશે. પણ પ્રથમ તો નાતના સમગ્ર ગોળ તૂટીને આખી નાત એક થાય. પણ તે પહેલાં ૭ ગામને વિસ્તારીને, પૂર્વે હતો એમ, બાર ગામનો ગોળ કરવાની એ લેખકની જે સૂચના છે તે બહુ નમ્ર

ને વિવેકી છે. હાલના ૭ ગામના સાંકડા ગોળમાં કન્યા દેવાની બહુ મુશ્કેલી છે; બીજું કારણ લોક સ્વાર્થને વશ થઈને, પૈસા કમાવા ગમે ત્યાંથી કન્યાઓ લાવે છે, પણ કન્યાઓને ગોળ બહાર દેતા નથી. પરિણામે ગોળમાં કન્યાઓની છત વધી પડે છે. ભાઈ જશભાઈની આ સૂચનાને જે ભાઈઓ અનુકૂળ માને તેમણે એ સૂચનાનો પ્રચાર કરવો ઘટે. માત્ર પ્રચારજ નહિ, પણ આચારને માટે તેવા ભાઈઓએ મંડળ બાંધવું ઘટે અને એ પ્રમાણે આચારને ઉત્તેજન આપવું ઘટે. યુવકો ધારે તો એ કામ સફળતાથી પાર ઉતારે. પણ તેમણે પ્રથમ પોતે લગ્નપ્રસંગે કંઇ પણ પરઠણ વગેરેના પૈસા નહિ લેવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

### કુમારિકા-આશ્રમ

ગોળ સાંકડા હોવાથી કન્યાને માટે અનેક પ્રસંગે યોગ્ય વર મળતા નથી અને વળી આ નવી કેળવણીના કાળમાં ભણેલીગણેલી કન્યા ઇચ્છે તેવો ભાવનાશીલ ભણેલોગણેલો વર પણ તેને મળતો નથી, કારણ કે પરઠણ વગર પરણે એવો વર પણ મળવો મુશ્કેલ થઇ પડે છે. આને પરિણામે અનેક ભણેલીગણેલી કન્યાઓને લગ્ન કર્યા વિનાજ કુમારિકા-અવસ્થામાં રહેવાના પ્રસંગ આવવા લાગ્યા છે અને એવી તો કેટલીયે કુમારિકાઓ આજે છે. પણ સમાજમાં એમનું સ્થાન ક્યાં? તે ભણેલીગણેલી હોવાથી પોતાનો જીવનનિર્વાહ બહુ સહેલાઇથી કરી શકે, પણ એમણે રહેવું ક્યાં? તેમનાં માબાપ જીવતાં હોય અને ભાઈભોજાઈઓ સહૃદય હોય તો તો તેમની સાથે નિર્ભયતાએ રહી શકે. પણ એમ ન હોય તો? એકલાં સ્વતંત્ર રહે તો આ જમાનામાં અનેક ભયસ્થાનો છે. ત્યારે એવી કોઇ સંસ્થા હોય, જ્યાં સમાજની કુમારિકાઓ ઇચ્છે તો રહી શકે અને ત્યાં રહી પોતાના જીવનનિર્વાહ માટે અથવા અનુકૂળ હોય તો સમાજસેવા માટે બહાર જઇ શકે. આવા કુમારિકા-આશ્રમો સ્થાપવાની હવે જરૂર ઊભી થઇ છે અને એ કામ સમાજની શક્તિશાળી બેનો ઇચ્છે તો બહુ સરળતાથી કરી શકે. કોઇ બેનો જાગશે?

### સાહિત્યપરિષદ્ અને માતૃજાતિનાં સમ્માન

વડોદરામાં ભરાએલી ગુજરાતી સાહિત્યપરિષદને પ્રમુખપદે ગુજરાતનાં સમાજસેવિકા લેડી વિદ્યાગૌરીને ચૂંટવામાં ગુજરાતના સાહિત્યસેવકોએ માતૃજાતિની શક્તિનાં યોગ્ય સમ્માન કર્યાં છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. લેડી વિદ્યાગૌરી ગુજરાતના, ખાસ કરીને અમદાવાદના સ્ત્રીસમાજની સામાજિક, આર્થિક, ધાર્મિક, એકંદરે સર્વ પ્રકારની ઉન્નતિમાં કેટલાંયે વર્ષોથી અગ્ર ભાગ લેતાં આવ્યાં છે. ત્યારે એ બેન સાહિત્યપરિષદને પ્રમુખસ્થાનેથી સાહિત્યરસિકોને સમાજોન્નતિનો સુયોગ્ય માર્ગ બતાવશે એવી આશા રાખીએ. હાલ મોટે ભાગે જે સાહિત્ય પ્રકટ થાય છે, તે સમાજને માટે—સમાજના હિતને—માટે નથી

હોતું, તે તો માત્ર વાચકના અમુક રસ પોષવાને માટે જ હોય છે. એથી વાચકને એ રસનો નશો ઉત્પન્ન થતો હશે, તેને ગ્રાન્થિક સન્નિપાત થતો હશે, તેનું હિત તો નહિ જ. ત્યારે એવું સાહિત્ય સમાજને શા ઉપયોગનું? જીવનને ઉન્નત કરે એવું સાહિત્ય તે જ સાચું સાહિત્ય છે. માટે એવું જ સાહિત્ય હવે ઉત્પન્ન થાય એવી વ્યવસ્થા થવી ઘટે. સાહિત્યસેવકો કંઇ વિચારશે?

**વાનપ્રસ્થાશ્રમ**

ઉપર જેમ કુમારિકાશ્રમની વાત કરી, તેમ હવે વાનપ્રસ્થાશ્રમ વિષે વાત કરવાની ઇચ્છા થાય છે. હાલ આપણા સમાજમાં આધેડ ઉમરના પુરુષો પોતાના પુત્રોના અને પૌત્રોના સંયુક્ત કુટુંબમાં રહે છે. ઘણાં કુટુંબોમાં તેમને પુત્રોપૌત્રોના આચારવિચાર બહુ અનુકૂળ આવતા નથી અને પુત્રોપૌત્રોને પોતાના એ વડીલ પુરુષો ઘરમાં દખલરૂપ લાગે છે. વળી એવા પુરુષોને ઇચ્છા હોય, તોપણ એમ સંયુક્ત કુટુંબોમાં રહીને સમાજસેવા કરવાનું પણ અનુકૂળ નથી આવતું. ત્યારે જેઓ કુટુંબોમાંથી પરવારી રહ્યા હોય અને જેઓ સમાજસેવાને અર્થે કુટુંબજાળ પુત્રપૌત્રોને સોંપી દેઇ ત્યાંથી છૂટા થવા ઇચ્છતા હોય, એવા વાનપ્રસ્થ લોકો માટે વાનપ્રસ્થાશ્રમ સ્થપાય તો એમને માટે રહેવાની અને સમાજસેવાની બહુ અનુકૂળતા થઇ જાય. કોઇ શક્તિશાળી વાનપ્રસ્થ પુરુષો વિચારશે અને એવા આશ્રમ સ્થાપશે?

**લગ્નમાં મિષ્ઠાન્નમિષ્ટાન્ન કમી કરો**

ભાઇ આપાજી બાવાજી અમીન વગેરે ભાઇઓએ વડોદરાથી મોકલેલી અને આ અંકમાં પૃ૪ ૮૬ ઉપર પ્રકટ થએલી સૂચના સમાજના સૌ ભાઇઓએ સમજવા જેવી છે અને આચારમાં મૂકવા જેવી છે એમાં જરાયે શંકા નથી. અણુસમજુ માણસે જમણવાર કરીને પોકળ જશ મેળવવાના જમાના હવે વીતી ગયા છે. માટે તેઓએ સમજવું જોઇએ કે આજે આખા દેશમાં ભૂખમરો ચાલી રહ્યો છે, ત્યારે ધરાએલા ભાઇઓને મિષ્ટાન્ન જમાડવાથી શો લાભ? અને જેમ અનેક લોક ભૂખથી મરે છે, તેમ કોઇ કોઇ લોક આવાં જમણવારથી અકરાંતિયું ખાઇને પણ મરે છે. ત્યારે થોડા લોકને અકરાંતિયું જમાડીને મારવા કરતાં દેશના ભૂખે મરતા અનેક લોકને પેટપૂરતું ખવરાવીને જિવાડવા, એ જ સાચો ધર્મ છે.

**એ જ વડોદરામાં**

"વડોદરા, તા. ૯. રાજ્યમાં અછત અને મોંઘવારીને લીધે ચારે પ્રાન્તમાંથી ભૂખમરાની બૂમો આવી રહી છે. વડોદરા, પાટણ અને પેટલાદમાં તેનાં પગરણ થવા માંડયાં છે. રાજ્યમાં ૫૦થી વધુ માણસોને નહિ જમાડવાના હુકમો થયા છે, ત્યારે ખૂદ રાજ્ય તરફથી સંમેલનો, ઉત્સવો ને મેળાવડા

પાછળ હજારોના ખર્ચો થઇ રહ્યા છે. પ્રજાને જૂના રીતરિવાજો સુધારવાની સુફિયાણી સલાહ જ્યારે દિવાન સાહેબ આપી રહ્યા છે, ત્યારે રાજ્યે શા માટે જૂના ઠઠારા અને ખોટા આડંબરો નિભાવવા જોઇએ? એક બાજુ ભૂખમરો આવી રહ્યો છે ત્યારે બીજી બાજુ કોન્ફરન્સો, સંમેલનો અને જલસાઓની સીઝન શરૂ થઇ છે!" ('ગુજરાત સમાચાર,' તા. ૧૨:૧૨:'૪૩). અને વડોદરા રાજ્યમાં પ્રજાહિતના અનેક કાયદા કાયદાપોથીઓને શોભાના ગાંઠીઆ પેઠે શોભાવી રહ્યા છે! રાજ્ય પોતેજ એ કાયદાને 'પોથીમાંનાં રીંગણાં' જેવા બનાવી રહ્યું છે, ત્યાં પ્રજાનું તો પૂછવુંજ શું! રાજ્યે સમજવું જોઇએ કે યથા રાજા તથા પ્રજા । જેવો રાજા તેવી પ્રજા. ત્યારે પ્રજાહિતને માટે કરેલા કાયદા રાજાએજ પ્રથમ પાળી બતાવી પ્રજાને તેના હિતનું સાચું દષ્ટાન્ત આપવું ઘટે.

## ગુજરાતમાં પણ અન્નસંકટ

બંગાળા, બિહાર, ઓરિસ્સા, વગેરે પ્રાન્તો તો અન્નસંકટથી ભરખાઇ રહ્યા છે અને હવે ગુજરાત પણ એ કાળમુખમાં હોમાય એવાં લક્ષણ દેખાવા લાગ્યાં છે. ખેડા જિલ્લામાં અનાજની તાણ છે, એ વિષે ત્યાંના કેટલાક નેતાઓએ નિવેદન પ્રસિદ્ધ કર્યું છે. મહેસાણામાં એક રેલ્વે ક્લાર્ક જેવો મધ્યમ સ્થિતિનો માણસ અન્ન વિના ભૂખમરો વેઠી મરી ગયો, એને અગ્નિદાહ દેવા માટે પણ બીજાઓએ વ્યવસ્થા કરવી પડી! સૂરત વગેરે શહેરોમાં, ગુજરાતનાં અને કાઠિયાવાડનાં અનેક ગામોમાં ભૂખમરાથી લોકો મર્યાના પ્રસંગો છાપામાં આવે છે. કેટલીક જગાએ તો ભૂખનું દુઃખ સહન ન થયાથી અથવા પોતાનાં બાળકોને ભૂખે મરતાં ન જોવાયાથી અનેક લોકના આપઘાત કરવાના પ્રસંગો બનતા રહે છે. વસોમાં એક મુસલમાન બાઇ પોતાનો અને પોતાનાં બાળકોનો ભૂખમરો ટાળવા અનાજ ખરીદવા ચૌટામાં ગઇ, પણ અનાજ ના મળ્યેથી કુવે પડવા તૈયાર થઇ. પણ કેટલાક લોકોએ તેને બચાવી લીધી અને અનાજ આપી એનો અને એનાં બે બાળકોનો જીવ બચાવ્યો. ભલે વડોદરામાં મિજલસો ઊડે, પણ પોતાનાજ રાજ્યમાં પ્રજાની શી દશા છે એની એને છે પરવા કંઇ?

## અને વડી સરકારને છે કંઇ પરવા?

અને દેશની પ્રજા ભૂખે મરે છે તેની છે કંઇ પરવા અંગ્રેજ સરકારને પણ? લોક ભૂખે તરફડી તરફડીને રસ્તા ઉપર પડી મરે છે; તેને માટે ખૂદ ઈંગ્લેંડમાં લોકોએ બૂમ મારવા માંડી છે. પણ સરકાર તો ઠંડે પેટે પોતાના યુદ્ધ તરફજ નજર રાખીને લોકને ભૂખે મરવા દે છે. પુષ્કળ અનાજ યુદ્ધના લશ્કરીઓને ખાવા પરદેશ ચડાવી દે છે અને હિંદમાં

આવી રહેલા લશ્કરીઓ પણ પુષ્કળ અનાજનો બગાડ કરે છે. કેનેડાએ હિંદનો ભૂખમરો જરા હળવો કરવા એક લાખ ટન ઘઉં મોકલવાની તૈયારી દેખાડી, ત્યારે અંગ્રેજ સરકારે કહ્યું કે સ્ટીમરોની જોગવાઇ થાય એમ નથી. હિંદમાં આવી રહેલા લશ્કરીઓને ખુશ રાખવા વિસ્કી મોકલવા માટે સ્ટીમરોની જોગવાઇ થઇ શકે છે, ભૂખે મરતા લોકોને જિવાડવા દયાધર્મ કરતા કેનેડાના ઘઉં લાવવા માટે સ્ટીમરોની જોગવાઇ નથી! આ સંકટમાંથી પ્રજાને ઉગારી લેવાનો શ્રેષ્ઠ માર્ગ તો એ જ છે કે જે દેશનેતાઓને સરકારે કેદખાનાની દિવાલો પાછળ ભીડ્યા છે તેમને છોડી દેવા. એ સિવાય બીજો માર્ગ નથી. નહિ તો ધીરે ધીરે પ્રજાનું દિલ સરકાર વિરુદ્ધ ઊઠશે. પ્રજા સરકારને બેવફા થશે તો સરકારને યુદ્ધવિગ્રહમાં હિંદમાં તો સંકટ આવશે. સરકાર આ પોતાના સ્વાર્થ સામે પણ નહિ જુએ?

### અન્નસંકટનો ચિરસ્થાયી ઉપાય

હિંદમાં અનેક જગાએ અનાજની નિકાસબંધીના કાયદા થયા છે, તેવી જ રીતે હિંદમાંથી અન્નની થતી નિકાસ ઉપર પણ સખ્ત અંકુશ મૂકવો ઘટે. પણ ચિરસ્થાયી ઉપાય તો હિંદમાં ખેતીની ઉન્નતિ કરવી એ છે. જમીનનો કસ ધીરે ધીરે ઊતરતો ગયાથી તેમાં જોઇએ તેટલું પાકતું નથી. એથી ખેડૂતો નિરાશ બની જઇ ખેતી છોડી દે છે અને મજૂરોના હાથમાં ખેતી જઇ પડે છે. પરિણામ શું આવે એ કલ્પવું મુશ્કેલ નથી. આ અવદશાનું નિવારણ કરવા જમીનમાં ફરી કસ આવે એવી ખીલવણી સરકારે કરવી જોઇએ. જમીનનું ધોવણ અટકાવવાના રસ્તા લેવા જોઇએ, વરસાદ કમી પડતો હોય એવા પ્રદેશોને નહેરો મારફત પાણી મળે એમ કરવું જોઇએ, સારી જાતનું ખાતર અને સારી જાતનું બીજ ખેડૂતોને આપવું જોઇએ. ગુજરાતનો ખેડૂત એક રીતે તો ઉદ્યોગી ખેડૂત છે, પણ ઉપર જણાવ્યું તેમ ખેતીની અવદશાથી તે નિરાશ થઇ ગયો છે. ત્યારે તેની નિરાશા દૂર કરવા અને તેની સ્થિતિ ઉન્નત કરવા સરકારે ઉપર દર્શાવેલા ઉપાય જરૂર લેવા જોઇએ. મુંબઇ સરકારે જમીનની ખીલવણી માટે ૭૦ લાખ રૂપિયા ખર્ચવાનો નિર્ણય કર્યો છે અને તે માટેની પ્રાથમિક તૈયારીઓ માટે ૧૦ લાખ રૂપિયા મંજૂર પણ કર્યા છે. પણ તે રકમ વડે ગુજરાતની ખેતીસુધારણા માટે કંઇ કરવાનું સરકાર કરે એમ હાલ દેખાતું નથી. તેની નજર તો કોંકણ તરફ વધારે છે અને ત્યાંની ખેતીસુધારણા માટે પ્રથમ પ્રયત્ન થાય એમ દેખાય છે, કારણ કે ગુજરાત કરતાં કોંકણે યુદ્ધને માટે વધારે સૈનિકો આપ્યા છે. આમ ખેતીસુધારણાના વિષયમાં પણ સરકારની દૃષ્ટિ યુદ્ધ તરફ જ છે!

# લગ્નનો આનંદ

(જાતીય દામ્પત્યજીવનની સુધારેલી પુષ્કળ ચિત્રોવાળી ત્રીજી આવૃત્તિ)

કિંમત રૂ. ૩-૧૨-૦, વી. પી. આઠ આના. આફ્રિકા માટે ૭ શીલીંગ

દક્ષિણામૂર્તિવાળા પ્રસિદ્ધ કેળવણીકાર અને માનસશાસ્ત્રી શ્રી. હરભાઇ ત્રિવેદીએ આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે: "આ પુસ્તક રોજના જીવનવ્યવહાર પરત્વે લાલબત્તી ધરે છે. વાંચનારને આ પુસ્તકથી એકંદરે લાભ થવાનો. આ વિષય છેડવાની આપણી આરંભની સ્થિતિમાં આ પુસ્તકને આપણો સમાજ આવકારજ આપે. આવા પુસ્તકના વાચનથીજ પ્રજાની જ્ઞાનપિપાસા ઊઘડશે."

આ પુસ્તક માટે એનાથી વિશેષ કહેવું તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે. જાતીય વિજ્ઞાનને લગતાં જે પુસ્તકો છે તે બધાંમાં આ પુસ્તક અનોખુંજ સ્થાન મેળવે છે. પુસ્તક સમજવામાં માર્ગદર્શક થાય તેવાં ચિત્રો તેમાં અપાયાં છે દરેક સ્ત્રીપુરુષ અવશ્ય વાચે ને લગ્નજીવનનો ખરો આનંદ મેળવે. એની આ ત્રીજી આવૃત્તિ છે તેજ એની જરૂરિયાત અને મહત્તા બતાવે છે.

# શ્રી લક્ષ્મી મહોર

કિંમત રૂા ૧, વી. પી. ખર્ચ પાંચ આના

આફ્રિકા માટે : શીલીંગ ૨

વિક્રમ સંવત ૨૦૦૦ની યાદગીરી દરેક ઘરમા. જળવાઇ રહે તે માટે તથા લક્ષ્મીવૃદ્ધિના ચિહ્નવાળી આ મંગળમય ભાવનાવાળી મહોર જેની એક બાજુ પર શ્રી લાભ-શુભ સહિત બિરાજેલ લક્ષ્મીજીનું કલામય સ્વરૂપ અપાયું છે અને જેની બીજી બાજુમાં વિક્રમ સંવત ૨૦૦૦ બે હજારનું રાષ્ટ્રગૌરવ વધારે તેવું સ્વતંત્ર હિંદના પ્રતીકનું ચિત્ર અપાએલ છે, તે ખાસ તૈયાર કરવામાં આવી છે. શ્રી પંચધાતુની બનાવેલ આ શુકનવંતી મહોર સીલ્વરપ્લેટેડ હોવાથી કાળી પડતી નથી ને શુભ ભાવનાવાળી મંગળમય સ્વરૂપે હોવાથી પૂજાકાર્યમાં વાપરી શકાય છે. સ્નેહી મિત્રોને, સગાંસંબંધીઓને, વેપારી-વેપારીઓમાં લક્ષ્મીવૃદ્ધિની શુભેચ્છાના ચિહ્ન તરીકે તમે આ લક્ષ્મીસ્વરૂપી મહોર ભેટ આપી શકો છો ને સંઘરી શકો છો માત્ર ગણત્રીની જ મહોરો છે, માટે તુરતજ મંગાવી લ્યો. ખલાસ થતાં મળશે નહિ.

**એન. એમ. ઠક્કરની કંપની : ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨**

# જીવન સખી

**[ દામ્પત્યજીવનની રસકથા : ભાગ ૧-૨-૩ સાથે :**
**શ્રી. કનુ દેસાઇનાં ૯૫ ચિત્રો-ત્રિરંગી બૉક્સ ]**

કિંમત રૂા. ૪-૪-૦ વી. પી. ખર્ચ **દસ આના**

આફ્રિકા માટે : **શીલીંગ દસ.**

લેખક : **શ્રી. ડુંગરસી ધરમસી સંપટ**

'સંદેશ' લિમિટેડના આ પ્રથમ પ્રકાશનમાં શ્રી. ડુંગરસી સંપટ, શ્રી. કનુ દેસાઇ અને શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ, આ ત્રણેનો સહકાર મળ્યો છે. 'જીવનસખી' એ સ્ત્રી-પુરુષ બંને માટેનું એક સર્વાંગસુંદર પુસ્તક છે. એમાં સંસારજીવન, ગૃહવ્યવસ્થા, નૈતિક બોધ અને પતિ-પત્નીના પ્રેમને દૃઢ બનાવનારી દાખલા-દલીલો સાથેની રસમય વાતો છે. એમાંનાં સંસારચિત્રો રસિક ને આબેહૂબ અને આપણા રોજ-બરોજના જીવનને આલેખનારાં છે. 'રામરાજ્ય'ના કલાનિર્દેશક શ્રી. કનુ દેસાઇની કલાસૌરભથી આ પુસ્તકનું પ્રત્યેકનું પ્રત્યેક પાનું મહેકી રહ્યું છ. શુભ પ્રસંગે ભેટ આપી શકાય તેવા ત્રિરંગી બૉક્સમાં તે આપવામાં આવ્યું છે.

# ઘરની રાણી

**{ ૨૫૨ ચિત્રો : પચરંગી સુવાસિત બૉક્સ : ભાગ ૧, ૨, ૩, ૪, ૫ સાથે }**

કિંમત : રૂા. ૬-૧૨-૦, વી. પી. ખર્ચ **બાર આના.**

આફ્રિકા માટે : **શીલીંગ ૧૫.**

લેખક : **શ્રી. ડુંગરસી ધરમસી સંપટ**

ઘરની રાણી એ એક ગૃહઉપયોગી સુવર્ણસર્જન છે. આજની સ્ત્રીઓને શું જોઇએ છે! તેમને શું ગમે છે? સ્ત્રીએ સુંદરતા કેવી રીતે મેળવવી? પતિનો પ્રેમ કેવી રીતે જીતવો, સંસારજીવનની સાચી સફળતા શેમાં છે તે અને રાણીપદ મેળવવા માટે સ્ત્રીએ કેવું બનવું જોઇએ? પતિ, સાસુ, સસરા, દેરાણી, જેઠાણી, નણંદ, વગેરે સાથે કેવી રીતે વર્તી તેમનાં હૃદય જીતવાં તે બધું આ ગ્રંથમાં સચિત્ર રીતે સાદી અને સરળ ભાષામાં આપવામાં આવ્યું છે. વિશેષ નવીનતા **તો એ છે કે બૉક્સમાંથી પુસ્તક બહાર કાઢતાં તેમાંથી સુંદર મધુર ફોરમ આવવા માંડે છે.** શ્રી. કનુ દેસાઇ અને ગુજરાત કલાસંઘના ચિત્રકારોની કલાકુશળતાના નમૂનારૂપ સુંદર બૉક્સ ચિત્રોવાળું સુવાસ પ્રસરાવતું આ પુસ્તક મંગાવી લ્યો.

**એન. એમ. ઠક્કરની કંપની : ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨**

# આમ્રપાલી

(ભાગ ૧-૨ માં સંપૂર્ણ)

**શ્રી. કનૈયાલાલ મુન્શીના આવકાર સાથે**

કિંમત રૂા. ૬, વી. પી. ખર્ચ બાર આના. આફ્રિકા માટે શીલીંગ ૧૨

લેખક: **શ્રી. રામચંદ્ર ઠાકુર એમ. એ.**

બૌદ્ધયુગની પ્રસિદ્ધ રાજરાજેશ્વરી નૃત્યાંગના આમ્રપાલી આ ઐતિહાસિક જીવનવાર્તા પાંચ વર્ષના સંશોધને તૈયાર કરાઇ છે. એકી બેઠકે જ વાર્તા પૂરી કરવાની તમન્ના જાગે તેવા આ પુસ્તક માટે પ્રસિદ્ધ સાક્ષર **શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી** લખે છે કે: "આ વાર્તાનો વિષય બૌદ્ધકાલીન હોઇ મોહક છે. એમની શૈલીમાં સચોટતાનાં લક્ષણ છે. વાર્તા કહેવાની કલામાં શક્તિ છે અને આખુંય પુસ્તક રસથી વંચાય તેવું છે."

સૌન્દર્યમૂર્તિ, પ્રેમમૂર્તિ ને ત્યાગમૂર્તિ એવી આમ્રપાલીની આ ભવ્ય કથા ભારતવર્ષના ભૂતકાલીન સુવર્ણયુગનું એક સર્જન છે. શ્રી. કનુ દેસાઇનાં સુંદર રેખાંકન ચિત્રોથી તે વધુ સજીવ બન્યું છે. તમારાં હૈયાંને સર કરી લેતી આ નવલકથા જરૂર વાંચો ને વસાવો.

# ભવિષ્યવાણી

( ૮૦ ચિત્રો: ભાગ ૧-૨-૩-૪ સાથે ) કિંમત રૂા. ૬-૧૨-૦

વી. પી. ખર્ચ : બાર આના. આફ્રિકા માટે : ૧૫ શીલીંગ

**લેખક: શ્રી. આનંદકુમાર ભટ્ટ**

સોએ સો ટકા સાચાં પડતાં આ પુસ્તકમાંનાં ભવિષ્યદર્શનનો અનેકોએ લાભ ઉઠાવ્યો છે. તમારી જ નહિ, પરંતુ તમારા મિત્રો, સગાંઓ અને ઘરનાં કુટુંબીઓની જન્મતારીખ પરથી તેમનું ચરિત્ર, તેમના ગુણ-અવગુણ જાણવા માટે ગુજરાતીમાં આ એક જ પુસ્તક છે. આ પુસ્તક જેટલું સાચું છે તેટલું જ તે અદ્ભુત છે. મસ્તકવિજ્ઞાન, ચહેરા પરથી માણસને પિછાનવાની કળા પણ એમાં બતાવવામાં આવી છે. લોકોને સાચા સ્વરૂપમાં ઓળખવા માટે, ધંધો, વ્યાપાર, તેજીમંદી તેમજ રોજ-બ-રોજ બનતા બનાવોનું ને બાર માસનું ભવિષ્યદર્શન આરસીમાં મુખ દેખાય તેમ જોવા માટે આ ગ્રન્થનો લાભ લ્યો. પુષ્કળ ચિત્રો અને વરસોની જહેમત બાદ તૈયાર થએલો આ ગ્રંથ તમારે વસાવ્યે જ છૂટકો છે. ખલાસ થતાં ફરી મળશે નહિ.

**એન. એમ. ઠક્કરની કંપની ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨**

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૨૦૦૦ વર્ષ ૨૧ | આણંદ | માહ અંક ૪ |
|---|---|---|

## અધૂરી આશા

શરદઋતુનો એ સંધ્યાનો સમય હતો, પક્ષીઓ પોતાના વહાલાં બચ્ચાંને મળવા તલસી રહ્યાં હતાં, તેવા આનંદી સમયમાં કુમુદના મનમાં ઉલ્લાસનાં કિરણો ફોરાતાં હતાં. તેવામાં તેના વિચારશીલ મગજમાં નવો તુક્કો ઉદ્‌ભવ્યોઃ શું આખરે આ મારાં વહાલાં સ્વજનોને તજી કોઈ અજાણ્યે સ્થળે અને પરાયા માણસની સાથે મારૂં જીવનસુકાન જોડાશે? શું હું અવિવાહિત જીવન ગાળી શકું તેમ નથી?

આ પ્રમાણે તે પોતાના વિચારોમાં મશગુલ હતી, તેવામાં તેની આંખે કોઈ કોમળ હસ્તનો સ્પર્શ થતાં તેના શરીરમાં ધ્રુજારી આવી ગઈ. પાછળ જોતાં પોતાની સ્નેહાળ સખી સરોજને જોઈને આશ્ચર્ય પામી. તેણે પોતાની સખીને ભેટી પડીને પૂછ્યુંઃ "બેન, તું ક્યારે આવી?"

"તું તો લગ્નનાં કોઈ મીઠાં સ્વપ્નો સેવતી હોઈશ, પરંતુ હું તો ક્યારની તારી હીલચાલ જોઈ રહી છું. કહે તો ખરી, તું એવા ક્યા વિચારમાં મશગુલ હતી કે મારા આવ્યાની એ તને ખબર ન પડી?"

"અરે સરોજ, આજે એક પ્રસંગે મને વિચારમાં નાખી દીધી છે. આજે મારા પિતાજી પરગામ જઈ આવ્યા છે ને કંઈક મારે માટે લગ્નની ગોઠવણ કરી આવ્યા હોય તેમ લાગે છે, પણ હું કંઈ જાણતી નથી એટલે તને શું કહું?"

"અરે એમ જ ને! એ તો હું તને ખોળતી અહીં આવતી હતી, તેટલામાં દિવાનખાનામાં તારાં બા મને મળ્યાં, તેમણે મને કહ્યું કે 'સરોજ, કુમુદ તો થોડા દિવસમાં તારાથી વિખુટી પડી જશે. કુમુદના પિતા આજે એક લાયક માણસ જોઈ આવ્યા છે અને અમે એની સાથે કુમુદનું લગ્ન કરવાનો વિચાર

નક્કી કર્યો છે. તે માણસ પૈસાપાત્ર તેમજ કુળવાન પણ છે, પણ તેના પિતાજીની મરજી એમ છે કે તેમાં જરા કુમુદની સંમતિ લીધી હોય તો સારૂં, જેથી પાછળથી તેનું મન કચવાય નહિ. આ સાંભળી મેં કહ્યું કે 'પણ કાકી, તે પૈસાપાત્ર તેમજ કુળવાન છે, પણ ગુણવાન છે કે નહિ તેની તો આપણને શી ખબર પડે?' 'પણ બેન, તું આ વાત કુમુદને પૂછી જોઇશ ને?' 'હા. હું જરૂરથી પૂછીશ, એમાં શું?' બોલ હવે, કુમુદ, તારો શો વિચાર છે?"

"મારો વિચાર! જો પિતાજી મારા વિચાર પ્રમાણે વર્તવાના હોય તો પૈસાપાત્ર તથા કુળવાન છતાં ગુણવાન ન હોય, તેના કરતાં ગરીબ પણ સંસ્કારી યુવક પસંદ કરૂં છું અને જેનામાં સારા વિચારો હોય અને કંઇક રાષ્ટ્રભાવના હોય તથા જે બુદ્ધિશાળી હોય તેવા યુવકના સહચારમાં ગમે તેટલાં દુઃખ પડે. તોય પણ મીઠાં લાગે. પણ સરોજ, તું મારૂં એક કામ કર. તું એ યુવાનની બરાબર તપાસ ન કરે?"

"વારૂ કુમુદ, હું તેની પૂરેપૂરી તપાસ કરીશ. અને તારા વિચારો તારા પિતાજીને જણાવીશ પણ જો તો ખરી, સામેથી તારા પિતાજી પણ આપણા તરફ આવતા જણાય છે."

"કેમ સરોજ, કુમુદ, તમારો શો વાર્તાવિનોદ ચાલે છે?"

"એ તો કાકાજી, વાત એમ છે કે કુમુદના વિવાહની ગોઠવણ કરવાની હોવાથી, મને તેની સંમતિ માટે કાકીએ પૂછવાનું કહ્યું હતું, તે હું કુમુદને પૂછતી હતી."

"તો સરોજ, કુમુદનો શો વિચાર છે?"

"કાકાજી, કુમુદ તો પૈસાદાર અને કુળવાન કરતાં ગરીબ પણ સંસ્કારી યુવાન વધુ પસંદ કરે છે. પછી તો જેવી તમારી મરજી. કારણ કે આપણામાં કહેવત છે ને, કે ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય."

"હશે, તો કુમુદ, જેવી તારી મરજી, હું તારી મરજી વિરુદ્ધ કંઇ પણ કાર્ય કરવા માગતો નથી. જો તું કહે છે તે પ્રમાણે તો મારી નજરમાં એક યુવક આવે છે. તે જોકે ગરીબ છે, પણ તેને સદ્‌ગુણ ને સારા સંસ્કારો તથા બુદ્ધિપ્રધાન સ્વભાવ જન્મથી જ વરેલાં છે. કેમ સરોજ, તું તારી પડોશમાં રહેતા મધુસુદનને ઓળખે છે ને? કેમ, તે કુમુદને લાયક છે કે નહિ?

"વાહ, કાકાજી જો તે સંબંધ જોડાય તો તો સોનામાં સુગંધ ભળે તેવું થાય. ભલે મધુસુદન ઓછા કુળના તેમજ ગરીબ હોય, પણ તેના જેવો સંસ્કારી ને સદ્‌ગુણી યુવક હું આટલામાં તો બીજો જોતી નથી."

"બસ બેનો, બેસજો હું તો જઈશ."

"કેમ કુમુદ, હવે તો તને ગમતું થશે ને? પણ બેન, એક વાત પૂછું. તું અત્યારે તો ભણવામાં વખત ગાળે છે, પણ તું લગ્ન કરીને શું કરીશ?"

"કેમ વળી? મધુસુદન સાથેના સહચારમાં કોઈ દેશસેવાના કે સામાજિક કાર્યમાં જોડાઈશ."

"પણ બેન, કુમુદ, તું માનશે? જેટલી અત્યારે તું તારા પિતાને ત્યાં સ્વતંત્રતા ભોગવે છે તેટલી કદાચ, મધુસુદન તો જોકે સારા સ્વભાવના છે છતાં, તારો વિકાસ તેમના કુટુંબમાં ખીલશે કે કેમ તે વિષે મને શંકા છે. પણ બેન, તેમના કુટુંબમાં બીજું કોણ?" "કોણ તેમનાં માતુશ્રી ને? ઓહો એ તો જેવાં આ બા છે તેવાં તે પણ મારાં બાજ છે ને? તેમને મારા તરફથી દુઃખ ઉત્પન્ન થાય તેવું કારણ જ નહિ આપું, એટલે પછી શું?"

"તો તો સરસ. પણ કુમુદ, લગ્ન તારી પરીક્ષા પછી થાય તો શું ખોટું? હવે વચમાં આઠેક દિવસ બાકી છે; પછી તો હું ત્યાં આવીશ, એટલે હું અને તું ત્યાં ભેગાં જ છીએ? બસ કુમુદ, હું તો હવે જઈશ."

"ઠીક સરોજ, આવજે હાં!"

ત્યાં પાછળથી તેની બાની બૂમ સંભળાતાં તે રસોડામાં જઈને જુએ છે તો તેનાં બા તેને માટે જાતજાતની સાડીઓનું બંડલ છોડતાં હતાં. તે તેની પસંદગી પૂછવા લાગ્યાં, પણ કુમુદનું મન તો અત્યારે આ કશામાં ન ચોંટતાં તેને તો સરોજ આગળ કલ્પેલી આશાની ઇમારતો બાંધવા માટે તલપી રહ્યું હતું. તેના મનમાં થતું હતું કે આ પાટીદાર સમાજમાં મારી બધી આશાઓ પૂર્ણ થશે કે નહિ! આ પ્રમાણે તેનું મન તર્કવિતર્કમાં ઝોલા ખાતું હતું, તેવામાં તેની બાએ પૂછ્યું: "કેમ બેન, ઉદાસ થઈ ગઈ! શું તને આ નથી રુચતું? અમે તો તારા કહેવા પ્રમાણે કર્યું છે." આ સાંભળી કુમુદ શરમિંદી પડી ગઈ, તેના હોઠ પર હાસ્ય પ્રસર્યું, પણ તરત જ તેના મુખ ઉપર ઉદાસીનતા છવાઈ ગઈ ને બોલી: "ના બા, એમ નથી, પણ તમને બધાંને તજીને આખરે મારે જવું જ પડશે!"

"હશે બેન, તે સિવાય કંઈ છૂટકો છે? ત્યાં પણ તારે તારાં સાસુને તારાં બા જેવાં જ માનજે. જો આ માગશરે અમે તારા લગ્નનું મુહૂર્ત ગોઠવ્યું છે."

આખરે એ ધારેલો શુભ દિન આવી પહોંચ્યો. આજે તો બધાંના હૃદયમાં હર્ષ ઉભરાતો હતો. આમ આખો દિવસ આનંદમાં ક્યાં વીતી ગયો ને પણ કોઈને ખબર પડી નહિ. તે વખતે બધાંની હર્ષભીની વિદાય વચ્ચે

યુવકો ધારે તો બાર ગામને એકત્ર કરવાનું કામ સફળતાથી પાર ઉતારે એવું 'પાટીદાર'ના તંત્રીજીનું કથન મને સાવ યથાર્થ લાગે છે. સાંભળ્યું છે કે તાજેતરમાં 'પાંચ ગામ યુવકમંડળ'ની સ્થાપના સંબંધે કંઈક હિલચાલ શરૂ થઈ છે. ૭ ગામના યુવકો આમાં સાથ આપી પાંચ ગામના યુવકો સાથે હાથ મિલાવે; પરિણામે 'સમસ્ત બાર ગામ યુવકમંડળ' સ્થપાય અને એ મંડળ ઉપર જણાવેલા કાર્યના પ્રચાર અને આચાર માટે જે કંઇ યોગ્ય હોય તે કરવાનું માથે લે, તો આ કાર્ય લાગે છે એટલું વિકટ ન રહે. આમાં યુવતીઓની સક્રિય સહાયતા જોઇએ જ, એ ભૂલવા સરખું નથી.

આવો પ્રણાલિકાભંગ કદાચ શરૂઆતમાં અળખામણો થઇ પડવા સંભવ છે. આથી ઓચિંતી રેલ આવે તો તેમાં નવાઇ નહિ. પણ ભૂલવું ન જોઇએ કે દરેક નવું પૂર પોતાના પાણી સાથે જે પૌષ્ટિક કાંપ લાવે છે તેજ ચૈતન્યના અંકુર માટે સારામાં સારૂં ખાતર બને છે. અને પછી જીવનાંકુર ઊગી નીકળતાંજ સત્તર આના પાક ઊતરે છે.

'બાર ગામ યુવક મંડળ'ની આવશ્યકતા મને અનેક કારણોને લીધે જણાય છે. પોતાની નજર આગળ સમગ્ર નાત એક કરવાનો આદર્શ રાખીને એવું મંડળ પ્રવર્તે; અને સઘળી બદીઓને નીંદી નાખી નાતને શુદ્ધ અને ઉચ્ચ આચાર તરફ દોરે તો એવું મંડળ જરૂર પરમોદ્ધારક અને પ્રાતઃસ્મરણીય બની રહે

ત્યારે ૭ ગામના યુવકો અને યુવતીઓ, સાંકડા ગોળરૂપી બિલાડીને ગળે ઘંટ બાંધવાનું કામ તમારેજ કરવાનું છે. માટે ઉપર જણાવ્યું તેવા મંડળની સ્થાપનાનો સમય હવે આવી લાગ્યો છે, તેને માટે જમીન તૈયાર થઇ ચૂકી છે. અને કાકા સાહેબ કહે છે તે પ્રમાણે જમીન તૈયાર થએલી હોય તે વખતે જે નિર્ભય થઇને બીજ વાવતો નથી, અને આજ સુધી જીવજતને સાચવી રાખેલું બીજ જમીનમાં વાવીએ તો કાદવમાં પડી કોહી જશે એવી બીતિ મનમાં રાખે છે અને તેથી જૂની થાપણને સાચવી રાખવામાંજ મોટો પુરુષાર્થ છે એમ માને છે તે આસ્તિકતાની ભાષા બોલતો હોય તોપણ વાસ્તવિક રીતે નાસ્તિક છે, જીવનદ્રોહી છે, મડદાની સાચવણી કરી ચૈતન્યની ઉપાસના ઊંધી વાળનારો છે.

જૂની, કોહી ગયેલી કે ખોખરી બનેલી રૂઢિનો ધર્મ નહિ, પણ ચૈતન્યનો સનાતન ધર્મ સ્વીકારે તેજ સાચો યુવાન. ૭ ગામના યુવાનો પોતાની યુવાની શોભાવશે કે લજવશે!

ધર્મજ જશભાઇ કા. પટેલ

# ઊંડી વાતો

**વહુ ની** પરીક્ષામાં શું તપાસવું એ બાબતની લક્ષ્મીદાસે સૂચના આપી: "જોજે, પાછી તું એટલી બધી ચીકણી ન થઇ જતી. ઘાટ, રૂપ, રંગ, તે કંઇ માણસના હાથની વાત નથી. ભગવાને ઘડ્યું એમાં વળી ખોડ શી કાઢવી? આ તો ફોડી આંખ તળે કાઢી નાખવી પડે એટલું જ. શરીરમાં કંઇ ખોડખાંપણ ન હોય એટલે થયું." અને જાણે સચોટ દૃષ્ટાન્ત રહી જતું હોય તેમ એમણે કહ્યું: "લે ને, આપણી જ વાત કર ને. તું સાડાત્રણ ફૂટ છે ને હું સાડાપાંચ ફૂટ છું, તોય આપણા દહાડા તો ખાસ્સા સુખરૂપ ગયા"

રતનબા: "આપણા વખતમાં તે વળી ક્યારે આવી વને વનેની ખોડો કોઇ કાઢતું? પણ અત્યારે તો લોક જોવામાં ક્યાં બાકી રાખે છે? કુબેરભાઇની જમની આમારી સાથે રમતી ત્યારે તો બોલતાં બોલતાં એં....એં.... થઇ જતું. તે આજ જરા પરદેશ જઇ આવી એટલે ગોખી ગોખીને વાત કરતાં શીખી, એટલે કન્યા જોવા ગઇ ત્યારે બીજી તો શી ખોડ કાઢે? પણ કહે છે: 'એને બોલવાના જ હોંસ નથી. મારો રવીન્દ્ર એવો તો વાચાળ છે કે બિચારો એ મૂગીથી અકળાઇ જાય'"

લક્ષ્મીદાસ: "આપણે કંઇ એવા ચાળા નથી કરવા. બોબડું બોલે, સહેજ શ્યામ હોય, જાડી કે ઊંચી કે નીચી હોય એ તે કંઇ ખોડ કહેવાય?"

રતનબા: "એ બધું ય આપણે તો સમજીએ છીએ, ઘરનું કામકાજ કરે ને ઘરનો વહેવાર સાચવે એટલી આવડત હોય તો જ મેર."

લક્ષ્મીદાસ: "મારું ત્યારે એ જ કહેવું છે ને, કે જાત હોય એટલે બધું આવી ગયું. પુનમ રતાંધળાની વહુ હીરા ગમે તેવી પણ કુળવાન કહેવાય. બિચારીને આંધળા જોડે વળગાડી ઘાલી, પણ કોઇ દિવસ એના મોંમાંથી બળાપાનો એક શબ્દ સાંભળ્યો છે? અને બીજી બાજુ જોવી હોય તો આપણા ઝવેરભાઇ મેજિસ્ટ્રેટની છોડી — શું નામ બળ્યું એનું? નામ મોટાં મોટાં પાણાં એમાં શું રંધાયું? પૂંજાભાઇનો છોકરો જરા ઓછો નીકળ્યો તેમાં તો બાઇ કહે છે મારે પરણવું નથી."

રતનબા: "એ બધી વાત ખરી, પણ આજના છોકરાઓને એવું ના ગમતું હોય એટલે...."

આગળ બોલવા દીધા વિના જ લક્ષ્મીદાસ બોલી ઊઠ્યા: "એમને તો નવું ગમતું જ જોતું હોય, પણ આપણે તો બધું ય જોવું પડે. એમને તો રસ્તામાં જતી ગમે તેની રૂપાળી કે ભણેલી છોડી ગમે એટલે પરણવાનું

મન થઇ જાય. એથી કંઇ આપણાથી એ વાત ઓછીજ કબૂલ રખાય?"

રતનબા: "એવું તો સમૂળગું કોણ કહે? પણ આપણે નર્યો એક જ બાજુનો વિચાર કરી નક્કી કરીએ ને અરવિંદ ના પાડે તો?".

લક્ષ્મીદાસ: "એ ના પાડે, પણ આપણે? સમજાવતાં આવડે છે ને."

રતનબા: "સમજાવતાં ના સમજે ત્યારે?"

"ના સમજે તો પરાણે સમજાવવો પડે." લક્ષ્મીદાસ ભાર દેઇને બોલ્યા.

રતનબાને આટલા બધા દબાણનું કારણ હજુ સમજાયું નહોતું. એટલે એ મૂગાં રહ્યાં. લક્ષ્મીદાસ વખત વિના વાત ફોડી નાખે એવા નહોતા. એમણે પોતાની જાળમાં રતનબાને હવે વીંટવા માંડ્યાં: "હજુ તને પૂરી સમજ પડી નથી. આજના છોકરાને વ્યવહારની કે ભવિષ્યની કંઇ ગતાગમ છે? એમને તો ચંદ્રમાના ચોથિયા જેવી વહુ મળે એટલે ખાવાય ન જોઇએ. પણ આપણે તો બધુંય જોવાનું રહ્યું. હું કંઇ એમ નથી કહેતો કે કાણી, લંગડી કે ઠૂંઠી હોય તોય ન જોવું. પણ સાધારણ ઠીકઠીક હોય, વાંચતાં લખતાં આજનાં છોકરાંને જોઇએ છે એટલે એ સાધારણ આવડતું હોય ને બીજી રીતે સારૂં હોય એટલે બીજું શું જોઇએ?"

રતનબાના મગજમાં એ વિચારને જરા સ્થિર થવા દેઇ લક્ષ્મીદાસ બોલ્યા: "આપણી બાંધી મૂડી તો તું જાણે છે. સગો સદ્ધર ન મળ્યો હોત તો ક્યારનુંય ઉઘાડૂ પડી જાત. પણ મારા ભાઇ, એના પુણ્યપ્રતાપ કે બધું ખરચ નીકળી ગયું ને આબરૂ સચવાઇ. નહિ તો ઘરમાં શું હતું એ કંઇ બીજા સમજે છે?"

રતનબા આ બધી ઊંડી ખૂંચ સાંભળ્યે જતાં હતાં, એટલે એ પોતાના મનના ઊંડા મનોરથ કહ્યે જતા હતા: "ભગવાન તે કંઇ આપે છે ત્યારે અદ્ધરથી ઓછો ફેંકે છે? માણસના આખા જીવનમાં એકાદ બે તક એવી આવે છે કે સમે ભણતાં આવડતું હોય તો ફાવી જાય, અને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાય તો ભોગ એના! આ બધી ઊંડી ખૂંચ તું કે હું સમજીએ. આજનાં છોકરાં કે'દહાડે પૈસા કમાવા ગયાં છે તે એ સમજે?"

અને છેલ્લી પોતાના મનની સાચી વાત કરતાં એમણે જણાવ્યું: "ઉચ્છેદિયાંય ઘણાં મળે, પણ એને બે પાંચ છોકરીઓ હોય ત્યાં પાડો વાઢે ત્યારે..., એમાંય શી બરકત? આમેય ખાવા બેઠા ત્યારે પેટ ભરાય નહિ તો હાથ ઘાલીએ જ શુ કરવા? આટલી એક ને એક છોકરી છે ને મિલ્કત... આ ઊંડી વાતો કંઇ બધાંને કહેતા ફરાય? માટે તું ને મહાકોર છાનાંમાનાં

જોઇ આવો. એમાં જોવાનું શું છે? છોકીને માટે કોક બળિયાનાં ચાઠાં છે, તે કંઇ આપણું ખાવા માગવાનાં છે!"

વ્યવહારમાં પૈસાની કિંમત રતનબા પૂરેપૂરી સમજતાં હતાં. છતાં એનાથી લોભાયાં નહોતાં, પણ વહુની પસંદગીની એમની જૂનવાણી દૃષ્ટિમાં એ ખોડ કંઇ મહાભયંકર નહોતી જણાતી. પરંતુ અરવિંદ તરફનો વસવસો મનમાં ગડતો હોય તેમ એમણે ફરી પૂછ્યું: "એ નહિ માને તો?"

લક્ષ્મીદાસ: "મારાથી બનશે ત્યાં સુધી તો હું એને પહોંચી વળીશ, પણ છેવટ છેક છેલ્લે પાટલે જઇ બેસે ત્યારે તારો વારો."

રતનબા: "તમારું ન ચાલે તો મારું શું ચાલે?"

લક્ષ્મીદાસ: "તારું ચાલશે એવું કોઇનું નહિ ચાલે."

રતનબા: "શી રીતે?"

લક્ષ્મીદાસ: "એ નહિ માને એવું તને લાગે છે?"

રતનબા: "લાગતું તો નથી, પણ એ ના જ પાડે તો?"

લક્ષ્મીદાસ: "તો કહી દેવાનું કે હું હા કહીને આવી છું એટલે કોઇ હિસાબે ના કહેવાય તેમ નથી."

રતનબા: "એ તો આપણે બધું ય કહીએ. પણ આજના છોકરાને તમે ક્યાં નથી જાણતા? વાડીલાલના સુમંતે માબાપ કકળતાં રહ્યાં તો ય કોઇનું ન માન્યુ ને એની મેળે મુંબઇ જઇ પરણી આવ્યો."

લક્ષ્મીદાસ: "સુમંતને ને અરવિંદને સરખા ગણ્યા?"

રતનબા: "આજના છોકરા તો બધા સાત ગણો તો ય સરખા જ."

લક્ષ્મીદાસ: "ના, ના, એના આગળ તું ગળગળી થઇને બોલે એટલે એનાથી ના પડાય જ નહિ. અને છેલ્લો ઉપાય તું અજમાવે તો એના ગળા ઉપર છરી મૂકે તો ય ચૂં કે ચાં ન કરે. કહી દેવાનું કે મને પછી જીવતી ના જોવી હોય તો જ ના કહેજે. એટલે પત્યું!"

હજુ મનને બેઠું ન હોય તેમ રતનબાએ નવી સૂચના મૂકી: "એના કરતાં એક વખત એને પૂછી જોયું હોય તો?"

'બૈરાંની બુદ્ધિ પાનીએ' એવો ભાવ મનમાં અનુભવતાં લક્ષ્મીદાસે કહ્યું: "એવી મૂર્ખાઇ હું કરું એવો નથી તો! આજનાં છોકરાંના હાથમાં લગામ સોંપીએ ત્યારે તો અર્ધા લાખને બદલે અર્ધી પાઇ પણ મળી રહી! છોકરાં તો, નવું પંખી પાંજરામાં પુરાતાં પાંખો ફફડાવે તેમ ઉધામા મારવાનાં જ.

પણ એ તો એમનું સાંભળ્યા વિના અંદર ધકેલી ઘાલ્યાં એટલે થાકીને પાંખો બંધ રાખે. આપણી આંખો આગળ નથી જોતાં કે દર વર્ષે બેપાંચ છોકરા 'ના, ના' કહેતા રહે છે, છતાં પરણી જાય છે. શિકારી આગળથી જ બીક રાખે તો તો એ શિકાર કરી જ રહ્યો!"

બધો ભાર એમના ઉપર ઢોળી નાખતાં રતનબાએ કહ્યું: "હું ત્યારે ક્યાં ના કહું છું?"

લક્ષ્મીદાસ: "એમ નર્યું મારા ઉપર ઢોળી પાડું તે ન ચાલે. એ તો આજના છોકરા! એવી રીતે વાત કરે કે તું ભોળવાઇ જાય અને પછી કહે કે મૂકો ને ત્યારે પડતું, એને ના ગમતું હોય તો રહેવા દો. તો પછી મારો તો મનખો જાય. લોકોમાં હું ભૂંડો દેખાઉં. માટે છેવટ સુધી પકડ્યું એટલે પકડી જ રાખવાનું."

રતનબા: "મારાથી કંઇ એની સાથે ઊંચે સાદે બોલાયું?"

લક્ષ્મીદાસ: "ઊંચે સાદે બોલનારો તો હું છું ને?"

રતનબા: "તો હું તમારી વચ્ચે નહિ આવું."

લક્ષ્મીદાસ: "જોકે આવું કશું થાય એમ તો મને બહુ લાગતું નથી. પણ વિચાર કરીએ ત્યારે તો છેલ્લી ગણત્રી જ કરી લેવી જોઇએ. હું, મગનભાઇ, શંકરભાઇ અને રેવાભાઇ છીએ એટલે એના એકલાના શા ભાર છે? પણ છેવટ શામ, દામ, ભેદ, દંડ, એ ચારેય ઉપાય નિષ્ફળ જાય ને પાંચમો અશ્રુપાતનો આશ્રય લેવાનો અવસર આવે તો તારે પૂરેપૂરું નાટક ભજવવું પડે."

એમનું એ ને એ પારાયણ સાંભળીને રતનબાએ કહ્યું: "હું કંઇ મૂર્ખ છું તે સ્વાર્થ નહિ સમજતી હોઉં?"

લક્ષ્મીદાસ: "ત્યારે મારે તેથી જ ઉલટાવી ઉલટાવીને વાત કરવાની ને કે આવો શિકાર છટકી જશે તો ફરી મળવાનો નથી. અને ઉપરથી આપણી જ મૂર્ખાઇ ઠરશે. લોક કહેશે કે નિશાન તો મોટું તાક્યું, પણ છોકરો જ પોતાનો ન સધાયો."

પૂરેપૂરાં મક્કમ થઇ ગયાં હોય તેમ રતનબા બોલ્યાં: "હવે ગણત્રી કર્યા વગર એક વખત પગલું તો ભરો."

લક્ષ્મીદાસ: "તું જોઇ આવે એટલી જ વાર."

અને લક્ષ્મીદાસ ભવિષ્યની ગણત્રીમાં રોકાયા.

સણિયાદ, તા. કરજણ ઈશ્વર પેટલીકર

# પરઠણનાં પાપ

ચરોતરનાં દરેક ભાઇઓએ પોતાની બેનબેટીઓ ઉપર દયા કરી કાનમની ને વાકળની કન્યાઓ ન લાવવી જોઇએ ચરોતરમાં કન્યાઓનો તોટો નથી; તેમને માટે વર મળતા નથી, એક ઉપર બીજી આપવી પડે છે, અથવા કોઇ બીજવર ડોસાને આપવી પડે છે. આપણને છોકરાઓની ઘણી ખોટ છે.

પરઠણને લોભે આપણે કાનમમાં જઇએ છીએ, પણ તેથી આપણી કન્યાઓને જ દુઃખ છે. આપણે આપણી બેનબેટીઓના દુશ્મન બનીએ છીએ. કાનમની કન્યા ચરોતરમાં આવવાથી ચરોતરની છોકરીઓને વર મળતા નથી, એટલે લોકોને વરની ખૂબ પરઠણ આપવી પડે છે. છોકરાનાં માતાપિતા પણ છોકરાનો ખૂબ ભાવ માગે છે. આ નીચતાનું મુખ્ય કારણ એ જ છે કે આપણે કાનમવાકળની કન્યાઓ લાવીએ છીએ.

પાટીદાર કોમમાં ચરોતરમાં જ વિધવાઓની સંખ્યા વધારે છે. એક ઉપર બીજી પણ ઘણે ઠેકાણે અપાય છે. ચરોતરમાં વિધુર ડોસાઓ પણ પરણતા જોવામાં આવે છે. પરઠણો અને જણસોના મોટા મોટા સોદા થાય છે. આ શું આપણે માટે શોભારૂપ છે?

ખરી રીતે જ્ઞાતિના રિવાજોમાં ચરોતર જ સડી રહ્યું છે. ત્યાં અસંખ્ય વિધવાઓના વિલાપ સંભળાય છે, બિચારી કુમળી કન્યાઓને બીજવર ડોસા સાથે પરણાવાય છે, એક સ્ત્રી હયાત હોવા છતાં બીજી સ્ત્રી થાય છે, પૈસાના લોભમાં વહુને મારી નાખવામાં આવે છે, કન્યાના ત્રાસથી બચપણમાં જ બાળકીની હત્યા કરવામાં આવે છે, કુળના અને પરઠણના મોહમાં જ્યાં ત્યાં કજોડાં જોવામાં આવે છે. ચરોતરનું આ કુળવાનપણું?

આવી હલકી, અત્યાચારી, દુરાચારી પ્રથા આપણા ચરોતરમાં જ ખાસ કરીને જોવામાં આવે છે. આજે વિધવાઓના વિલાપ ગામડે ગામડે સંભળાઇ રહ્યા છે. બિચારી કુમળી કળી જેવી બાલિકાઓ વિધવા બનીને સમાજના જુલ્મો સહન કરે છે. શું સમાજ જ તેને ખરાબ રસ્તે નથી દોરતો? સમાજના સોટાથી જ વિધવા બનેલ બાળા મનની વિધવા નથી હોતી તેના વિકારો વિધવા બનવાથી શમી જતા નથી, પણ સમાજથી છાની રીતે તે પોતાના વિકારોને સમાજમાં જ પોષે છે. શું સમાજ આ નથી જાણતો? જાણે છે, પણ કોઇ હિંમત કરી વિધવા સાથે પુનર્લગ્ન નથી કરતું.

આ રીતે આપણે દુરાચારને પોષીએ છીએ. આપણે દુરાચારને પોષવા તૈયાર છીએ, પણ કુરિવાજને છોડવા તૈયાર નથી. આપણે પાપ કરવા

તૈયાર છીએ, પણ પરઠણ છોડવા તૈયાર નથી. આપણે ખૂની બનવા તૈયાર છીએ, પણ સમાજના રિવાજો તોડવા તૈયાર નથી.

આજે આપણે જડ જેવા બની ગયા છીએ. જરા પણ વિચાર તો કરતા જ નથી. ઘણું ભણ્યા પણ તેનો ઉપયોગ ન કર્યો. સમાજની ઘાણીમાં આંધળા બની તેની પાછળ જ દોરાઇએ છીએ. પાપ કરવા છતાં સમજાતું નથી. સમાજના રિવાજો પાછળ આંધળા બની ચાલવામાં જ આપણી બરબાદી છે. સાચી વસ્તુ સમજવા છતાં સમાજમાં આપણે સડી રહ્યા છીએ. એ આપણી કેટલી કમજોરી અને નીચ લોભવૃત્તિ છે!

આપણે સમાજને ખાતર પાપ કરીએ, સમાજના રિવાજ ખાતર હત્યા કરીએ, સમાજના જુલ્મને લીધે આપણે દુરાચાર કરીએ, સમાજને ખાતર હત્યાચાર પોષીએ, સમાજને ખાતર બાળવિધવાઓને રડાવીએ, સમાજને ખાતર કુમળી કળી જેવી બાળાઓને હોમી દેઇએ, સમાજને ખાતર નાની નાની બાળકીઓને મારી નાખીએ, સમાજને ખાતર આપણે ભિખારી થઇએ, છતાં આપણને સુખ નથી મળતું. તો પછી શા માટે તેવા સમાજને સુધારવાને પ્રયત્ન કરતા નથી?

ભાઇઓ, સમાજનું આંધળું અનુકરણ ન કરો, સાચી વસ્તુ કરો. તમે જાણો છો જ કે કાનમની કન્યા ચરોતરમાં આવે છે, પણ ચરોતરની ત્યાં જતી નથી. આ રિવાજ કાનમ ને ચરોતર બંનેને માટે ઝેરરૂપ છે. આ રિવાજથી ચરોતરને તો ખૂબ જ નુકસાન છે.

ચરોતરના ભાઇઓ, સમજો. તમારા દીકરાઓને પરઠણને લોભે કાનમ વાકળમાં ન પરણાવો. ભાઇઓ, તમારો સાથી પૈસો નથી. પૈસાને ખાતર તમે તમારા દીકરા દીકરીનાં જીવન દુઃખી કરો છો. તમે દીકરાના લગ્ન વખતે પરઠણ માગો છો, તો પછી તમારી દીકરીઓના લગ્ન વખતે બીજાઓ માગે જ ને? પણ દરેકે સમજીને પરઠણ ન લેવી જોઇએ. પરઠણ આપવા લેવાનું બંધ થાય, તોપણ જ્યાં સુધી કાનમ, વાકળની કન્યા ચરોતરમાં આવશે ત્યાં સુધી તો ચરોતરમાં કન્યાઓને ત્રાસ રહેશે જ. માટે દરેક કાનમ-વાકળવાસીને કહી દેજો કે અમારે તમારી પરઠણની ને દીકરીની જરૂર નથી, મહેરબાની કરી હવેથી ચરોતરમાં આવવાનું ભૂલી જજો.

પરઠણો આપવા લેવાનું ત્યારેજ બંધ થશે, જ્યારે એક પણ છોકરો કાનમમાં પરણવા નહિ જાય. છોકરાઓની છત પણ ત્યારેજ થશે, બેન બેટીઓનો ત્રાસ પણ ત્યારેજ બંધ થશે, વિધવાઓના વિલાપ પણ ત્યારેજ બંધ થશે, સમાજને સાચું સુખ ત્યારેજ મળશે.

પાટીદાર જ્ઞાતિની પાયમાલી કરનાર ચરોતર જ છે. ચરોતરમાંથી જ નવા રિવાજો નીકળે છે. જેમ જેમ ચરોતર સુધર્યું (!), તેમ તેમ સમાજમાં તે ખૂબ ચૂંથાવા લાગ્યું. નહિ તો આજે ચરોતરની બેનોને આટલો બધો ત્રાસ ન હોત. બિચારી બેનોના દુઃખની કહાણી સાંભળતાં કસાઇ પણ કંપી ઊઠે, એવું દુઃખ ચરોતરમાં છે. શું આ આપણી પ્રગતિ?

ભાઇઓ અને બેનો, સમજો, ઇશ્વરથી ડરો. ભગવાન કોઇને છોડનાર નથી. તમારા કૃત્યોનો બદલો તમારે આપવો જ પડશે. સમાજની સાચી સેવા કરવામાં પાછા ન હઠશો. જો આપણે આ તરફ ધ્યાન નહિ આપીએ તો ચરોતરની વિધવાઓના, કુમારિકાઓના, બાળકીઓના અને કાનમ વાકળના વાંઢાઓના શાપ આપણને લાગશે જ, અને આપણે સુખી નહિ થઇએ.

બાંધણી (હાલ ખાજવા) રાવજીભાઇ ભીખાભાઇ



## સુવરા અને સુધારો

માશ યુવકબંધુઓ,

વર્તમાન કાળને સુધારા માટે હડકવા લાગ્યો છે. ચોતરફ 'સુધારો, સુધારો'ની બૂમો ગાજી રહી છે. આપણી રહેણીકરણી, આપણો અભ્યાસ, આપણા વિચારો, આપણી જ્ઞાતિ અને આપણી જ્ઞાતિની એકે એક સંસ્થા સુધારા માટે આતુર નયનો વડે રાહ જોઇ રહી છે. આવે સમયે આપણે યુવાન હોવાથી સ્વાભાવિક રીતે જ આપણા યુવાન મગજમાં જુસ્સાની ભરતી આવી જાય છે. તે જુસ્સાને બળે આપણે સુધારારૂપી અગ્નિકુંડમાં કૂદી પડીએ છીએ.

અલબત્ત એ તો સત્ય જ છે કે આપણ યુવકોથી જ સર્વ સુધારણા થવાની છે, પરંતુ સુધારારૂપી તે અગ્નિકુંડમાં ઝુકાવતા પહેલાં આપણી જુસ્સાની તે ભરતી સત્ય સ્વરૂપે છે કે નહિ, તેની પરીક્ષા આપણે ઘણા થોડા યુવકો કરીએ છીએ, મતલબ કે આપણા યુવકોનો મોટો ભાગ વગર વિચાર્યે જ, ફક્ત જુસ્સાને બળે જ કૂદી પડીએ છીએ. અને જોકે તાત્કાલિક તે જુસ્સો આપણને ફળદાયક લાગે છે, પરંતુ તે જુસ્સા સાથે આપણામાં વિચારશીલતાને અભાવે તે ભરતી ટૂંક સમયમાં જ ખોટનું સ્વરૂપ પકડે છે, અને પરિણામ એ આવે છે કે જેની પૂઠે આપણે હોઇએ છીએ તે પોતાને યથાસ્થાને આવી જાય છે. આપણી કરેલી થોડીઘણી મહેનત પણ અફળ

લગ્ન અને છૂટાછેડાનો નિર્ણય જે વિધિ પ્રમાણે લગ્ન થયાં હોય તેના કાયદા અનુસાર થાય છે. સ્ત્રી કે પુરુષ બંનેમાંથી એકે મુસલમાની ધર્મ અંગીકાર કર્યો હોય તેથી તેમાં ફેર પડતો નથી. તૈયબજી મહોમેડન લૉ: આ પ્રમાણે તો જો બે હિન્દુઓ લગ્ન કરે અને લગ્ન પછી ગમે તે એક જણ ઇસ્લામ ધર્મ સ્વીકારે, તોપણ લગ્ન અને છૂટાછેડા માટે તેમને હિન્દુધર્મ-શાસ્ત્ર જ લાગુ પડે છે. ધર્માન્તર થવાથી ફારગતી માટે કંઇ કાયદો બદલાતો નથી. મુલ્લાંના હિન્દુ કાયદામાં સ્પષ્ટ જણાવ્યું છે કે સ્ત્રી મુસલમાન થવાથી કંઇ લગ્ન આપોઆપ રદ થતું નથી, અને તેથી તેના ધણીની હયાતીમાં તેણી કાયદેસરનું બીજું લગ્ન કરી શકતી નથી.

૪. **સીતાદેવીએ શું કર્યું**: આ લગ્ન બાબતમાં હકીકત એવી જણાય છે કે સીતાદેવીએ નવેમ્બર માસમાં મુંબઇમાં કાજીને બોલાવી મુસલમાની ધર્મ સ્વીકાર્યો અને પછી તેમના ધણીને મુસલમાન થવા કહેવરાવ્યું. તે પછી મદ્રાસ હાઇકોર્ટમાં ધણી મુસલમાન થતા નથી તે કારણે ફારગતી આપવા અરજ કરી અને નામદાર જસ્ટીસ શાહબુદ્દીને ફારગતી આપવા હુકમ કર્યો, તે પછી તેઓ શુદ્ધ થયાં અને હિન્દુ ધર્મમાં પાછાં આવ્યાં ને ડીસેમ્બર આખરે લગ્ન કર્યું. હિન્દુ પતિ કે પત્ની મુસલમાન થાય અને તે ના કહે તો કાજી ફારગતી આપી શકે એવો નિયમ સરેહ પ્રમાણે ચાલતાં મુસ્લીમ સ્ટેટ હોય ત્યાં અમલમાં હોઇ શકે, પણ બ્રિટીશ હિન્દમાં તેવો નિયમ નથી, કારણ કે અંગ્રેજ સરકાર સર્વ ધર્મને સરખું મહત્ત્વ આપે છે. આવો ઠરાવ મદ્રાસ હાઇકોર્ટે ૧૯૪૪માં (?) કરેલો હતો અને ૨૬ મદ્રાસ લૉ જર્નલમાં છપાએલ છે. કલકત્તા હાઇકોર્ટે સને ૧૯૪૨માં પણ બ્રિટિશ હિન્દમાં આવે કારણે ને આવી રીતે ફારગતી મળી શકે નહિ એમ ઠરાવ્યું છે. અને આવો રાજનીતિ વિરુદ્ધનો કાયદો નષ્ટ થએલો છે એમ પણ જણાવ્યું છે. બીજી કોઇ હાઇકોર્ટે પણ આ સંજોગોમાં ફારગતી આપી શકાય એમ ઠરાવેલું જણાતું નથી. સને ૧૯૪૬માં મદ્રાસ હાઇકોર્ટે જૂના ઠરાવો બાજુ પર મૂકી કયે ધોરણે સીતાદેવીને કામે ઠરાવ કર્યો તે સમજમાં આવતું નથી.

૫. **વડોદરાનો કાયદો**: વડોદરા રાજ્યના હિન્દુ નિબંધની કલમો એવી છે કે પતિ અથવા પત્ની પ્રથમનું લગ્ન કાયમ છે, છતાં ફરી વાર લગ્ન કરે તો તે ફરી વારનું લગ્ન નિરર્થક નીવડે છે. વડોદરા હિન્દુ નિબંધ પ્રમાણે પતિ અથવા પત્ની-ગમે તે પતિત થાય, એટલે કે મુસલમાન અથવા ખ્રિસ્તી ધર્મ

સ્વીકારીને પરધર્મી બની જાય, તો કોર્ટ મારફત લગ્નવિચ્છેદ થઇ શકે. પરંતુ જ્યાં સુધી કોર્ટમાં જઇને પ્રાથમિક હુકમનામું મેળવી ૭ માસ પછી લગ્નવિચ્છેદનું આખરનું હુકમનામું મેળવાય નહિ, ત્યાં સુધી પ્રથમ લગ્ન નષ્ટ થતું નથી અને લગ્નવિચ્છેદ પણ કાયદેસર ગણાતો નથી.

૬. વડોદરા રાજ્યની ન્યાયાધીશોએ એક સ્ત્રી હયાત છતાં બીજું લગ્ન કરનારને ગુનેગાર ઠરાવી સખ્ત કેદ અને દંડની સજાઓ કરી છે અને રાજ્યના છેલ્લા એડ્મિનિસ્ટ્રેશન રિપોર્ટમાં એક પત્ની ફરજિયાત કરતો કાયદો પ્રજાએ આવકાર્યો છે. અને પ્રજામત તેની તરફેણમાં છે, એવી કબુલત પણ કરવામાં આવી છે.

૭. ધર્મ એ કંઇ મશ્કરી કરવા જેવી વસ્તુ છે. કે માણસ એક દિવસ મુસલમાન થાય, વળી પાછો હિન્દુ થાય અને હિંદુધર્મશાસ્ત્રે મૂકેલા બધા પ્રતિબંધો પણ વટાવી જાય?

૮. **ઊઠતા પ્રશ્નો:** અ: વડોદરા રાજ્યના હિંદુ વિધિ પ્રમાણે આ લગ્ન કાયદેસર છે?

બ: શ્રી. સીતાદેવીને વડોદરાના શ્રીમંત મહારાજાની મહારાણીનું પદ પ્રાપ્ત થઇ શકે?

ક: વડોદરા રાજ્યનો કારોબાર આ લગ્નને કાયદેસર માને છે?

ડ: પ્રજાએ આ લગ્નને કાયદેસર લગ્ન માનવું?

૯. **રાજ્ય પ્રજાની ફરજ:** વડોદરા રાજ્યની પ્રજાના હિતમાં વડોદરા રાજ્યના કારોબારે, એડમીનીસ્ટ્રેશને, આ લગ્ન વિષે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવો જોઇએ.

મુંબઇ ઇલાકામાં પોતાની સ્વચ્છંદના પોષતા પ્રેમને નામે ફુલવાએલા અને શ્રીમંત ગૃહસ્થોએ અનેક વખત સુધારાનાં બણગાં ફૂંકીને ફરી લગ્નો પોતાની પત્ની હયાત હોવા છતાં જ્યારે કરવા માંડ્યાં, ત્યારે વડોદરા રાજ્યમાં એવું ન બને એટલા માટે એક પત્ની હયાતીમાં હોય ત્યારે બીજી પત્ની થઇ શકે નહિ એવો ફરજિયાત પ્રતિબંધ મૂકતો કાયદો ધારાસભાએ મંજૂર કર્યો અને તેને શ્રીમંત મહારાજા સાહેબે બહાલી આપી કાયદાનું સ્વરૂપ પણ આપ્યું છે.

**પ્રજાને આઘાત:** અત્યાર સુધી જે હકીકતો આ લગ્નના સંબંધમાં

બહાર આવી છે, તે ઉપરથી લાગે છે કે વર્ષોના પ્રયત્નો અને મહેનતને અંતે સંસારસુધારાની અને પુનર્ઘટનાની જે ઇમારત ચણાતી આવે છે તેને ભારે ફટકો પડ્યો છે અને સુધારાનું અને પ્રગતિનું કાર્ય બધી દિશાઓમાં પાછું ધકેલાઇ ગયું છે અને જાહેર જનતાને ઘણો આઘાત પહોંચ્યો છે. ('સંદેશ,' તા. ૧૪ : ૧ : ૧૯૪૪.)

## ૫. એ લગ્ન પાછળનો ઇતિહાસ

(સીતાદેવીના લગ્ન પાછળનો ઇતિહાસ ચીતરતો કાગળ મળ્યો છે તે નીચે છાપ્યો છે. —તંત્રી)

શ્રી. .... મદ્રાસ, તા. ૯ : ૧ : ૪૪

કુશળ હશો. વડોદરાના હાલના મહારાજાએ બીજું લગ્ન છાનામાનું કરીને પોતાનું પોત પ્રકાશ્યું છે. તેમણે જે છોકરી સાથે લગ્ન કર્યું છે, તે સંબંધે અત્રે તપાસ કરતાં નીચે પ્રમાણેની વીગત મળે છે:

સીતાદેવી અત્રેના પેથાપુરમ્‌ના મહારાજા(જમીનદારી Estate છે.)ની ત્રીજી છોકરી થાય. તેનાં લગ્ન પ્રથમ લગભગ ૧૯૩૨માં વાયુરના જમીનદારના કુંવર સાથે થએલાં. Kumar Rajah of Vayyur–Rangiah Appa Rao M. A. તે M. A. થએલો છે. તેની ઉમર લગભગ ૩૦ વર્ષની છે. Vayyur Zamindariનો તે જમીનદાર છે. તેની આવક પાંચ લાખની છે. તે ઘણો મોટો માણસ છે અને રાષ્ટ્રીય રંગથી રંગાએલો Gentelman છે. આ બંનેના લગ્નથી એક કુંવર થએલો છે. તે દશેક વર્ષનો હશે. તે દેહરાદૂનમાં અભ્યાસ કરે છે. બંનેને અણબનાવ થવાથી ધણીએ તેને માટે, તેની ..... માટે, દરકાર ન કરી. Vayyur is in Krishna District near Bezvada. છોડીનો બાપ પેથાપુરમ્‌નો મહારાજા જમીનદારી Estateનો માલીક છે. ફોજદારી દીવાની હક બ્રીટીશ હકુમતના છે. છોકરો બાપની સંભાળમાં છે. he Husband has become unmindful of his wife, because of her behaviour.

પેથાપુરમ્ જમીનદારીના Social Status સંબંધે—આ જમીનદારીની આવક લગભગ ૧૫ લાખ જેટલી હશે. વ્યંકટગિરિની ગાદીના આ એક ભાગીદાર છે. હાલના જમીનદારના બાપ એટલે છોડીના દાદા વ્યંકટગિરિ familyના હતા. તેમને ભાગ આ Estate આવેલી. તેમણે સાત રાણીઓ કરેલી, છતાં છોકરો ન થયો. તેથી છેવટે સાતમી રાણી પાસે છોકરો થયાના ઢોંગ કરાવી Washermanનો છોકરો લેઇ રજૂ કર્યો. આ માટે અત્રે

મોટો Case થએલો અને તેની પાછળ ગાદીનાં હકદારે ૨૦–૨૫ લાખનું ખર્ચ કરેલું અને અત્રેની High Courtના Leading Lawyers તેમાં ભળેલા હતા. શ્રી નીવાસં આયંગરને હાથે આ કેસ ચાલેલો અને પ્રીવી કાઉન્સીલ સુધી કેસ ગએલો. ફેંસલો એવો મળ્યો કે રજૂ કરેલ કુંવર ખરો કુંવર નથી, પણ Will કરેલું તે આધારે તેને આ જાગીર જીવતાં સુધી મળશે. હજી તે જીવે છે. આ કેસની જુબાનીઓ વગેરેનાં દશેક વૉલ્યુમ છાપેલાં, એટલો મોટો કેસ થયો છે. ૭ રાણીઓને કોર્ટમાં લાવી જુબાની લીધેલી. બધાએ કહેલું કે તેનો ધણી નપુંસક છે અને છોકરાં થાય એવી સ્થિતિમાં નથી. સાતમી કહેવા જાય ત્યાર પહેલાં તેને મારી નાખેલી. આવા મોટા જાણીતા કોરવાડા પેથાપુરમ્ના રાજાની આ ત્રીજી દીકરી થાય. તેનો પતિ અત્રે સારી રેપ્યુટેશન ધરાવનારો માણસ છે. બૈરી કબજે નહિ આવે અગર સીધે રસ્તે નહિ ચાલે તેમ હોવાથી તેણે તેની દરકાર ન કરી. છેવટે આ બાઇએ વડોદરાના મહારાજાને ખોળી કાઢ્યા હિન્દુ કાયદા પ્રમાણે તેને ડાયવોર્સ ન મળે તેથી તેણે મુસલમાન થવા નક્કી કર્યું. અને વડોદરાના મહારાજા અત્રેની તાજમહાલ હોટેલમાં ગઇ સાલ ઉતરેલા, ત્યારે તે બાઇએ તેના ધણીને કાગળ લખેલો કે હું મુસલમાન થઇ છું અને તેથી તમારી સાથે Divorce કરૂં છું. મુસલમાન થયા બાદ મુંબઇમાં આર્યસમાજ વિધિથી તે હિંદુ થઇ એમ કહેવાય છે અને પછી મહારાજાને પરણી. આમ વાતો મળી છે. તમોને આ હકીકત ઉપયોગી થશે એમ ધારી લખું છું. તપાસ બની તેટલી કરેલી છે. મહારાજા હવે ગાદીને લાયક નથી રહ્યા. મહારાજા હોલ્કર અમેરીકન બૈરીને પરણ્યા, એમ છતાં એમને ગાદીત્યાગ કરવો પડેલો, તેમ આ રાજાએ ગાદી ત્યાગ કરવો જોઇએ. ધારાળામાં ઉભે ભાયડે બૈરી કાઢી લાવે છે એમ આ પ્રસંગે થએલું ગણાય. વડોદરાના રાજાના કુળને અને રાજ્યને નીચું જોવડાવનાર છે. હાલ એજ

આપણાં ગામોમાં ઉહાપોહ આને માટે થવો જોઇએ. અને લોકોએ ગાદી-ત્યાગની માગણી કરવી જોઇએ. વાઇસરોયને એ ઠરાવ મોકલવો જોઇએ.

સીતાદેવીની ઉમર ૨૪ વર્ષની હશે. પેથાપુરમ્ બેઝવાડા અને વૈઝાગ વચ્ચે આવ્યું. ૨૦ હજારની વસતીનું ગામ છે. પેથાપુરમ્ની ખાદીની જાત જાણીતી છે.

લિ.

તમારો……

સુરતના સતીશચંદ્ર વકીલની બે પુત્રીઓને પ્રમોદે પોતે કૂંવારો હોવાનું જણાવીને છેતરી હતી. જયવતીને એના પતિએ તજી દીધી હતી. જયવતીનો પતિ બે ત્રણ વખત ફરી પરણ્યો હતો. પણ છેવટે જયવંતીની તરફ જ આકર્ષાયો હતો. પ્રમોદ પ્રેમોત્તર લગ્નમાં પણ નિષ્ફળ નીવડ્યો. તેને એ સ્ત્રી પાસેથી પણ છૂટાછેડા લેવા પડ્યા. અંતે પોતાની પત્ની સાથે તેને ફરી સંસાર માંડવો પડ્યો. એ સંસાર માંડતા પહેલાં એને ખાત્રી થઇ ચૂકી હતી કે પદ્મા તદ્દન પવિત્ર હતી. અપવિત્રતા તેના પોતાના કુટુંબમાં જ હતી. કિરીટ પ્રત્યે પણ તેને મોહ થયો. એને ખાત્રી થઇ ચૂકી હતી કે કિરીટ વિચારશીલ અને પવિત્ર યુવાન હતો. આમ આ પ્રશ્નનો કોયડો ઉકેલતાં ભાઇ ચુનીલાલ શાહે કિરીટની પવિત્રતા તથા સહનશીલતા અને સ્ત્રીપાત્રોની આર્ય સન્નારીની ભાવના રજૂ કરી છે. આ રીતે આખી યે નવલકથા રસદાયી બને છે, એટલું જ નહિ પણ સમાજ સમક્ષ એક ઉત્તમ દૃષ્ટાન્ત મૂકે છે. ર.

૬. **જીવનનાં વમળ** (હિન્દુ સમાજની સત્ય ઘટનાઓનો સંગ્રહ): લેખક–શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુ, તંત્રી, 'જ્યોતિર્ધર'; પ્રકાશક–ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ., સર ફિરોજશાહ મહેતા રોડ, ફોર્ટ, મુંબઇ; પૃષ્ઠ ૧૦૪, કિંમત રૂા. ૧–૪–૦. શ્રી. ગટુભાઇ ધ્રુ 'જ્યોતિધર'માં 'અનુભવ નવનીત' નામે લેખો લખતા આવ્યા છે, એનો આ સંગ્રહ છે તેઓશ્રી બેનો પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે, તે દૃષ્ટિએ સમાજના ખૂણેખૂણામાં અજવાળું પાડવા મથી રહ્યા છે. પુસ્તક નાનું છે, છતાં વાંચવા લાયક છે. પુસ્તક સમાજમાંની બેનોની કરુણ દશાનો ખ્યાલ આપે છે. બેનોનાં દર્દ બેનો જ પિછાણે, અને ત્યારે આ દશા ટાળવા માટે તેમણે જ ઉપાયો કરવા ઘટે. આ વાત સમજદાર અને બુદ્ધિશાળી બેનો જરૂર સમજી શકે એમ છે. વળી હવે તો કેળવાએલી બેનોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે, ત્યારે તેઓ દુઃખી બેનોનાં દુઃખ જાણે, એમની દીનદશાને સુધારવા પ્રયત્ન કરે, એવી બેનો તરફ સહાનુભૂતિથી અને માયાથી કંઇક કરે, તો જ તેમણે સાચી કેળવણી, સાચાં જ્ઞાન લીધાં ગણાય! પુસ્તક વાંચીને, દુઃખી બેનોના છતે પતિએ નિરાધારપણાને પરિણામે એમની અવગતિની કથાઓ વાંચી દુઃખ થયા વિના રહેતું નથી. વિમળા

*

ખેડા જિલ્લા હરિજન સેવક સંઘનો સને ૧૯૪૧–૪૨નો તથા ૧૯૪૨–૪૩નો રિપોર્ટ

શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઇ: ધારાધોરણ.

## વડોદરાના મહારાજાનું લગ્ન કે સ્વેચ્છાચાર?

વડોદરાના મહારાજા શ્રી. પ્રતાપસિંહે ગઇ તા. ૩૧ : ૧૨ : ૧૯૪૩ને રોજ મુંબઇમાં નવું લગ્ન કરીને પ્રભુતામાં પનોતાં પગલાં પાડ્યાં છે! એમને એક રાણી શ્રી. શાન્તાદેવી છવતાં છે અને તેમને પાંચ તો સંતાન છે, તો યે શ્રી. સયાજીરાવ જેવા નમુનેદાર મહારાજાના એ પૌત્રને શું સુઝ્યું કે તેમણે આ સ્વેચ્છાચારી પગલું ભર્યું! પોતાની પ્રજા એ પ્રકારે લગ્નવિષયમાં સ્વેચ્છાચાર ન કરી શકે તે માટે તો એ રાજ્યે હમણાં જ અનેકલગ્નનિષેધક કાયદો કર્યો છે. અને એમ એક છવતી પત્ની ઉપર બીજી કર્યા માટે તો અહુણા જ ધર્મજના ભાઇ ચુનીભાઇ વાઘજીભાઇ પટેલને છ માસની કેદની અને રૂા. ૩૦૦ના દંડની સજા કરી છે. પણ મહારાજાના લગ્નમાં એથી યે વિશેષતા છે. જેમ મહારાજાએ પોતે તો છવતી રાણીએ લગ્ન કર્યું, તેમ તેમની સાથે આ નવું લગ્ન કરનાર શ્રી. સીતાદેવીએ પણ છવતે પતિએ આ લગ્ન કર્યું છે, જોકે એ પતિ સાથે એમણે છૂટાછેડા લીધા છે, પણ એ છૂટાછેડાયે કાયદેસર નથી. તેથી વડોદરાના અનેકલગ્નનિષેધક કાયદા પ્રમાણે તો મહારાજાનું આ લગ્ન પણ એક પત્ની છવતી હોવા છતાં કરેલું હોવાથી નિરર્થક જ છે! આ ખબર વડોદરાનું રાજભક્ત કે રાજભીરુ સાપ્તાહિક પત્ર, 'નવગુજરાત' પોતાના તા. ૧૦ : ૧ : ૧૯૪૪ના અંકમાં એક ખૂણે એમ આપે છે કે "ગયા સોમવારના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં જણાવ્યા મુજબ વડોદરાના રાજાનાં દ્વિતીય લગ્ન પીઠાપુરમનાં તૃતીય રાજકન્યા શ્રી. સીતાદેવી સાથે થયાં હતાં." એ હકીકત વિષે મને મળેલો વિગતવાર પત્ર આ અંકમાં જાણવાજોગ વિભાગમાં છાપ્યો છે.

## 'નવગુજરાત' પત્રની સુફિયાણી સલાહ

'નવગુજરાત' પત્ર એ લગ્ન વિષે તો કંઇ યે ટીકા કરતું નથી, પણ તે જ અંકના તંત્રીલેખમાં ઉલટી આપણને આમ સુફિયાણી સલાહ આપે છે: "જાહેર છવનમાં અને ખાસ કરીને રાજકીય ક્ષેત્રમાં આપણે ઘણી વખતે જાહેર કાર્યકર્તાઓ કે જાહેર સ્ત્રીપુરુષોના કૌટુંબિક અથવા ખાનગી છવનમાં ઊતરી પડીને વિખવાદ પેદા કરીએ છીએ અને તેથી કેટલાક કાર્યકર્તાઓની સેવા અથવા કર્નાકારવતા જાહેર સ્ત્રીપુરુષોનો સાથ તથા દિલસોજી ખોઇ બેસીએ છીએ. પરિણામે પ્રજાને જ સોસવું પડે છે, વિખવાદ પેદા

કરનાર ટીકાકારોનું કાંઇ જતું નથી. જાહેર જીવન સાથે સંબંધમાં આવતાં જાહેર સ્ત્રીપુરુષો કે કાર્યકર્તાઓનું કૌટુંબિક અગર ખાનગી જીવન આદર્શ હોય એ જરૂર ઇચ્છવાજોગ છે અને દરેક જણે પોતાનું જીવન આદર્શ બનાવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ એમાં કંઇ શક નથી, પરંતુ માનવ-સ્વભાવની નબળાઇઓને લીધે ઘણી વખતે દુનિયામાં પ્રતિષ્ઠા પામતા સારા માણસોને હાથે કોઇ કોઇ વાર કેટલાક સંજોગોમાં એવાં કામ થાય છે, જે જાહેર પ્રજામતને પસંદ પડતાં નથી પણ એવાં કામ કેવા સંજોગોમાં કરવામાં આવ્યાં તેની માનવસહાનુભૂતિથી ઊંડી તપાસ કરવામાં આવે તો કદાચ લોકમત તે કામોનું સ્વરૂપ સમજીને એવાં કામોમાં સપડાએલા લોકોને તેમની બીજી પ્રજાસેવા તથા સારી પ્રવૃત્તિઓ ધ્યાનમાં લેઇ ક્ષમા પણ આપે. શ્રી. રામચંદ્રજીએ પ્રજાના રંજનાર્થે સીતાનો ત્યાગ કરી તેને ભારે અન્યાય કર્યો હતો, છતાં એ અન્યાય ખાતર શ્રી. રામચંદ્રજીને પૂજ્ય ગણવા ના પાડતા નથી. પ્રેમયોગી એડવર્ડ આઠમાએ મિસેસ સિમ્પસન સાથે લગ્ન કરવા સારૂ બ્રિટીશ તખ્તનો પણ ત્યાગ કર્યો, તેમ છતાં આપણે એક 'માનવ' તરીકે તેની ઊંચી કિંમત આંકીએ છીએ, તો પછી આપણે આપણા બંધુઓ તરફ તથા બેનો તરફ દોષદૃષ્ટિને બદલે ગુણદૃષ્ટિ વધારે રાખતા શીખીએ તો ન વધારે આવકારદાયક થશે.''

### યથા રાજા તથા પ્રજા

ત્યારે હવે 'નવગુજરાત' આપણને સમજાવશે કે પ્રજાના કયા રંજનાર્થે વડોદરા નરેશે પોતાના પ્રથમ પત્ની શ્રી. શાન્તાદેવીને આ પ્રકારનો અન્યાય કર્યો' અને પ્રેમયોગી એડવર્ડ આઠમાએ પ્રણાલિકાભંગ કરીને લગ્ન કર્યું તો તેણે જેમ ગાદીનો ત્યાગ કર્યો તેમ આ મહારાજા ગાદીનો ત્યાગ કરવા તૈયાર છે? પણ ભાઇ ચુનીભાઇ જેવા ભાઇઓ તો એ પ્રશ્ન પૂછશે કે જે રાજ્યે જીવતી પત્નીએ બીજું લગ્ન કર્યા માટે પોતાના કાયદા પ્રમાણે મને છ માસની જેલની અને રૂા. ૩૦૦ના દંડની સજા કરી, તે રાજ્યના રાજા જ મારાથીયે હલકે પ્રકારે લગ્ન કર્યા છતાં અને પોતાના જ રાજ્યના કાયદા ઉપર પગ મૂકીને આચર્યા છતાં એમ ને એમ ચેનબાજી કર્યા કરે એ તે કંઇ ન્યાય કહેવાય? કોઇ કોઇ કહેતા હશે કે The King is above law (રાજા કાયદાની ઉપર છે) અગર તો The king can do nothing wrong (રાજા કરે તેમાં કંઇયે ખોટું હોય નહિ), પણ ના, આપણા દેશમાં જુદુ જ મનાય છેઃ राजा कालस्य कारणम् અને यथा राजा तथा प्रजा। એ ન્યાય આપણા દેશમાં પ્રવર્તે છે.

ત્યારે ભાઈ ચુનીભાઈને સજા કરનાર રાજ્યના એ રાજા જો ખરે જ ન્યાયપ્રિય હોય તો તેમણે પોતાના રાજ્યની ફોજદારી કોર્ટમાં જઈ ઊભું રહેવું ઘટે અને પોતાના અપકૃત્યની સજા માગી લેવી ઘટે. સૌમ્યમૂર્તિ શ્રી. શાન્તાદેવી તો પોતાના પતિના આ અપકૃત્ય માટે તેમના ઉપર ફરિયાદ કરવા જશે નહિ, જોકે જાય તો તેમાં કશુંયે ખોટું નથી. પણ વિક્રમની વીસમી સદીમાં પ્રજા પણ એટલી આગળ વધી છે કે રાજાનાં આવાં અપકૃત્ય સહન ન જ કરી શકે. એ રાજ્યની પ્રજાએ ગામે ગામ જાહેર સભાઓ ભરીને રાજાની પાસે તેના અપકૃત્યનો જવાબ માગવો ઘટે. પ્રજાના જ પોકારથી અને ફરિયાદોથી શ્રી. મલ્હારરાવ ગાયકવાડને અંગ્રેજ સરકારની આજ્ઞાથી ગાદી છોડવી પડી હતી અને મદ્રાસમાં એકાન્તવાસ સેવવો પડ્યો હતો. ત્યારે આ રાજાના આ સ્વચ્છંદ માટે પ્રજાએ પોકાર ઉઠાવી વાઇસરોયને પહોંચાડવો ઘટે. જે રાજાએ વડોદરામાં સાહિત્ય પરિષદને આમંત્રી તેને પૈસાની મદદ આપી પોતાનાં ગુણગાન ગવરાવ્યાં, તે પછી ચોથે જ દિવસે તે રાજાએ આ લગ્નરૂપી સ્વેચ્છાચાર કર્યો! ત્યારે એમને પણ ગાદીત્યાગ માટે આગ્રહ કરવો જોઈએ. એમ પ્રજાનો અવાજ પ્રચંડ હશે તો શ્રી. પ્રતાપસિંહરાવને એ સાંભળ્યા વિના નહિ જ ચાલે. વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ ભાઈ છોટાભાઈ સુતરીઆએ એ સંબંધે એક નિવેદન પ્રસિદ્ધ કર્યું છે, તે આ અંકના જાણવાજોગ વિભાગમાં છપાયું છે.

### વડા ત્યાગમૂર્તિને સોંપાએલો પ્રશ્ન

પણ એમના આ બીજા લગ્નનો પ્રશ્ન એમ ને એમ તો ઢાંકી દેવાવો ન જ જોઈએ. તા. ૧૨ : ૧ : '૪૪નું 'સંદેશ' જણાવે છે કે "વડોદરા રાજ્યના શાસનધારામાં મહત્વનો સુધારો થશે, એ હકીકત 'સંદેશ'ના શનિવારના અંકમાં અમે આપી ગયા હતા. વડોદરા નરેશના બીજા લગ્નથી આ સુધારો વધુ અનિવાર્ય બન્યો છે એમ રાજદ્વારી મંડળોમાં બોલાઈ રહ્યું છે. એવી વાત બહાર આવી છે કે શ્રીમંત મહારાજા સાહેબના બીજા લગ્ન પછી આ સંબંધમાં રાજ્યમાં કાયદાની દૃષ્ટિએ શું શું કરવા જેવું છે, એ સબંધમાં કાયદાનાં પુસ્તકો વાંચી સલાહ આપવા માટેનું કાર્ય હાઈ કોર્ટ જજ શ્રી. સુત્રાલકરને સોંપાયું છે." વડોદરા જેવા "પહેલા વર્ગના એક રાજ્યના મહારાજા, જે સાર્વભૌમ સત્તાના મિત્ર છે, જેમને વધુ ને વધુ વિશાળ પ્રદેશો આજે સોંપાઈ રહ્યા છે, જેમની અંગત ઇચ્છા એ જ બંધારણપૂર્વક કાયદો બની શકે છે, જેની કૃપા કે ઇતરાજી ઉપર લોકોનાં જીવનનો આધાર છે અને જે રાજ્યબંધારણના કાયદા મુજબ 'कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम्' સમર્થ મનાય છે,

# સંસ્કારલક્ષ્મી

[૨૫૦ ચિત્રો: સોનેરી બોક્સ સાથે ભાગ ૧-૨]
કિંમત રૂા. ૬-૧૨-૦, વી. પી. ખર્ચ ૧૨ આના
આફ્રિકા માટે શીલીંગ ૧૫

લેખક: શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

આ પુસ્તકે પ્રગટ થતાંની સાથે જ દરેક ઘરમાં પોતાનું સ્થાન મેળવી લીધું છે. મહિને મહિને જેની ત્રણ ત્રણ આવૃત્તિઓ પ્રગટ થઇ છે તે પ્રસિદ્ધ પુસ્તકને માટે પ્રશંસા કરવી તે સોના પર ઢોળ ચઢાવવા જેવું છે. ગૃહ-જીવનને સ્પર્શતા દરેક વિષયો આ ગ્રન્થમાં ખીચોખીચ ભર્યા છે. એમાં કળા, હુન્નર, શૃંગાર, ઉપદેશ, નીતિ તથા સ્ત્રીઓને ગમે તેવા વિષયો: સાથિયા-રંગોળી, તોરણપડદા-શીવણ-ભરતકામ, પકવાન-પાકશાસ્ત્ર, વસ્ત્ર-સજાવટ વગેરે વિષયો પણ આમાં છે. પુષ્કળ ચિત્રો, આકર્ષક બેરંગી છપાઇ, આંખને ગમી જાય એવા ભપકાદાર બોક્સવાળું અતિ પંકાયેલું આ પુસ્તક તમારે ત્યાં ન હોય તો આજે જ અને સત્વર જરૂર વસાવી લ્યો.

# વાત્સ્યાયન કામસૂત્ર

કિંમત રૂા. ૬-૧૨-૦, વી. પી. ખર્ચ બારઆના. આફ્રિકા માટે શિલીંગ ૧૫
લેખક: શ્રી. વાસિષ્ઠ શાસ્ત્રી

ધર્મ, અર્થ અને કામનું સાચું મહત્ત્વ વર્ણવી જેમણે જગતભરના જાતીય ગ્રન્થોમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું છે એવા પ્રસિદ્ધ વાત્સ્યાયન મુનિના મૂળ સંસ્કૃત ગ્રન્થનો આ શુદ્ધ અને સરળ ગુજરાતી અનુવાદ છે. આ પુસ્તક પ્રકટ થતાંની સાથે જ અપોઆપ ઊંચકાઇ ગયું છે. પરિણીત જીવનનો ખરો આનંદ ભોગવવા માટે, સાચું સાંસારિક સુખ પ્રાપ્ત કરવા માટે તથા જીવનને સુખી, આનંદી અને રસભર્યું બનાવવા માટે આ પુસ્તક એક સાચો રાહબર છે. જાતીય વિજ્ઞાનને લગતો આખી દુનિયામાં અજોડ એવો આ માત્ર એક જ ગ્રંથ છે કે જેની ફ્રેન્ચ તથા અંગ્રેજી ભાષામાં લાખ્ખો નકલો વેચાઇ ગઇ છે. આવા મહાન ગ્રન્થની આ ત્રીજી સુધારા-વધારા સાથેની આવૃત્તિ છે. પુસ્તક સચિત્ર બોક્સમાં આવે છે. આ અમુલ્ય ગ્રંથરત્ન આજે જ મેળવી લ્યો.

આજે જ ખરીદો   ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

પહોંચી વળવું–એ નાવડાનાં બધાં પ્રવાસીઓને પોતાના ધ્યેય પ્રતિ પ્રગતિ કરવામાં અંતરાયરૂપ નહિ પણ મદદરૂપ થવું, એ ગૃહસ્વામિનીનું પ્રથમ કર્તવ્ય છે. બેનો, જે શ્રદ્ધાથી અને વિશ્વાસથી આપણને સુકાનીનું બિરુદ આપવામાં આવ્યું છે, તેને પાત્ર બનવા આપણે શું કરવું જોઇએ તેનો આપણે વિચાર કરીએ.

'ત્રેવડ ત્રીજો ભાઇ' છે, એ ગુજરાતી કહેવત આપણે આ જમાનામાં ખાસ કરીને વિચારવી જોઇએ. આજે જ્યારે રાષ્ટ્રને માથે કપરા સંજોગો ઉપસ્થિત થયા છે, જીવનનિર્વાહની કેટલીય ચીજો મળવી અશક્ય નહિ, તો મુશ્કેલ થઇ ગઇ છે, તે પ્રસંગે આપણે બેનો ધારીએ તો આખા રાષ્ટ્રને એની આફતનો સામનો કરવામાં ઘણાં મદદરૂપ થઇ પડીએ. બધા ય દેશોમાં કટોકટીની વેળાએ બેનોએ અજબ સાથ આપ્યો છે. જો આપણે હિન્દુ નારી, હિન્દુ સંસ્કૃતિને સંસ્કારવાળી હોવાનો દાવો કરનારી હોઇએ તો આપણી એ ફરજ છે કે રાષ્ટ્રની કટોકટીની પળે આપણે તેને મદદરૂપ થવું જોઇએ.

અનાજ, કાપડ તેમજ ઇતર બધી ચીજો માટે ત્રેવડ કરવી જોઇએ. આજે તો અનાજનો એક પણ દાણો બગડે તો તેટલી ખોટ પડવાની છે, એ પાપરૂપ છે, એમ ધારી બધાં કામો સંભાળથી કરવાં જોઇએ. કપડાંલત્તાં અને શણગાર, વગેરેની બીજી આવશ્યકતાઓમાં પણ ત્રેવડ રાખવી જોઇએ. મર્યાદિત અને ચોક્કસ પ્રમાણમાં જ્યાં ચીજો વહેંચાતી હોય, ત્યાં એનો બગાડ–દુર્વ્યય એ શાપરૂપ લેખાવો જોઇએ. ઘણી નકામી અને બીનજરૂરી આવશ્યકતાઓ છોડી દેવી જોઇએ. આપણાં નહિ, તો અન્યનાં પણ જ્યાં પેટ પૂરવા અનાજ મળે નહિ ત્યાં આપણે પફ–પાઉડર વાપરીએ કે નાટક સિનેમા કરીએ તો તો ઘણું ખરાબ કહેવાય. આવે વખતે તો કરકસર કરીને કૌટુંબિક નિભાવ કરવાનો હોય. મોજમઝા, શણગાર કે ફેશનને તો આ વખતે દેશવટો દેવો જોઇએ. નકામી કે વધારાની એવી ચીજોની ખરીદી કે સંઘરો સદંતર બંધ થવાં જોઇએ. જે, જેટલું અને જેવું હોય તેનાથી નભાવી લેતાં આવડવું જોઇએ. ખરીદી નછૂટકે જ કરવી જોઇએ. સંઘરો એ પાપ મનાવું જોઇએ. અત્રે મારી નમ્ર છતાં આગ્રહભરી વિનંતી છે કે દેશની આજની વિષમ પરિસ્થિતિ, ચીજોની અપ્રાપ્યતા અને મોંઘવારી, ભયંકર ભૂખમરો અને રોગચાળો, કેટલાક ચોક્કસ વિસ્તારોમાં માપબંધી અને મુશ્કેલી, એ સૌનો સંપૂર્ણ ખ્યાલ બેનોને મળવો જોઇએ. પુરુષવર્ગ ધારે તો આ સંબંધે માહિતી સહેજે આપી

શકે અને જો સાચી પરિસ્થિતિનો ખ્યાલ અમોને—અમારી બેનોને—આપવામાં આવશે તો તેઓ કટોકટીને પહોંચી વળવામાં પુરુષવર્ગથી હરગીઝ પાછળ નહિ રહે એવી મારી માન્યતા છે.

હમણાં હમણાં એક ઉક્તિ ખૂબ પ્રચાર પામી છે કે 'સો કસર અને એક સફર.' હાલનું મુસાફરીનું ધોરણ પણ એવું જ થઇ ગયું છે. કેટલીય વખત કસર કરીને બચાવેલું ધન એકાદ સફરમાં સફાચટ થઇ જાય છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. એટલે મુસાફરી પણ જ્યાં અતિ આવશ્યક ન હોય ત્યાં બંધ કરી અગર કરાવી શકીએ છીએ.

પાટીદાર બેનો પ્રત્યે બે શબ્દો ખાસ કહેવા ઇચ્છા થાય છે. ગુજરાત જેવો સુંદર ફળદ્રુપ પ્રદેશ મળ્યો છે, ખેડૂત તનતોડ મહેનત કરે છે, ધાનની ધૂળ કરીને ખાય છે, ચીંથરે હાલ ફરે છે, છતાં હજુયે 'જગતનો તાત' ગણાતો એ ખેડૂત ઋણમુક્ત થઇ શક્યો નથી. આમાં આપણે મદદ કરવાનો આ સુઅવસર પરમેશ્વરે આપ્યો છે. કાચા માલની મોંઘવારી છે, તો એવે વખતે આપણે જીવનનિર્વાહ કસરથી કરવો જોઇએ અને બચત નાણાં પડે તે પડે દેવું પૂરવું જોઇએ. વેચાણ કરી માલનાં નાણાં ઉપજાવવાં જોઇએ અને તેનો જ ઉપયોગ એથી વધુ મોંઘી ચીજો ખરીદવામાં થાય, તો તો એ 'ઘરની પાછા ઘેર' જ રહેવાના. આ વખતે તો નાછૂટકે જ ખાસ જરૂર હોય તો જ અને ખાસ જોઇએ તેટલું જ, ખરીદવાનું રાખવું. કુદરત દયા કરશે તો ખેડૂતને વેચવાનું વધારે થશે અને જો મૂર્ખાઈ નહિ વાપરે તો તેને ખરીદવાનું નહિ જેવું જ થવાનું છે, એટલે ખેડૂતોનો આ વખત છે. નો ખેડૂતોએ, ખાસ કરીને આપણે પાટીદાર બેનોએ, આ જમાનો ઓળખીને ચાલવાનું છે. આવેલું આ આંદરણું જાય તે પહેલાં એને અજવાળે આપણે આપણું માની પરોવી લેવાનું છે, નહિ તો પછી વખત વહી જશે અને આપણે માટે 'રાંડ્યા પછીનું ડહાપણ' બાકી રહેશે.

બેનોએ સમજવું જોઇએ કે સાદાઇ અને સુઘડતા એ જ શોભારૂપ છે. વધારે આવશ્યકતાઓ હોવી એ તો હૃદયના સુસંસ્કારનું નહિ, પણ કુસંસ્કારનું પરિણામ છે. અને હૃદયના કુસંસ્કાર એનું જ નામ પાપ. સાદાઈ, સ્વચ્છતા, સુઘડતા, જીવનમાં એવાં ગણો કે જમાનો ચાહગો જાય તોપણ એ ન જાય. એ બોધપાઠ આવે વખતે જ શિખાય છે. આપત્તિમાં જ બુદ્ધિ ખીલે છે. પણ એ ટકી રહે એટલી હદે એ સૌ જીવનમાં ઉતારવાં જોઇએ. સાદાઈ અને ત્યાગ પ્રત્યે તો આપણને પૂજ્ય બુદ્ધિ ઉપજે છે. એ

શાથી? આપણો આદર્શ છે. આપણાં શાસ્ત્રો પણ સંયમ, સાદાઈ, સ્વચ્છતા, સુઘડતા અને શાન્તતાની પ્રશંસા કરે છે.

ત્યારે બેનો! ત્રેવડ આપણું કર્તવ્ય હો, કરકસર એ આપણો ધર્મ હો, સાદાઈ, સંયમ, સ્વચ્છતા અને સુઘડતા, એ આપણા જીવનના આદર્શો હો, સદ્‌વિચાર અને સદ્‌બુદ્ધિ એ આપણા સંસ્કાર હો, વિવેકબુદ્ધિથી જમાનો ઓળખીને ચાલવું એ આપણું લક્ષ હો.

ગવાસદ સોનાબેન શંકરભાઇ પટેલ

---

## કુળવાન અને આબરૂદાર

**ખાસ** કરીને ચરોતરનાં ૭ ગામના પાટીદારો પોતાના પુત્રોને માટે કન્યાઓ લેવા માટે, કુળવાન અને આબરૂદાર ગણાવા માટે, બિચારા કાનમનાં ગામોના ગરીબ અને ભોળીઆ પાટીદારો ઉપર પ્રભાવ પાડવા માગે છે. કાનમના પાટીદારો ચરોતરનાને આબરૂદાર અને કુળવાન માની પોતાની દીકરીઓનાં વખત આવ્યે ૪૫ વર્ષના વૃદ્ધ માણસ સાથે પણ લગ્ન કરવા તૈયાર થાય છે અને ઉપરથી પાછા પરણવા જનાર સુરતીઆ બિચારા દીકરીના પિતા પાસેથી રૂા. ૧૦૦૦થી ૧૫૦૦ પણ પડાવી લાવે છે. આપણા ચરોતરના કુળવાન અને આબરૂદાર ગણાતા પાટીદારો આટલી પરઠણ લઇને લગ્ન કરે છે, તો પછી તેમને જ પેટે જન્મ લેનાર પુત્રીઓની પરઠણ ઉપર પ્રમાણે જ તેમના આવનાર જમાઇરાજને આપવી જ પડશે ને? અને કદાચ તેમનામાં ઉપરની રકમ ખર્ચવા શક્તિ નહિ હોય તે વખતે ચરોતરના પાટીદાર ભાઇઓનું કુળ અને આબરૂ ક્યાં જશે, તેનો કોઇ ખુલાસો કરશે ખરા કે? આપણાં ૭ ગામમાં પણ આવી જ રીતની પરઠણ મંગાય છે અને પુત્રીઓના પિતાઓ આપે છે પણ ખરા. આવી પરઠણ આપીને જ જ્યારે પુત્રીઓના પિતાઓ કુળવાન અને આબરૂદાર થવા માગે છે, ત્યારે આવા કુળવાન અને આબરૂદાર કહેવાતા પાટીદારો વચલા વર્ગના પાટીદારો માટે કંઇ વિચાર કરશે ખરા કે? દાખલા તરીકે, એક માણસને પેટે ચાર પાંચ પુત્રીઓએ જન્મ લીધો હોય અને ટૂંકી મૂડીમાં લાંબા કુટુંબનો ખર્ચ નિભાવવાનો હોય તો તે બિચારો પાટીદાર પોતાના કુટુંબનો તે નિર્વાહ કરશે, કે પોતાની પુત્રીઓના લગ્નનો ખર્ચ ઉપાડશે, કે પુત્રીઓની પરઠણ આપશે?

ત્યારે આબરૂદાર અને કુળવાન પાટીદારોએ સમજવું જોઇએ, કે પોતે પરઠણ લેવી પણ નહિ અને આપવી પણ નહિ, તો જ આપણા ભાયાતોની જિંદગી સુધરે અને આપણી બેન દીકરીઓ સુખી થાય. આપણા ચરોતરની બેન દીકરીઓને આપણે સુખી જોઇશું, તે જ આપણે પરઠણ લીધેલી અને આપેલી પણ સમજીશું, અને તેમાં જ આપણે કુળવાન અને આબરૂદાર ગણાઇશું. દાખલા તરીકે, ભાદરણનાં સોલાઇદાસના થડીઆના એક જુવાન પાટીદાર આજે લગ્ન કર્યે લગભગ દશમા વર્ષમાં પ્રવેશ કરશે. તે ભાઇના લગ્ન વખતે નાતના રિવાજ પ્રમાણે રૂા. ૩૦૧ તેમને તેમના સસરાએ આપી દીધેલા. દશ વર્ષે તે પરઠણ પેટે રૂા. ૧૬૦૦ પોતાના સાસરી પક્ષ પાસે માગે છે, તે શું કુળવાન અને આબરૂદાર ગણાશે ખરા કે? તેમના પિતાની આબરૂ હતી, તે મારે બે કાન પકડીને કબુલ કરવું પડે છે, અને તેમના પિતાને ગામ ભાદરણના એક રાજા ગણીએ તોપણ ચાલી શકે. પણ તે પિતાના પુત્ર આવી રકમ અત્યારે લગ્ન કર્યા પછી દશ વર્ષે માગે અને તેમના સસરા ના આપે ત્યારે તેમનાં ધર્મપત્નીને પોતાના પિયેરમાં પાંચ પાંચ વર્ષથી પડી રહેવું પડે, તેમાં તેમનું કુળ અને આબરૂ ખરી કે? સોલાઇદાસના થડીઆના જુવાન તથા વૃદ્ધ પિતાતુલ્ય કાકાશ્રીઓ આ ભાઇને સુધરવાની શિખામણ આપશે ખરા કે? સોલાઇદાસના થડીઆના સર્વે જુવાન ભાઇઓ તથા વૃદ્ધ પિતાતુલ્ય કાકાશ્રીઓ આ ભાઇને સારી રીતે ઓળખે છે.

ભાદરણ (હાલ સુરત) મનુભાઇ ભાઇલાલભાઇ પટેલ

---

## રતનબા કન્યા જોઈ આવ્યાં

**સુરજની** મા અંબા પોતાના વૈભવનું પ્રદર્શન કરવામાં કંઈ બાકી રાખે એવી ન હતી. પરંતુ પોતાને મોંએ પોતાની મોટાઈની વાત કરતાં એની અર્ધી પૂણી મારી જાય, એય એની જાણ બહાર ન હતું. આથી એ કામ નાની ફોઇને સોંપ્યું હતું. નાની ફોઈ મોટાઈની વાતો કરી સામાને આંજી નાખવામાં પાવરધાં હતાં. ખડકીમાં સ્ત્રીઓનાં મુખ્ય ને એક માત્ર એજ પ્રતિનિધિ હતાં. જોકે એમના આ સ્થાન માટે અંદરોઅંદર તીવ્ર અસંતોષ ને વિરોધ હતો, પણ એ સ્થાન ઉપરથી એમને પદભ્રષ્ટ કરવા જેટલું સંધબળ સ્ત્રીમંડળમાં કેળવાયું ન હતું.

બીજો નંબર નવીકાકીનો લાગતો. એ ઉમરે તો હતાં નાનાં, પરંતુ બાવન વરસના મનોરકાકાને પરણ્યાંથી એમણે કાકીની પદવી સાથે પ્રતિષ્ઠા પણ મેળવી હતી. ઓરમાન દીકરીઓને માથે ઘરનું કામકાજ સોંપી એમણે ગૃહકાર્યમાંથી નિવૃત્તિ લેઈ લીધી હતી. એમને સ્રીમંડળની સભામાં ભાગ લેવાની પૂરેપૂરી ફુરસદ હતી અને ન હોય ત્યાંથી ઉપજાવી કાઢી નવાંની સુધરેલી ઢબે ચાપી ચીપીને વાત કરવાની સરસ આવડત હતી, એટલે એમનું સ્થાન ઘરડાંથી લેવાય એવું ન હતું—જુવાનને મળે તેમ ન હતું.

અને તે પછી ત્રીજું સ્થાન અંબાનું આવતું. એમનો સ્વભાવ જરા અતડો ને માની હતો. બોલાવ્યા વગર એ માથું ન મારતાં. પરંતુ બહારથી મહેમાન આવ્યાં હોય ત્યારે એ માની સ્વભાવ મૂકી દઈ, મુખ્ય મંત્રીના ખાસ સલાહકાર તરીકેનું પોતાનું સ્થાન સંભાળી લેતાં.

ઉપરાંત ચંચળ ને રેવા પાદપૂર્તિ કરવામાં નિપૂણ હતાં. આ પાંચનું પંચ ભેગું મળતું ત્યારે સારી માઠી વાતમાં કંઈ ખામી રહેતી નહિ.

રતનબા અને મહાકાર સુરજને જોવા આવ્યાં છે, એ વાત જાણતાં તરત મંડળની કાર્યવાહીના બધા સભ્યો હાજર થઈ ગયા.

નાની ફોઈએ પોતાનો ચાર્જ સંભાળી લેતાં કહ્યું: "અરે! આગળથી ખબર તો મોકલાવવી હતી. સિગરામ સામો સ્ટેશને મોકલત ને!"

રતનબા: "ભાગોળમાંજ સ્ટેશન છે, પછી એ બધી ભાંજગડ શું કામ જોઈએ!"

નવીકાકી વચ્ચે બોલ્યાં: "વેરીભાઈને ક્યાં કશું બોળવા જવાનું છે? બર્ગદ તો ચોવીસેય કલાક બેસીજ રહે છે. બૈરાંને જવા આવવા સારૂ, બાકી હતો તે સિગરામેય કરાવ્યો છે."

રતનબા: "વિચાર થયો કે લાવો જઈ આવીએ ત્યાં કાગળ......"

વચ્ચે જ ચંચળ બોલી: "એ તો અહીં અર્ધી રાતે ઊતરો તોય વાંધો નહિ, અને વેરીકાકાનું નામ દીધું એટલે સ્ટેશને તમારે ગમે તે હોય તે ઘેર પહોંચાડી જાય."

અંબા બોલ્યાં: "બીજું કોઈ ન હોય તો વરતણિયો તો હોય જ ને."

નાની ફોઈ મૂળ વિષય ઉપર આવતાં બોલ્યાં: "ઘર તો તમારે ગાડીમાં બેઠાં બેઠાં જ દેખાય છે, કોઈને ય પૂછવાનું જ નહિ." અને એ પંદર હજારના બંગલા આગળ છગનભાઈનો પાંત્રીસ હજારનો બંગલો યાદ આવતાં પાછું એમણે ઉમેર્યું: "એમ તો ગામમાં બીજા બે ત્રણ બંગલા છે, પણ એ

બધા આની આગળ......" હાથથી તુચ્છકાર બતાવતાં કહ્યું : "છગનભાઇએ છોને પાંત્રીસને બદલે પચ્ચાસ હજાર ઘાલ્યા હોય, પણ એ બધા રૂપિયા ખાડામાં જ નાખી દીધા કહેવાય ને? છેક છેવાડો ઊંડા પાતાળમાં બાંધ્યો એમાં શી શોભા! રામભાઇનો વીસ હજારનો હશે, પણ ચારે બાજુ એવું મકાન ન મળે એટલે ઉલટો તાબુત જેવો દેખાય છે. અને આ તો ગામની વચ્ચોવચ્ચ માણેકચોકમાં જ માની લો ને!"

નવીકાકીએ બીજો મુદ્દો ઉપાડી લીધો : "નરી ઘરની જ ક્યાં વાત છે? ગામમાં બીજા સો સો વીઘાંના બે ત્રણ ભાગીદાર હશે. પણ એમની પોણોસો વીઘાં આગળ બસો હોય તો ય હિસાબ નહિ. બધી ગામતળની – મોખાની જ.

રેવા : "ગામમાં પાંચ દશ પંપ હશે, પણ એમના બે પંપને રાતદહાડો ચાક ખાવા વારો છે? ને રાવજીભાઇનો એ પડચો પડચો કટાઇ ગયો, જો કોઇ સામું જોવાય જતું હોય તો!"

નવીકાકી : "બધા સ્વભાવના મેળ છે. રાજા જેવો ઉદાર સ્વભાવ, પછી પ્રભુ કેમ ન આપે?"

નાની ફોઇ : "એમને કયા કામમાં નથી ફાવતું? બપૈયાની વાડીમાંથી એમને બે હજાર ઉપજ્યા, બાકી ગામમાં ઘણાંએ કરી જોઇ, પણ શું રૂપ આવ્યું? પેહેર સાલ કેળામાં ઓછું ફાવ્યું? અને એમની જોઇને રાવજીભાઇએ કરી તે......"

રેવા : "ભગવાન કંઇ બદલો આપ્યા વગર ઓછો રહે છે? કોઇ કથા સારૂં એ પાન લેવા જાય તો ય એમને મોંએ હા નહિ. ભગવાનના કામમાં ય ના પાડે એટલે એવી જ બરકત આવે ને!"

રહી જતી વાત અંબાએ કાઢી : "કોઇ દિવસ એમણે કલમ કરેલી નહિ, છતાં એમણે પહેલવહેલી જે કલમો કરી છે તે એવી સરસ માફક આવી ગઇ છે કે, આટલા ગાળામાં કલમી આંબા ઉપર ક્યાંય નહિ થતી હોય એવડી મોટી કેરી થાય છે."

છેક છેલ્લું ય રેવાએ પૂછી લીધું : "હજુ દાડમ ને જમરૂખીના છોડ તો નાના હશે?"

વિષયને બદલવાની પોતાની પૂરેપૂરી ફરજ સમજતાં નાની ફોઇએ વાતને વળાંક આપતાં કહ્યું : "સૂરજ ઉપર એમને ઓછો ભાવ છે! બીજા કોઇને તો છોકરાની વાત નીકળતાં ઘણું લાગી આવે, પણ એમનો તો એવો એ હસમુખો સ્વભાવ : 'એક આપ્યો છે તે ઓછો છે?' અજાણ્યો

તો વિચારમાં જ પડી જાય કે સૂરજ વિના બીજું છોકરું એમને નથી ને કેમની વાત કરે છે! ને તરત એ કહે: "કેમ, સૂરજ મારો છોકરો જ છે ને!"

પોતાને લાગ મળતાં અંબાએ પ્રસંગ કહેવા માંડ્યા: "એ બધી વાતો કરવા બેસું તો ક્યાં પાર આવે? એક વખત સૂરજ હઠ કરી પજવતી હતી તે મેં જરા એટલું જ કહ્યું કે 'તું પાછી મોટી થઈને અમને બાજરી ખવરાવવાની ખરી ને? એટલે તારાં લાડ કેમ ન પૂરવાં પડે?' એ સાંભળી ગયા તે મારી ધૂળ કાઢી નાખી: 'તું એને એમ કહું જ કેમ? છોકરો હોઇ શું સ્વર્ગે પહોંચાડી દેવાનો હતો? ને એ જ બાજરી ખવરાવતી હશે તો ય શી ખબર? એના જન્મ પછી આજ ત્રણ ચાર ગણું ભેગું થયું તે શું એને કર્મે નહિ તો તારે કર્મે બધું આવ્યું એમ માને છે? હાથપાંગોટાં પછાડે ય કંઇ મિલકત મળે છે? ઘરમાં એક જણનું ભાગ્ય સારું હોય તો બધાં સુખી થાય. માટે ખબરદાર, આજ પછી છોડીને એવું કહ્યું છે તો!' તે પછી તો હું ગાંઠ વાળી ગઈ કે એ હોય ત્યારે એને કંઇ કહેવું જ નહિ. પણ બળ્યો આપણો સ્વભાવ, ગમે તેમ કરીએ તો ય કંઇ બદલાય છે? તળાવમાં નાહવા પડી હશે તે દઇ જાણે ક્યાંક પાણીમાં ત્રણ તોલાનો અછોડો પાડી નાખ્યો. અત્યારને ભાવે તો ક્યાં ય જાય, પણ કરાવ્યો ત્યારે ઓગણીસોનો થયો હતો. મારાથી તો કહેવાઇ ગયું: 'રાંડ, જો ખોળી લાવ્યા વગર ઘરમાં પેઠી છે તો પગ જ રંગી નાખીશ!' એ ઉપર હતા તે સાંભળતાં જ લાગલા સોટી લેતાક નીચે આવ્યા. જિંદગીમાં કોઇ દહાડો ઊંચે સાદે બોલ્યા નથી ને તે વખતે આવેશમાં ને આવેશમાં મારા પગમાં એક મારીને કહ્યું: 'એને કાઢવા કરતાં તું જ ઘરમાંથી જા ને. નાનું છોકરું ભૂલથી ખોઇ બેઠું એમાં શું થઇ ગયું? કલાકથી તળાવ ઉપર રડ્યા કરતી હતી, તે તારા કરતાં પારકાં છોકરાં સારાં નહિ કે ઘેર તેડી લાવ્યાં? એક તો ગભરાટનું માર્યું છોકરું ત્યાં બીજું હોય ને પાછી ઉપરથી તું બીક બતાવે એટલે ફફડીને માંદું પડે તો તું શું કરવાની હતી?' મારા મનમાં તો આવી રહ્યું હતું કે ઓછી એટલી, એના વિના શું અહીં અંધારું પડી જવાનું હતું! પણ એમનો તે વખતનો ચહેરો જોઇને હું બોલી જ ના શકી."

અને હજુ કથનમાં પૂર્ણતા ન થઈ હોય તેમ અંબાએ આગળ ચલાવ્યું: "સોમાભાઈ તલાટીએ ભત્રીજાને દત્તક લીધો ત્યારે મેં સાધારણું વાત કરી: 'એમ હોય તો આપણે ય કોઇને દત્તક લો ને.' ત્યારે ઉલટા મને ગળે પડતા હોય તેમ બોલ્યા: 'એ તો હું બધું સમજું છું! તારા મનમાં કે દત્તક લેઈ

લે એટલે બીજી ઘરમાં આવતી મટે.' જોકે હું જાણતી જ હતી કે એ અમસ્તા ખિજવવા વાત કરે છે. નહિં તો એમને લાવવી હોય તો આપનારેય મળે ને હું બોલું એય છૂટી પડે. વસ્તાર સારૂ લાવે તેમાં આપણે દુઃખ લગાડીએ તોય શું વળે? તેથી મેં કહ્યું: 'જાઓ ને એકની બે લાવો, જો હું મોંમાંથી એક અક્ષર બોલું તો!' પણ એમની દરેક વાતનો એક જ જવાબ 'છોકરો ન હોય તે દત્તક લે કે બીજી લાવે, પણ મારે તો સૂરજ બેટો છે ને!'"

આ બધી આડકતરી વાતોનાં સૂચનો દ્વારા એટલું સિદ્ધ થતું હતું કે 'આ બધી મિલકત ભાવિ જમાઇને જ મળવાની છે. આવો કીમતી મોકો ગુમાવો તો ભોગ તમારા. મિલકત આપવાની છે એટલે અમને તો તમે નહિ ને બીજોય મળી રહેશે. છોકરો સારો છે એ આશાએ જ તમને તો કહેવાનું.'

"કન્યાની પાસે હાલમાં જ ત્રીસ તોલાની જણશો છે. બીજા વીસ તોલા તો એને સારૂ લાવીને ઘરમાં નાખી મૂક્યા છે. વેરીભાઇનો વિચાર તો પૂરા સો તોલા લગ્ન વખતે આપવાનો છે. જમાઇને પણ કન્યાદાન વખતે આપ્યું તેટલું પુણ્ય માની હજાર બે હજારની મિલકત આપવાની છે. અને પછી તો એ બધું તમારૂં જ છે તો!" એવો ઉપસંહાર કરી કન્યાને પણ છેવટ થોડું મહત્ત્વ આપવું જોઇએ, એમ ગોની નાની ફોઇએ તેની ચર્ચા ઉપાડી: "સૂરજ જેવી છોડી ખોળો તો આખા ગામમાં ન મળે. પણ એ બધું આપણા જેવાં ઘેડિયાં હોય તે જ સમજે. શરમાળ અને ઓછા બોલો સ્વભાવ તો બૈરા માણસને પહેલો જોઇએ, એને બદલે અત્યારે તો કોઈ અજાણ્યો ને તેય એ જાણતી હોય કે આની સાથે મારૂં લગ્ન થવાનું છે, એની સમક્ષ છાતી કાઢી રપરપ વાત કરે ત્યારે 'કહેશે, છોકરી હોશિયાર છે! પણ રડ્યું બૈરીના અવતારને એ બધું કંઈ સારૂં લાગતું હશે! આ અમારી સૂરજ જરા ઓછા બોલી એટલે બીજા કહેશે, ચાલાક નથી. એ તો એનો સ્વભાવ ધીમો છે એટલે, નહિ તો એનું કામ જોયું હોય તો બધું ચોક્કસ!"

ચંપા: "આપણે માનીએ છીએ એવી એ કંઈ ઓછા બોલી કે ધીમી નથી. મોટાં આગળ જરા આમન્યા રાખે તેમાં, બાકી સરખે સરખાં હોય ત્યારે એને સાંભળો તો ખબર પડે."

રેવા: "એમ કંઈ ચાલાક ન હોય તો પાંચ ચોપડીઓ ભણે જ શી રીતે?"

નાની ફોઈ: "એને ભણાવી હોત તો આજે તો મેટ્રિક થઇ ગઇ હોત. પણ નાનાભાઇની કાન્તાની વાત બહાર પડી, એટલે વેરીભાઇનો વિચાર ફરી ગયો. ને વાતેય સાચી ને! એવા ભવાડા થાય તો કૂવે પડવા જ વખત આવે ને!"

નવીકાકી: "એ તો ખરું સ્તો! આબરૂદારને તો બધીય બાજુનો વિચાર કરવો પડે."

ચંચળ: "સૂરજને તમે કોઈ દહાડો નાના છોકરાય સાથે હસીને વાત કરતાં જોઈ છે?"

અંબા: "મુઆ લોક તો ત્યારે આજના જણ્યા છો ને! સારાંને ઉલટા વગોવે તે! સૂરજનામાં ખોટી ટાપટીપ નથી એટલે લોકો માને કે ભણેલો છોકરો એને પસંદ નહિ કરે. પણ એમ નથી સમજતાં કે ઝવેરી હશે તે તો ધૂળમાં પડ્યો હશે તોય હીરા વર્તી કાઢશે."

નાની ફોઈ: "હા ને લોકો વાતો કરતા! નખરાંવાળી શોધે એવાને ખોળીને જ શું કામ છે? એ તો જરી એના બાપ ઉપર પડી છે એટલે ઘઉં વરણી છે, બાકી કંઈ રૂપાળી નથી? અળિયાનાં કોક કોક, નહિ જેવાં ચાઠાં છે તે કંઈ બાપછનુ આપણા હાથમાં છે? એ તો પરણ્યા પછી નીકળે તોય શું કોઈ કાઢી મૂકે છે?"

નવીકાકી: "એવી તે કંઈ ખોડો કઢાતી હશે? આ તો કહેશે એને કપડાં પહેરતાં નથી આવડતાં, ચાલ બરાબર નથી, બોલે છે ત્યારે દાંત દેખાય છે, અંગ્રેજી ભણેલી નથી, શ્યામળી છે, જાડી છે, પાતળી છે, નીચી છે, ઊંચી છે, આંખો મોટી છે, નાક લાંબું છે! શું લોકોય કરે છે! ઠીક છે, લૂલું, લંગડું કે બહેરૂંબોબડું હોય તો. ને એવીય ઓછી કુંવારી રહી છે!"

નાની ફોઈ: "છોકરા તે કંઈ સારું ખોટું સમજે છે? એ તો ચાળા કરતા હોય તો માબાપે બે વાનાં કહેવાં પડે." ને જાણે રતનબા તરફ આંખ મીચકારી કહેતાં ન હોય: "ભાગ્ય ફૂટ્યું હશે તે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જશે!"

છેવટ કન્યા જોઇ વિદાય થતી વખતે રતનબાએ કહ્યું: "અરવિંદને પત્ર લખી જેવું હશે તેવું તરત જણાવી દેઇશું. જોકે મારા ભાઇ, નકકી માનો ને. આ તો આજનાં છોકરાં એટલે પૂછવું પડે. બાકી મારો અરવિંદ બીજા જેવો ઉછાંછળો નથી કે અમારૂં બોલ્યું ના રાખે."

અને ગાડીમાંય રતનબાની આંખ આગળ બંગલો, વાડી, પંપ, લાખોના ઢગ ઝગાંઝગાં એટલાં થઇ રહ્યાં હતાં કે એ બધા ઊંચા મિનારાઓમાં કન્યા તો ગોતીય જડતી ન હતી!

સણિયાદ, તા. કરજણ — ઈશ્વર પેટલીકર

## ઇતિહાસની દૃષ્ટિએ ગુજરાતના પાટીદારો

['પાટીદાર'ના તંત્રીશ્રીએ નીચેનાં પુસ્તકોને આધારે પાટીદાર સંબંધે ઐતિહાસિક માહિતી એકઠી કરી 'પાટીદાર' માટે લખી જણાવવા મને જણાવ્યું હતું.

(૧) Cencus Report of India (1911), Vol. vii, પૃષ્ઠ ૨૭૦

(૨) Bombay Gazetteer, Vol. I, Part 1, પૃષ્ઠ ૪

(૩) " " Vol. vii, પૃષ્ઠ ૩૯, ૬૨, ૯૪

(૪) " " Vol. ix, Part 1, પૃષ્ઠ ૧૪
તથા Index પૃષ્ઠ ૧૬૬, ૪૯૧–૨

(૫) Sherrings Tribes and Customs, Vol. vii, પૃષ્ઠ ૨૫૮

(૬) Hunter's History of Indian People, પૃષ્ઠ ૫૯

(૭) સિંધિયાનો ઇતિહાસ

(૮) ટોડનું રાજસ્થાન (અંગ્રેજી કે ગુજરાતી?), પૃષ્ઠ ૧૫૧ (કનકસેન સંબંધે)

(૯) રાસમાળા, ભાગ ૧, પૃષ્ઠ ૪૨૩–૪ (વળાના વાલમ સંબંધે)

ઉપરનાં પુસ્તકોમાંથી (૧), (૩), (૪), અને (૯) મને પ્રથમ મળ્યાં. (૮) રાજસ્થાન અંગ્રેજી તથા ગુજરાતી બંને મેળવ્યાં. (૨), (૬), તથા (૭) મેળવી શક્યો નહિ, (૫)મા પુસ્તકનાં કુલ ત્રણ જ પુસ્તકો છે, અને ત્રીજા પુસ્તકમાં તંત્રીશ્રીએ જણાવેલા પૃષ્ઠ ઉપર જ જોઇતી માહિતી મળી આવી તથા તે સંબંધે વિશેષ તજવીજ કરવાની ન રહી. અત્રે જણાવ્યાં તેટલાં પુસ્તકો તથા વિશેષમાં એક બે પુસ્તકોને આધારે આ લેખ તૈયાર કર્યો છે. —લેખક]

ગુજરાતની વસતિમાં લેવા, કડવા અને આંજણા એ ત્રણ જાતના પાટીદારો મુખ્યત્વે છે. ઘણાખરા લેખકો એમને માટે 'પાટીદાર' શબ્દ કરતાં 'કણબી' શબ્દ વધારે વાપરે છે. ચરોતર તથા તેની પાડોશના લેવાઓને માટે 'કણબી' કરતાં 'પાટીદાર' શબ્દ વધારે વપરાય છે. બીજા લેવાઓ તથા કડવા અને આંજણા માટે સામાન્ય રીતે 'કણબી' શબ્દનો ઉપયોગ વધારે કરવામાં આવે છે.

ગુજરાતના પાટીદારોમાં લેવા પાટીદારોની વસતિ સૌથી વધારે છે. એથી ઊતરતી વસતિ કડવાની છે. આંજણાની પ્રમાણમાં ઘણી ઓછી છે.

લેવા પાટીદારો ઉપરથી સુરત તરફના મતિયા પાટીદારો ઊતરી આવેલા છે. તેમનામાં 'કાડિયા' અને 'બાવળિયા' અટકો છે તે ધંધુકા પાસેનાં કાઠ અને બાવળા ગામ ઉપરથી થએલી મનાય છે. મતિયા પાટીદારોએ ૩૫૦ વર્ષ ઉપર મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો હતો. અમદાવાદ તરફ પીરાણા નામનું ધાર્મિક સ્થળ છે, તેના આદિ સ્થાપક ઇમામશાહની અસરથી તેઓએ મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો હતો. ઇમામશાહે તેમને કાશી, ગંગા, વગેરે ત્યાં બેઠાં જ બતાવ્યાનું કહેવાય છે. મતિયા પાટીદારોમાંના કેટલાક ફરીથી ઇ. સ. ૧૮૮૦માં હિંદુ થયા છે; આથી હાલ તેમનામાં મુસલમાન મતિયા અને વૈષ્ણવ મતિયા એવા બે વિભાગ છે. મુસલમાન મતિયા પાટીદારોના રીતરિવાજોમાં હિંદુ અને મુસલમાન રીતરિવાજોનું મિશ્રણ છે. તેઓ લગ્ન વખતે બ્રાહ્મણ તેમજ મુસલમાન ધર્મગુરુને બોલાવે છે, મુડદાને દાટે છે; હોળી, દિવાળી, બળેવ, નવરાત્રી, રમઝાન, વગેરે તહેવારો પાળે છે.

આંજણા કણબી ઉપરથી બનેલી મહીકાંઠા એજન્સિમાં વસતી ડાંગિયા કણબીની એક જાત છે. આ જાત ભીલને વધારે મળતી છે. આંજણા એમનું ખાય છે ખરા, પણ એમની સાથે તેઓ લગ્નવ્યવહાર રાખતા નથી.

ઉપરના ત્રણ જાતના મુખ્ય પાટીદારોમાં લેવા અને કડવા અરસપરસનું ખાય છે. પણ તેઓ વચ્ચે લગ્નવ્યવહાર નથી. આંજણાનું લેવા કે કડવા ખાતા નથી, તથા તેમની જોડે લગ્નવ્યવહાર પણ રાખતા નથી. મતિયા પાટીદારો સાથે બીજા પાટીદારો રોટી કે બેટીનો વ્યવહાર રાખતા નથી. તેમના બે પેટા વિભાગો પણ એકબીજા સાથે તેવો સંબંધ રાખતા નથી.

'પાટીદાર' તથા 'કણબી' શબ્દોની વ્યુત્પત્તિ જોઇએ. 'પાટીદાર' શબ્દનો સંબંધ 'પટ્ટા' શબ્દ સાથે જોડવામાં આવે છે. જમીન ઉપરના હક્કના પટ્ટાનો તેમાં અર્થ રહેલો છે. એવો પટ્ટો મેળવનાર તે 'પાટીદાર' એમ સામાન્ય રીતે સમજવામાં આવે છે. અમુક ગામની જમીન અમુક મહેસુલ આપવાનું નક્કી કરી તે જમીન ચરોતરના પાટીદારો રાખતા તે ઉપરથી તે 'પાટીદાર' કહેવાયા. ચરોતરમાં પણ ગામની જમીનમાં જેમનો આ જાતનો હક્ક નહોતો, પણ પાટીદારોએ રાખેલી જમીન જે ખેડતા, તે 'કણબી' ગણાયા.

ચરોતર બહારના પાટીદારો માટે 'કણબી' શબ્દ વધારે વપરાય છે. ચરોતરના પાટીદારોને પણ તે શબ્દ ઘણાખરા લેખકો લાગુ કરે છે. આ 'કણબી' શબ્દ કેટલાક સંસ્કૃત 'કૃષિ' શબ્દ ઉપરથી અને કેટલાક દ્રાવિડિયન 'કુલ' એટલે મજૂર શબ્દ ઉપરથી ઊતરી આવેલો માને છે. ડૉ. વિલ્સન તે

શબ્દ સંસ્કૃત 'કૃષિમ' (હળ ચલાવનાર) એ શબ્દ ઉપરથી થએલો માને છે. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી તથા શ્રી નરસિંહરાવ દિવેટિયા તેને સંસ્કૃત 'કુટુમ્બી' શબ્દ ઉપરથી આવેલો જણાવે છે. શ્રી નરસિંહરાવ તેનું રૂપાંતર આ રીતે સૂચવે છે: સંસ્કૃત 'કુટુમ્બી', પ્રાકૃત 'કુડુમ્બી', મરાઠી 'કુળંબી' તથા 'કુણબી' અને ગુજરાતી 'કણબી.' અંગ્રેજીમાં ખેડૂત માટે 'Husbandman' શબ્દ છે. આનો અને સંસ્કૃત 'કુટુમ્બી' શબ્દનો ભાવાર્થ મળતો આવે છે. આથી તથા ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ 'કણબી' શબ્દ મૂળ સંસ્કૃત 'કુટુમ્બી' શબ્દમાંથી આવેલો હોય તે વધારે ખરૂં લાગે છે.

'પાટીદાર' તથા 'કણબી' શબ્દની વ્યુત્પત્તિ જોયા પછી પાટીદારોની ઉત્પત્તિ જોઇએ. સાધારણ રીતે પાટીદારો પોતાને રામચંદ્રના વંશજ મનાવે છે. રામચંદ્રના બે પુત્રો: લવ અને કુશ. આમાંથી લવના વંશજ તે 'લેવા' અને કુશના વંશજ તે 'કડવા,' એમ તેઓનું માનવું છે. આ માન્યતા પાછળ 'લવ' અને 'લેવા' તથા 'કુશ' અને 'કડવા,' શબ્દો વચ્ચે સામ્ય છે તેટલો જ આધાર છે, આમ છતાં લેવાને લવના વંશજ ઠરાવવા માટે આ જાતની દંતકથા ઉપજાવી કાઢેલી દેખાય છે કે રામે લવને કાઢી મૂકયો હતો તે પંજાબમાં જઇ રહ્યો. ત્યાં તેણે પોતાના નામ ઉપરથી 'લોહકૂટ' એટલે લાહોર[૧] સ્થાપ્યું. ત્યાંથી કેટલીક પેઢીએ લવનો વંશજ કનકસેન દ્વારકામાં આવી વસ્યો. દ્વારકામાં વસ્યા પછી તેણે વલભીપુર વસાવ્યું. વલભીપુર નાશ પામતાં તેનો વંશજો ગુજરાતમાં બીજે સ્થળે જઇ વસ્યા, આમાંથી હાલના લેવાઓ થયા.

આ દંતકથાને આગળ લંબાવી કેટલાક ઇતિહાસકારો એમ કહે છે કે વલભીપુર નાશ પામ્યા પછી કનકસેનના વંશજો ચિતોડ ગયા અને ત્યાં તેમાંથી પ્રસિદ્ધ સિસોદિયા ક્ષત્રિયો પાકયા.

ઉપરની દંતકથામાં તથ્ય એટલું રહેલું છે કે ગુજરાતના લેવાઓ પંજાબમાંથી આવેલા છે.

લેવાઓ રામચંદ્રના વંશના નથી એમ જો માનીએ તો તે કોના વંશના છે, એ સવાલ ઊભો થાય છે. લેવાઓ તથા કડવાઓ બંને આર્યજાતિના નથી. તેઓ હિન્દુસ્થાન બહારથી ઇસ્વી સન પછી હિન્દમાં આવેલા છે.

૧ 'લોહકૂટ' સ્થળ ઐતિહાસિક મનાય છે; પણ તે પંજાબમાં આવેલા લાહોરને બદલે કાશ્મીરમાં આવેલું મનાય છે. એ લવે વસાવેલું, એ વાત ઇતિહાસસ્વીકૃત નથી.

ગુજરાતના રજપૂતો, પાટીદાર, ઓસવાળ વાણિયા, ગુર્જર સુતાર તથા લુહાર – આ બધી કોમો આર્યજાતિમાંથી ઊતરી આવેલી નથી. નાગરો પણ આર્ય નથી. આ બધા ઇસ્વી સનની શરૂઆતથી તે ત્યાર પછીનાં લગભગ હજાર વર્ષ દરમિયાન હિંદ બહારથી આવેલી વિવિધ પ્રજાઓના વંશજો છે. અલબત્ત, એમાં સ્થાનિક અનાર્યો તથા આર્યોનું થોડઘણું મિશ્રણ પણ છે.

હિંદ બહારથી શક, કુશાન, હૂણ વગેરે પ્રજાઓ હિંદમાં આવીને વસેલી છે તે પ્રજાઓનાં મૂળ રહેઠાણ કોકેસસ, ઇરાક, ઇરાન વગેરે મનાય છે. આ પ્રજાઓ ઘણી બળવાન હતી તથા મોટી સંખ્યામાં હિંદમાં આવી હતી. તેઓને આર્યોએ નમતું આપ્યું અને તેમને પોતામાં ભેળવી દીધા. આમાંના કેટલાકને બ્રાહ્મણમાં તથા ઘણા મોટા ભાગને ક્ષત્રિયમાં તેમણે લેઇ લીધા. ગુજરાતના તથા રાજપૂતાનાના ઘણાખરા ક્ષત્રિયો આ રીતે બનેલા છે. મેવાડનો સિસોદિયા વંશ પણ આ રીતે જ બનેલો છે. ક્ષત્રિયોમાંથી જેઓ જૈન ધર્મની અસરને લીધે લડતા બંધ થયા તે ઓસવાળ જેવા વાણિયા બન્યા.

ગુજરાતના લેવા તથા કડવા પાટીદારો પણ આમ બનેલા હવે મનાય છે.

ગુજરાતના રાજપૂતો, લેવા-કડવા પાટીદારો તથા બીજી ઘણી કોમો ગૂર્જર અથવા ગુર્જર નામની પરદેશી પ્રજા ઉપરથી ઊતરી આવેલી છે. આ ગૂજર અથવા ગુર્જર ઉપરથી ગુજરાત દેશનું નામ પડેલું છે. શ્રી. નરસિંહરાવ દિવેટિયા 'ગુજરાત' શબ્દની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપે છેઃ સંસ્કૃત गुर्जरत्रा, પ્રાકૃત गुज्जरत्ता, ગુજરાતી ગુજરાત. गुर्जरत्रा શબ્દ 'ગુર્જર' જાતિ ઉપરથી બનેલો છે.

ગુર્જર જાતિ માટે વપરાતો 'ગુર્જર' અથવા 'ગૂજર' શબ્દ એ જાતિ હિંદમાં આવ્યા પછી તેને હિંદવાસીઓએ આપેલો છે. એનો અર્થ 'ગાય ચારનારા' કે 'ગાય ચોરનારા' કરવામાં આવે છે. મૂળ શબ્દ એ જાતિ માટે કયો હશે તે સંબંધે વિવિધ અટકળો છે. કેટલાક એ શબ્દ હિંદ બહારથી આવેલી 'કુશાન' 'કઝાર', 'જયુ-જયૂ' 'ગુઝ-ગુઝ' એ નામની વિવિધ જાતિઓમાંથી ગમે તે એકમાંથી ઉત્પન્ન થએલો માને છે. કેટલાક વળી ફારસી શબ્દ 'ગુર્ગ' અથવા તુર્કી શબ્દ 'કુર્ત' ઉપરથી તે આવેલો માને છે. આ ફારસી તથા તુર્કી શબ્દનો અર્થ 'વરુ' થાય છે. મોટે ભાગે 'ગુર્જર' અથવા 'ગૂજર' શબ્દ 'ખઝર' નામની જાતિ ઉપરથી આવેલો હવે મનાય છે. આ ખઝર જાતિને શ્વેત 'હૂણ' તરીકે પણ ઓળખવામાં આવે છે. કોકેસસમાં આવેલા જ્યોર્જિયા પરગણા સાથે પણ ગૂજર અથવા ગુર્જર પ્રજાને કેટલાક સાંકળે છે.

આ બધી અટકળો છે. સ્વીકૃત હકીકત તરીકે તો ગુર્જર પ્રજા હિંદ બહારથી આવેલી પ્રજા છે. તેટલી જ ગણાય છે.

ગુર્જર પ્રજા એ ખૂઝર અથવા શ્વેત હૂણ એમ જો સ્વીકારીએ તો ગુર્જરો ઇ. સ. પાંચમી સદીના અંતમાં તથા છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં હિંદમાં આવેલા ગણાય.

પાટીદારોનું હિંદુ ચાતુર્વર્ણ્યમાં કયાં સ્થાન છે તે વિષય ઉપર વિવિધ મત છે. વાયવ્ય સરહદ તથા સંયુક્ત પ્રાંતમાંના કુર્મીઓ, ગુજરાતના કણબીઓ (પાટીદાર ગણો તો તે), તથા મહારાષ્ટ્રના કુળબીઓ કે કુણબીઓને ભેગા ગણી ઘણાખરા આ બધાને શૂદ્ર ગણે છે. Hindu Tribes and Castesના ગ્રંથો લખનાર રેવરંડ શેરિંગે તે પ્રમાણે કહેલું છે. કેટલાક ગુજરાતના લેવા તથા કડવા તેમ જ આંજણા પાટીદારોને ક્ષત્રિય ગણ્યા છે. આંજણા પાટીદારોનાં નામ રામસંગ, પ્રતાપસંગ, એ જાતનાં છે. તેને છેડે 'સંગ' અર્થાત 'સિંહ' એ ક્ષત્રિયત્વસૂચક છે, એમ કેટલાક કહે છે. ગુજરાતના પાટીદારો ચિતોડના સિસોદિયાના પિત્રાઇ હોવાનો પણ દાવો કરે છે. પાટીદારોને હાલ ઘણાખરા વૈશ્ય ગણે છે; કારણ કે હિંદુ વર્ણવ્યવસ્થામાં વૈશ્યોને ભાગે વેપાર અને ખેતી આવેલાં છે, અને પાટીદારો ખેતી કરે છે.

આપણે જોઇ ગયા તેમ પાટીદારો આર્ય જ નથી. તેમને આ દેશની જૂની વર્ણ-વ્યવસ્થા જ ખરી રીતે લાગુ પડતી નથી. આમ છતાં પાટીદારોને વર્ણવ્યવસ્થામાં સ્થાન આપવું જ હોય તો તેમને કયું સ્થાન આપવું એ એક સવાલ છે.

પાટીદારોમાંના લેવા તથા કડવા પણ ગુર્જર પ્રજાની બે જુદી જુદી ટુકડીઓમાંથી ઊતરી આવેલા છે. લેવા 'લવ' અથવા 'લેર' નામની ટુકડીમાંથી અને કડવા 'ખકવ' નામની ટુકડીમાંથી ઊતરી આવેલા છે. આને લીધે લેવામાં અને કડવામાં કેટલોક ભેદ જોવામાં આવે છે. આજ સુધી કડવા પાટીદારો દશ અગિયાર વર્ષને આંતરે એકસામટાં લગ્ન કરતા. વળી કડવાઓમાં વિધવાવિવાહનો પ્રતિબંધ બિલકુલ નથી. ઘણાખરા લેવાઓમાં અને તેમાં યે તેમના મુખ્ય રહેઠાણ ચરોતરમાં વિધવાવિવાહ નિષિદ્ધ મનાય છે. કડવાઓમાં સ્ત્રીઓ પણ જાનમાં જાય છે, લેવાઓમાં તેમ નથી. કડવામાં લગ્નનાં આટાં થાય છે. લેવામાં તે જૂજ છે. કડવાઓ ઊંઝામાંની ઉમા માતાના ખાસ ભક્તો છે, લેવાઓ તેવા નથી. બંનેના માથાના પોશાકમાં પણ ફેર છે. ચરોતરના લેવાઓ બંધાવેલી પાઘડી માથે પહેરે છે, અને કડવા

પાટીદારો માથે કપડું આમળીને ફેંટો બાંધે છે. આમ છતાં આ બંને પાટીદારો એકબીજાને ઘણી બાબતમાં મળતા આવે છે એમ કહેવું જોઇએ.

ગુજરાતના પાટીદારો ગૂર્જર જાતિમાંથી ઊતરી આવેલા છે. એ સંબંધે નડિયાદના વતની તથા જૂનાગઢના વહીવટદાર શ્રી. હિમાભાઇ અજુભાઇએ નીચે પ્રમાણે નિવેદન[1] કરેલું છે:

"મને ખાત્રી થઇ છે કે ગુજરાતના લેવા તથા કડવા બંને ગૂજર છે. આ સંબંધે અમારી પાસે લેખી કંઇ નથી. પણ ભાટ અને વહીવંચા તે જાણે છે. લેવા અને કડવા બંને પંજાબમાંથી આવેલા છે, એવી ઘરડા લોકો વાત કરે છે. બારોટ અને વહીવંચા કહે છે કે અમે પંજાબ વીસ પેઢીઓ પહેલાં છોડ્યું. પંજાબમાં દુકાળ પડવાને લીધે અમે જમના-ગંગાના મધ્ય-ભાગમાં વસ્યા. આશરે વીસ પેઢી પહેલાં લેવા ખાનદેશમાં થઇ અમદાવાદ આવ્યા એમ કહેવાય છે, અને તેઓ પોતાની જોડે ખાનદેશી તમાકુ લેતા આવ્યા. અમદાવાદના, સુરતના અને ભરૂચના કણબી વણકરો લેવાની સાથે આવ્યા નથી. તેઓ પહેલાં ચાંપાનેર આવ્યા હતા. અમને હજી ખબર છે કે અમે પંજાબના મૂળ ગુર્જરો છીએ. અમે પંજાબની હળ જ ખેડીએ છીએ. અમારૂં હળ એવું જ છે, અને અમે ખાતર પણ એ જ રીતે વાપરીએ છીએ. અમારી પાઘડી પણ એ જ જાતની છે, અમારી લગ્નની રૂઢિઓ પણ તેમના જેવી છે. લગ્ન વખતે અમે બંને (પંજાબી અને અમે) તલવાર[2] ધારણ કરીએ છીએ ......મેં દ્વારકામાં પંજાબી ગુર્જર જોડે વાત કરી છે. તેઓ કહે છે કે તેમને ત્યાં ભાગીદારી અને નરવાદારી ગામો છે."

ગુજરાતના પાટીદારોને ઘણાખરા લેખકોએ હિંદમાંના હોશિયાર ખેડૂત તરીકે વર્ણવ્યા છે, આમાં ચરોતરના લેવાઓને તો સૌથી આગળ મૂક્યા છે.

પાટીદારો મરણ અને લગ્ન પાછળ પુષ્કળ ખર્ચ કરી પાયમાલ થાય છે, તેની નોંધ પણ ઘણા લેખકોએ લીધી છે. આ ખર્ચમાંથી એમને અટકાવવા અમદાવાદના મૅજિસ્ટ્રેટ મિ. ફ્રોસેટે ઈ. સ. ૧૮૪૮માં પાટીદારોના આગેવાનો પાસે કરાર કરાવી લીધો હતો. આ કરાર ઈ. સ. ૧૮૫૨માં ત્યાંના જજે

---

૧ આ નિવેદન Gazetteer of the Bombay Presidency, Vol. ix. Part 1 માંના 'ગુર્જર' નામના પરિશિષ્ટમાં પૃષ્ઠ ૪૯૨ ઉપર અંગ્રેજીમાં છે. એ પુસ્તક ઇ. સ. ૧૯૦૧માં પ્રસિદ્ધ થએલું છે.

૨. કટાર કહેવું લાગે છે.

ગેરકાયદેસર ઠરાવી રદ કર્યો હતો. તે વખતે દીકરીઓને ઊંચા કુળમાં પરણાવતાં થતા ખર્ચને પહોંચી નહિ વળવાથી પાટીદારો દીકરીઓને મારી નાખના તે અટકાવવા ઈ. સ. ૧૮૭૦માં કાયદો થયો હતો. આ કાયદાને અંગે તપાસ કરતાં ઈ. સ. ૧૮૭૧માં જણાયું હતું કે પાટીદારોમાં પુરુષ કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી હતી. આથી આ કાયદો ઈ. સ. ૧૮૭૨ના એપ્રિલમાં લેવા અને કડવા બંનેને લાગુ કર્યો હતો. આ કાયદામાંથી પાછળથી કડવાને મુક્ત કર્યા હતા. પાછળથી લેવાઓને પણ જન્મમરણ નોંધાવવાની ફરજ જ રહી હતી. ખર્ચ ઓછું કરવા સંબંધે અમદાવાદના મેજિસ્ટ્રેટ સાથે થએલો કરાર રદ થયા પછી ઈ. સ. ૧૮૫૩માં કેટલાક ગામના પાટીદારો જાતે ભેગા થઈ તેમણે એકડો બાંધ્યો હતો. આ એકડાનો કરાર સ્ટાંપ ઉપર થયો હતો, અને તેમાં એમ જણાવ્યું હતું કે પૈસા લીધા સિવાય પરસ્પર લગ્નવ્યવહાર કરશે. આ એકડાના કરાર ઉપર એકડાનાં બધાં ગામના આગેવાનોની સહીઓ લેવામાં આવી હતી.

લેવા પાટીદારો ચરોતર બહાર ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, અજમેર, અને ખાનદેશમાં જોવામાં આવે છે. ગુજરાતમાં પાટીદારોની મોટે ભાગે અટક 'પટેલ' છે. દક્ષિણ તરફ તેને મળતી 'પાટીલ' અટક છે. કચ્છમાં રથગને ભેદે લેવાઓમાં હાલાઈ અને વાગડિયા એવા વિભાગો છે. મૂળરાજના વખતમાં હિંદુસ્થાનના અગ્નિ ભાગમાંથી સાળવીઓને ગુજરાતમાં વસાવ્યા હતા. તેમની જોડે લગ્નવ્યવહાર કરવાની મૂળરાજે લેવાઓને ફરજ પાડી હતી. આ જાતના સાળવીઓને લગતી હકીકત Bombay Gazetteer, Vol. VII. Baroda, એમાં પણ આપવામાં આવી છે. વળી તેમાં ગુજરાતના કણબીઓમાં ઉદા કણબી કરીને એક જાત જણાવી છે. આ ઉદા તે ગતિયા કે બીજા તેની મને ખબર નથી.

ગુજરાતમાં હજારેક વર્ષથી પાટીદારો આવ્યાનું જણાવવામાં આવ્યું છે.

ગુજરાતના પાટીદારોને લગતી જે માહિતી થોડાઘણા વાચનને પરિણામે મને મળી છે તે મેં અત્રે આપી છે. એમાં ભૂલચૂક હોવા સંભવ છે. આ સંબંધે વિશેષ હકીકત જેમના જાણવામાં હોય તે 'પાટીદાર' મારફત જણાવશે તો મને લાગે છે કે તેમાં બધાંને રસ પડશે.

વડોદરા

શંકરભાઈ સો. પટેલ

# યુવકો! આગે બઢો

યુવક! જાગૃત થા અને નિહાળી લે કે સમાજમાં શું થઈ રહ્યું છે!

પલટાતી દુનિયામાં પ્રગતિની, સુધારાની અને ક્રાન્તિની હવા ફેલાઈ રહી છે, ત્યારે 'દીવા તળે અંધારા'ની જેમ પાટીદાર સમાજમાં અસીમ અંદ્ધો જામતી જાય છે. ચરોતરનો યુવક કદાપિ અન્યાયને દેખીતી આંખે સાંખી ન લે. અલબત્ત, એનું હૃદય અન્યાય, અનીતિ અને જુલમોની સામે ઉઘાડી છાતીએ પડકાર દેવા તૈયાર થશે. ત્યારે શું એની તાકાત સમાજનાં જટિલ બંધનો આગળ ઝાંખી પડી જાય છે, એમજ ને? જો એવું જ હોય તો ચરોતરના દરેક યુવકને માટે એ લજ્જાસ્પદ છે.

લગ્નની વેળા આવે અને દરેક કન્યાંના પિતાનાં કાળજાં બળી જાય. પરંતુ, વરની અછત અને કન્યાની ઉમરમાં વધારો, આ બધું શેને લીધે? યુવક, તારે લીધે! તારી આથમતી જુવાનીને લીધે! ઉઘાડી આંખે આપણી બેનદીકરીઓને વરની અછતને લીધે અશ્રુબિન્દુઓ રેલાવવાં પડે એ શી રીતે સહેવાય! એ પ્રશ્નનો નિકાલ જ્યાં સુધી અણઉકેલ્યો રહેશે ત્યાં સુધી પાટીદાર સમાજની મહાન મુશ્કેલીનો અંત આવશેજ નહિ.

સાધારણ દૃષ્ટિએ ઉપરના પ્રશ્નના નિવારણાર્થે મુખ્યત્વે બે બાબતો મહત્ત્વની છે: (૧) છ ગામનો સંકુચિત ગોળ વિસ્તૃત થવો જોઈએ, અથવા (૨) દરેક યુવકે પોતે જ્યાં કન્યા આપે નહિ ત્યાંથી કન્યા નહિ લાવવાની—પોતાના ગોળની બહાર નહિ જવાની—પ્રતિજ્ઞા લેવી ઘટે. આ બે બાબતોમાંથી એક જ જો સફળ થાય તો આપણા ગૂંચવાતા પ્રશ્નનો નિકાલ થઈ જાય, નહિ તો પછી અધોગતિ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી ના, નથી જ.

કુમારિકા-આશ્રમો કાઢવાના પ્રશ્નની ચર્ચા આપણે કરવી પડે છે. એ ચર્ચા શું કામ કરવી પડે છે? જેમ પાટીદારનો દીકરો કન્યાને અભાવે વાંઢો રહે તેમ હવે બેનોનોય વારો આવ્યો લાગે છે? સ્ત્રીઉન્નતિની વાતો અને નારીસન્માનની ફિલસૂફીઓ આજે લોપાતી જણાય છે. ચરોતરની દીકરીઓને 'વાંઢાપણું' શું શોભાસ્પદ છે? 'કન્યા કદી કુંવારી રહી છે?' એ ઉક્તિનું શું થશે? કાનમ-વાકળના યુવાનોને કન્યા મળતી નથી, ત્યારે ચરોતરની કન્યાઓને વર મળતા નથી. ત્યારે કરવું કેમ?

વાકળ-કાનમના યુવકો દૃઢ નિશ્ચય કરે કે પોતાના તરફની એક પણ કન્યા બહાર જવા દેવી નહિ, અને ચરોતરના યુવકો પ્રતિજ્ઞા લે કે પોતાના ગોળ બહારની એક પણ કન્યા લાવવી નહિ. બસ, આપોઆપ બંનેના પ્રશ્નનું નિરાકરણ

શકે જશે. ધર્મજના ભાઈ જશભાઈ પટેલના 'હજી યે સમજે' લેખના મનનપૂર્વકના વાચનથી સમજી શકાશે કે પાટીદાર સમાજના દરેક નવલોહિયા યુવકે પોતાની બેનોના હિત માટે સમયસર સમજી લેવું જોઈએ. એ ભાઈના કહેવા પ્રમાણે ગોળને વિસ્તૃત કરવાની ઝુંબેશ જો ગતિમાન થાય તો યુવકો પોતાની યુવાનીને કસોટીએ આપોઆપ ચઢાવી શકશે.

૭ ગામના સંકુચિત ગોળને વિસ્તૃત કર્યે જ સમાજની ગુંચવાતી વિટંબણા દૂર થશે. 'પાટીદાર'ના પોષના અંકમાં કુમારિકા-આશ્રમો અંગેનું લખાણ વાંચીને મને તો ખૂબ જ ખેદ થાય છે. શું મૂગે મોંઢે સહન કરતી બેનોનું જ અધઃપતન કરીને સમાજ સંતૃપ્ત થશે? જે સમાજની બેનો વૈધવ્યતાપમાં બળી ઝળીને જીવન વ્યતીત કરે છે, તેજ સમાજની બેનો 'વાંઢાપણું' ભાગવીને સમાજને શા આશીર્વાદ દેશે? ખરેખર સમાજની ધીખતી ભઠ્ઠીમાં સ્ત્રીઓનાં જ બલિદાન દેવાશે?

કન્યાને ૭ ગામનાં ગોળમાં જ પરણાવવી, અને વરને ગમે ત્યાં પરણવાની છૂટ. આ તે ક્યાંનો ન્યાય! અમુક પરણુ મળતાં છોકરાઓ બહાર આવ્યા જશે તો ૭ ગામની કન્યાઓ કયા વર સાથે પરણશે? એટલું સારૂં છે કે સમાજે હજી ફરજ નથી પાડી કે 'વરની અછત થયે ૭ ગામના બાવળના થડ સાથે કન્યાઓને આપવી!' ભલું પૂછવું પાટીદાર સમાજનું!

મારી માન્યતા પ્રમાણે 'પાટીદાર'નો દરેક વાચક આ લેખ વાંચીને કંઈ જ વિચારે નહિ. આટઆટલાં વર્ષોથી 'પાટીદાર'ના તંત્રીશ્રીની ખૂમો હવામાં આંટા મારે છે, તો પછી મારા જેવાનો શો હિસાબ! પરંતુ સમાજ જેટલી બેપરવાઈ રાખશે તેટલું જ પેટ ભરીને પસ્તાશે. હજી યે સમજે – એ એક ચેતવણી છે. ચેતશે તો ફાવશે, નહિ તો પાછળથી પસ્તાશે!

સાધારણ વિચારથી પણ સમજી શકાય એવું સહેલું છે કે જેનો દીકરો ગોળ બહાર જ પરણશે એની દીકરીને પરણનાર તેમના જેવું કરશે તો કોણ રહેશે? મુશ્કેલી સર્વને માટે સરખી છે. સૌ એકમત થઈ માર્ગ કાઢવા યત્ન કરશે તો સરળતા થશે, નહિ તો ગૂંચ ગૂંચવાતી જશે.

યુવકોની યુવાનીમાં પણ શિથિલતા આવતી જાય છે: "વડીલો આગળ શું કરૂં!" "વડીલોનું માન તો રાખવું જોઈએ ને?" એવી એવી દલીલો કરીને ગોળ બહાર ચાલ્યા જાય છે. પણ પોતની બેનોની શી અવદશા થશે એ તો તેમણે વિચારવું જોઈએ ને? ક્રાન્તિના ખપ્પરમાં હોમાઈ જવાનું હોય તો ચરોતરનો યુવક મોખરે! વેપાર ખેડવા માટે પરદેશ સેવવાની હિંમત રાખવામાં ચરોતરનો પાટીદાર મોખરે! લખલૂટ લક્ષ્મીના ભંડારો જેટલી

કમાણી કરવામાં પાટીદારનો ધનપતિ મોખરે! ક્રાન્તિની અલેક જગાવવામાં પાટીદાર યુવકની છાતી બિલકુલ ધડકાર વિના મોખરે! ત્યારે શું સમાજનાં અન્યાયી બંધનો મિટાવવામાં જ એ કાયર!

કેટલી બધી કાયરતા? સ્ત્રીજાતિના ઉઘાડી આંખે લેવાતા બલિદાનને અનિમેષ નયને નિહાળી લેઇ શાન્ત બેસી રહેવું? નહિ, હરગીજ નહિ! યુવક, કમર કસી લે. તારી લજવાતી યુવાનીનું મહેણું દૂર કરવા તત્પર થા. અને સાગર જેવા વિશાળપણાને લેઇ બેસનાર ક્રૂર સમાજને ઉથલાવી પાડી સાચી વિશાળતામાં લાવ!

નૂતન રચના માટે એક વાર સારા ય સમાજનો પૂર્ણ વિનાશ પાટીદાર સમાજને માટે આશીર્વાદ સમાન છે. પાટીદાર સમાજના બધા ય યુવકો 'નૂતન સમાજ રચનાત્મક યુવકમંડળ' સ્થાપીને ગોળને વિસ્તૃત કરવાની ઝુંબેશને પ્રચલિત કરે. અને સમાજની બેનોનું દુઃખ ટાળવામાં પોતાની જુવાનીને દેદિપ્યમાન બનાવે!

યુવક! આગે કદમ, તારી કુચકદમમાં આવનાં સૌ ઝાંખરાંઓ બળીને ખાખ થશે અને છેવટે તારો સંપૂર્ણ વિજય થશે. ફતેહના ડંકા વાગશે ત્યારે સમાજમાંથી યુવકો માટે શાબાશીના સૂર સંભળાશે. માટે આજે તો એક જ અવાજ: "યુવકો આગે બઢો!"

ભાદરણ ચન્દ્રકાન્ત નરસિંહભાઈ પટેલ

---

## જાણવાજોગ

### ૧. પાટીદાર બેનો માટે નિબંધની જાહેર હરીફાઇ

વિષય: સંયુક્ત અને વિભક્ત કુટુંબના લાભાલાભ

ઉપયોગી વિષયો ઉપર પાટીદાર બેનો પાસે નિબંધ લખાવી સારો નિબંધ લખનાર બેનોને ઇનામ આપવા. ઉમેલના પટેલ હરમાનભાઇ શિવાભાઇ તરફથી રૂા. ૩૦૦નું ન્યાસ મળ્યું છે. એ ન્યાસના વ્યાજમાંથી સૌથી સારો નિબંધ લખનારને રૂા. ૮, બીજે નંબરે આવનારને રૂા. ૫ અને ત્રીજે નંબર આવનારને રૂા. ૩ ઇનામ મળશે. નિબંધ હરિફાઇને યોગ્ય નહિ હોય તો ઇનામની રકમમાં ફેરફાર થશે. આવેલા નિબંધો તપાસવા શ્રી. કમળાબેન પટેલ, બી. એ., શ્રી. મંગળાબેન દાણી. બી. એ. અને 'પાટીદાર'ના તંત્રી શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલની એક સમિતિ નીમી છે.

ઇનામનો નિર્ણય કરતી વખતે લેખિકાબેનનો અભ્યાસ પણ લક્ષમાં

લેવાશે. અને જરૂર જણાશે તો એક રૂપિયાની કિંમતનાં એવાં ત્રણ ઇનામ ઉત્તેજન માટે પણ અપાશે. આખો નિબંધ વા જરૂરી ભાગો 'પાટીદાર'માં ને 'ચરોતર'માં પ્રગટ કરવામાં આવશે.

નિબંધની હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છની બેનોએ પોતાનો નિબંધ અમને ઇ. સ. ૧૯૪૪ના માર્ચની તા. ૧૦મી સુધીમાં મળે તેમ મોકલી આપવો. નિબંધ લખનાર બેને પોતાનું આખું સરનામું, પોતાનો હાલનો ધંધો, પોતે કરેલો અભ્યાસ અને પોતાની ઉમર, મથાળે જણાવવાં તેમજ નિબંધ છ અર્ધા ફૂલસ્કેપ કાગળથી લાંબો નહિ એવી રીતે એક બાજુ શાહીથી સારે અક્ષરે હાંસિયો રાખી લખવાં વિજ્ઞપ્તિ છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૨:'૪૪,
રાવજીભાઇ ચતુરભાઇ પરેલ
મંત્રી, ચ. એ. સોસાયટી

—x—

## ચર્ચાપત્ર

તંત્રીશ્રી, 'પાટીદાર'

આપે પોષ માસના અંકની પ્રસંગકથામાં, ચરોતરમાં જે કુમારિકા-આશ્રમો સ્થાપવાની સૂચના કરેલી છે, તે મને વાસ્તવિક રીતે તો અવ્યવહારૂ લાગે છે. આપના સૂચનમાં કુમારિકાઓના હિતનું જ દૃષ્ટિબિંદુ છે એની કોઇ ના પાડી શકે એમ નથી; પરંતુ મારે નમ્રતાપૂર્વક કહેવું જોઇએ, કે કુમારિકાઓના હિતના રટનમાં, આપે 'પાટીદાર'ના ધ્યેયને ભૂલેચૂકે બાજુએ રહેવા દીધું છે. કુમારિકા-આશ્રમના સૂચનમાં સંકુચિત ભાવનાની આછી રૂપરેખા મને દેખાય છે. જો આપના સૂચન મુજબ ચરોતરમાં અનેક સ્થળે આવા આશ્રમો સ્થપાય, તોપણ ચરોતરના સર્જન-જૂના ગોળ (જેનો 'પાટીદાર' નાશ કરવા ઇચ્છે છે) તો હમેશને માટે કાયમના રહેવાનાજ. કેમકે ચરોતરના પાટીદારો સુધરતા જશે તોય પૈસાને લોભે અને પોતાની બેનદીકરીઓની સહિસલામતી હશે એટલે (કારણ કે કુમારિકા-આશ્રમો સ્થપાએલા હશે ને! એમાં એ ખુશીથી પોતાની દીકરીઓને મોકલી શકશે!) ચરોતર બહારની કન્યાઓ લાવવાના જ; એ કારણે લોંચે કે માનવી લોભથી પર નથી અને પરિણામ એ આવવાનું કે ગોળ જેવા સમાજની બદી અનિચ્છાએ પણ કાયમ રહેવાની જ, જેનો નાશ કરવા આજે સુધારકો તૈયાર થયા છે. એટલે મારૂં માનવું છે કે આ સૂચનામાં 'પાટીદાર'ની કોઇક છૂપી સંકુચિત ભાવના રહેલી છે.

વળી જે બેનોને આપ આવા આશ્રમો કાઢવાની અને ત્યાં રહેવાની સૂચના તથા સલાહ આપી શકયા તો એ જે બેનોને ચરોતરની બહાર નાતના કે પરનાતના સુધરેલા કુટુંબમાં ઊતરી પડવાની હિંમત કેમ આપી ન શકયા? આપના આ સૂચનમાં વિશાળ સમાજની વાત કયાં આવી! ઉલટાનું એમજ થશે કે કુમારિકા બેનો આશ્રમોમાં રહેશે, ચરોતરના પાટીદારોની લોભવૃત્તિને વધુ મોકળાશ મળશે અને ગોળ તો કાયમના રહેશે!

આપ કદાચ કહેશો કે ચરોતર બહાર જવાની સૂચના હું કરૂં, તો એનો અમલ કરનારની સામે જબર વિરોધ આવી ઊભો. તો હું કહું છું કે આવાં કુમારિકા-આશ્રમમાં પણ કુમારિકાના પિતા એને સ્વેચ્છાથી જવાની રજા આપશે કે? અને એના વડીલોનો પણ વિરોધ કરીને જે ભણેલી ગણેલી કુમારિકા આશ્રમમાં જવા તૈયાર હોય, તે જ કુમારિકામાં ચરોતર બહાર પોતાને અનુકૂળ મુરતિયાને પરણવાની હિંમત કેમ જ ન હોય? એટલે સાથે સાથે આપે આ સૂચન પણ કરવું જોઇતું હતું.

આપ પ્રસંગકથામાં લખો છો કે "......પ્રથમ તો નાતના સમગ્ર ગોળ તૂટીને આખી નાત થાય" વગેરે વગેરે. આપનું આ કથન યોગ્ય જ છે, પરંતુ કુમારિકા-આશ્રમનું સૂચન આપના ઉપરના કથન ઉપર ભૂલેચૂકેય પાણી ફેરવી દે છે એમ મને તો લાગે છે. વળી એમાં જ આપે લખ્યું છે "પરિણામે ગોળમાં કન્યાઓની છત વધી પડે છે." અને આ છત વધતી અટકાવવા જ આપે કુમારિકા-આશ્રમો સ્થાપવાની સૂચના કરી છે.

આ ઉપરાંત હું માનું છું કે આ જમાનામાં આવા આશ્રમો પણ નિર્ભય હોઇ શકતા નથી, કારણ કે એમાં જે કુમારિકાઓ રહેવાની હોય છે તે પોતાની સ્વયંપ્રેરણાથી જ કુમારિકા રહેતી નથી, પણ તેને ફરજિયાત જ રહેવું પડતું હોય છે.

લિ. આપનો

વડોદરા, તા. ૪ : ૨ : '૪૪ દુર્ગેશભાઇ લ પટેલ

**નોંધ:** હું કન્યાઓ પોતાને ઇષ્ટ લાગે ત્યાંથી વર શોધી લેવાની વારંવાર સૂચના કરૂં છું. યુવકોને ગોળ તોડી સમગ્ર નાતને એક કરવાની સૂચના કરૂં છું. પરંતુ જે કન્યાઓને એવા વર શોધવાની જરૂર ન લાગતી હોય, સેવા કરવાની જરૂર લાગતી હોય, તેમને માટે કુમારિકા-આશ્રમની જરૂર છે જ. અને ચરોતરમાં જ આવા આશ્રમ સ્થાપવાની વાત નથી, જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં ત્યાં સ્થાપવા જોઇએ. વળી ચર્ચાપત્રીએ પણ પોતાને ત્યાંની કન્યાઓને પોતાના ગોળ બહાર જવાની સલાહ આપીને સમગ્ર નાતને એક કરવાના કાર્યમાં સહાયતા આપવી ઘટે. —તંત્રી

૭. **વિરાજવહુ** (શરદ્‌બાબુ પ્રણીત), ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ: બંગાળીમાંથી અનુવાદક—મહાદેવ હરિભાઈ દેસાઈ; પૃષ્ઠ ૧૩+૧૩૬, કિંમત દસ આના; શરદ્‌બાબુની નવલકથાઓ બંગાળી સાહિત્યમાં પ્રખ્યાત છે. તેમની અનેક નવલકથાઓના અનુવાદ ગુજરાતી ભાષામાં થયા છે, અને તે લોકપ્રિય થઈ પડયા છે. એ અનુવાદોની શરૂઆતનો આ અનુવાદ છે. વિરાજ પતિપરાયણ હિંદુ પત્ની છે, પણ તેનો ભોળો, સહૃદય, છતાં વ્યસની પતિ નીલામ્બર તે પત્નીના હૃદયને બહુ સારી રીતે સમજી શકતો નથી; તેની સહજ કઠોરતાથી વિરાજનું હૃદય ચિરાય છે અને આત્મહત્યા કરવા એ નદીતટે ચાલી જાય છે. પતિ ઉપરના રોષને લીધે વ્યભિચારી રાજેન્દ્રને શરણે જવા તે વિચારે છે અને મછવામાં જાય છે પણ ખરી; પણ અંતપળે તેને ભાન આવવાથી તે આત્મહત્યા કરવા નદીમાં પડે છે. તે મરતી નથી, પણ પાણીને ભયંકર આઘાતે વિરૂપ થઈને બહાર નીકળે છે; વળી શરદી પણ લાગે છે. પરિણામે તેને ક્ષય થાય છે. રખડતાં રખડતાં પાછી પતિને મળે છે અને તેની ક્ષમા ઇચ્છે છે. ઉદાર પતિ તેના અપકૃત્ય માટે ક્ષમા આપે છે. અંતે રોગથી પીડાતી પત્ની પતિના ખોળામાં માથું મૂકી મરણશરણ થતાં પોતાને ધન્ય માને છે હિંદુ સમાજની આ સુંદર કથાનો આ અનુવાદ આપવા માટે અનુવાદકને ધન્યવાદ ઘટે છે. અનુવાદની ભાષા સરળ ને સુંદર છે.

૮ **જીવતા તહેવારો**, ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ: લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૮+૨૬૦, કિંમત એક રૂપિયો; શાળાઓમાં વિદ્યાર્થીઓ તહેવારોનું માહાત્મ્ય સમજીને તે ઊજવે તો સાર્થક ગણાય એ દૃષ્ટિએ તહેવારો ઊજવવાની અને એ રીતે તેમને જીવતા બનાવવાની આ પુસ્તકમાં યોજના છે. લેખક અને દેશની શાળાઓમાં મોટે ભાગે તો હિંદુ વિદ્યાર્થીઓ રહ્યા એટલે આ પુસ્તકમાં મોટે ભાગે તો હિંદુ તહેવારો ઊજવવાની યોજના બનાવી છે, છતાં રાષ્ટ્રની દૃષ્ટિએ રેંટિયા બારસ અને હિંદુ-મુસલમાન ઐક્યની દૃષ્ટિએ મહોરમ જેવા તહેવારો પણ લીધા છે અને ત્યારે ખ્રિસ્તી-પારસી તહેવારો પણ લેવા જોઈતા હતા. પુસ્તકમાં વર્ણવેલા બધા તહેવારો જીવતા નથી, હજી તો લેખક કેટલાકને હવે જન્મ આપે છે. તહેવારો ઊજવવામાં આનંદ કરતાં અનેક પ્રસંગે કંઈક કંઈક કાર્યપ્રવૃત્તિ તરફ વધારે દૃષ્ટિ રાખી છે. રમવાને માટે ચાક પણ ન રાખતાં

ઘરનાં પગથિયાં સુધી કાર્યપ્રવૃત્તિ ભરી કાઢવી એ માનવપ્રકૃતિને અરુચિકર છે. અંગ્રેજ કવિએ કહ્યું છે કે Work while you work and play while you play, That is the way to be cheerful and gay. (કામ કરતી વખતે કામ કરો અને રમતી વખતે રમો, એજ આનંદી થવાનો માર્ગ છે.)

૯. **ગાંધી વિચારદોહન** [ગાંધીજીની સમ્મતિ પૂર્વક]: કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૧૬ + ૨૫૪, કિંમત ચૌદ આના; આ પુસ્તકની 'સુધારેલી વધારેલી' ત્રીજી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે. ગાંધીજીએ પ્રસંગે પ્રસંગે ધર્મ, સમાજ, રાજ્ય, ઉદ્યોગ, આરોગ્ય, કેળવણી વગેરે અનેક વિષયો ઉપર પોતાના જે વિચારો પ્રકટ કરેલા તેના દોહનનો આ સંગ્રહ છે. ગુજરાતના સમર્થ વિચારક ભાઇ કિશોરલાલે આ દોહન કરેલું છે. ગાંધીજીના વિચારોનો એમને અસાધારણ પરિચય છે અને વળી ખૂદ ગાંધીજી આ દોહન તપાસી ગયા છે. એટલે આ દોહનમાં વિચારોની પ્રામાણિકતા વિષે તો શંકા જ નથી. ગાંધીજી પોતે જ લખે છે કે 'ઘણા વિષયોને ટૂંકામાં લઈ કિશોરલાલ સમાવી શક્યા છે એ આ દોહનની વિશેષતા છે.' ભાષા અતિ સરળ અને સ્પષ્ટ છે. ગાંધીજીના વિચાર જાણવા માટે આ પ્રમાણભૂત પુસ્તક છે. આ આવૃત્તિમાં 'સત્યાગ્રહ'ના ખંડમાં બે લેખ અને 'વાણિજ્ય'ના ખંડમાં એક લેખ, એમ ત્રણ લેખ નવા ઉમેર્યા છે.

૧૦. **રચનાત્મક કાર્યક્રમ, તેનું રહસ્ય અને સ્થાન,** બીજી આવૃત્તિ: લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી; અંગ્રેજીમાંથી અનુવાદક–ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પૃષ્ઠ ૨૮, કિંમત બે આના; બારડોલીમાં લખેલા લેખો પ્રકટ કરતી આ પુસ્તિકા દ્વારા મહાત્મા ગાંધીજી સવિનય ભંગનો અને અહિંસાનો રચનાત્મક કાર્યક્રમ સાથેનો સંબંધ દર્શાવે છે. રચનાત્મક કાર્યક્રમના તેર મુખ્યાંગોનું સહેજ વિસ્તારથી નિરૂપણ કરી તેઓશ્રી બતાવે છે કે રચનાત્મક કાર્યક્રમને સમગ્ર દેશ પૂર્ણ ઉત્સાહથી ઉપાડી લેઇ અમલમાં મૂકે તો સવિનય ભંગની જરૂર ન રહે અને સ્વરાજ્ય આપોઆપ હાંસલ કરી શકાય.

૧૧. **રચનાત્મક કાર્યક્રમ, કેટલીક સૂચનાઓ,** બીજી આવૃત્તિ: શ્રી. રાજેન્દ્રપ્રસાદના અંગ્રેજી ઉપરથી અનુવાદક–ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પૃષ્ઠ ૩૫, કિંમત ત્રણ આના. પૂ. ગાંધીજીએ સવિનય ભંગ સાથે સંબંધ ધરાવતો તેર પ્રકારનો અહિંસાત્મક રચનાત્મક કાર્યક્રમ દેખાડવા

એક પુસ્તિકા લખી છે. તે ૧૩ પ્રકારના કાર્યક્રમ ઉપર પૂર્તિરૂપે લેખકે કંઇક સ્પષ્ટતા કર્યા પછી (૧) મહાત્માનું તંત્ર, (૨) કિસાનસંગઠન, (૩) મજૂરસંગઠન અને (૪) વિદ્યાર્થીસંગઠન, એ ચાર વિષયોની પણ ઉપયોગીતા બતાવી છે. અને અંતે આશા રાખી છે કે એ સમગ્ર "કાર્યક્રમમાં સર્વને ઉત્સાહ આવશે અને બુદ્ધિ, ધૃતિ, શ્રદ્ધા અને ખંતપૂર્વક એનો અમલ કરવામાં આવશે, જેથી હિંદુસ્થાન વહેલામાં વહેલું સ્વતંત્રતા પ્રાપ્ત કરે"

ઉપરના પાંચેય પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, **અમદાવાદ**

૧૨. **પ્રગતિશીલ પીપળાવ**: પ્રસિદ્ધકર્તા—સ્વામી યોગાનંદ, પીપળાવ (આશાપુરી માતા); પૃષ્ઠ ૨૪. ગામલોકોની ઉદાર દાનશીલતાથી એ ગામમાં દવાખાનું, અંગ્રેજી શાળા, કન્યાશાળા, લાયબ્રેરી, કુમારશાળા, સેવાસમાજ, વગેરે સંસ્થાઓનો કેવો વિકાસ થયો છે અને હજી શેની શેની જરૂર છે તેનું વર્ણન કર્યું છે આ સર્વની પાછળ સ્વામી યોગાનંદની પ્રેરણા રહેલી છે, એમ લાગે છે. ગામલોક હજી પણ ઉદાર થશે તો ગામની સાર્વજનિક સંસ્થાઓનો વિકાસ થશે. બીજાં ગામના લોકોએ પણ આ પુસ્તિકા વાંચીને તેમાથી પ્રેરણા મેળવી પોતપોતાના ગામની ઉન્નતિ સાધવાના માર્ગ લેવા ઘટે

*

**શ્રી. પાટીદાર યુવક સંઘ મુંબઇના ધારાધોરણ**
**સાર્વજનિક પુસ્તકાલય, આણંદનો ઇ. સ. ૧૯૪૩નો વાર્ષિક હેવાલ.**

—*—

## પ્રસંગકથા

### શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઇ

મુંબઇમાં ગયા સપ્ટેમ્બર માસમાં 'પાટીદાર યુવક સંઘ' સ્થપાયો છે. તેના ધારાધોરણ મને મળ્યા છે, તેમાં જણાવ્યા પ્રમાણે તેના ઉદ્દેશ નીચે પ્રમાણે છે: (૧) પાટીદાર યુવકોનું સંગઠન સ્થાપી, પરસ્પરનો સહચાર વધારી બંધુત્વની ભાવના કેળવવી, (૨) વ્યાયામ પદ્ધતિ દ્વારા શારીરિક કેળવણીનો પ્રચાર કરવો, (૩) ગરીબ વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં આગળ વધારવા બનતી સઘળી મદદ કરવી અને (૪) જ્ઞાતિની ઉન્નતિ થાય તેવાં બીજાં કાર્યો હાથ ધરવા. બેશક એ ઉદ્દેશો સારા છે. પણ જ્ઞાતિની સાચી ઉન્નતિ તો આજે તેની સમાજસુધારણામાં રહેલી છે, એ એ સંઘ ન ભૂલે. અને મુંબઇમાં બેઠે જ્ઞાતિની સામાજિક ઉન્નતિના ઉપાય

એ સંઘ બીજા તો ન યોજી શકે, પણ એક ઉપાય તેના સભ્યોના હાથમાં છે: સંઘના સભ્યો પોતાને લગ્નપ્રસંગે અથવા પોતાના પુત્રોને લગ્નપ્રસંગે કન્યાપિતા પાસેથી કંઇ પણ પરઠણ અથવા બીજી રીતે કંઇ પણ પણ પૈસા નજ લે અને તેવાં લગ્નમાં પોતે ભાગ પણ નજ લે. અને આમ કરવાની તેઓ પ્રતિજ્ઞા જરૂર લે. આટલું જ કરશે તો સંઘને હૈયે જ્ઞાતિની ઉન્નતિ વસે છે એ જરૂર મનાશે.

## "પ્રેમાંકુરે પદ્માની બનાવેલી સલીમા

"વડોદરાના એક મહત્ત્વના અધિકારીની ૨૦ વર્ષની શિક્ષિત પુત્રી પદ્માવતી કોઇ સૈયદ હુસેન સૈયદ અબ્દુલ નામના ૨૩ વર્ષના મુસ્લીમ જુવાન સાથે ગઇ તા. ૨૪મીએ મુબઇ નાસી જઇ કામાટીપુરા જેવા ગલીચ લત્તામાં ઊતરીને તા. ૨૫મીએ જુમા મસ્જીદમાં મુસ્લીમ ધર્મમાં વટલી હતી અને પોતાનું નામ સલીમા રાખીને મજકુર સૈયદ હુસેન સાથે પોતાનો લગ્ન કરવાનો ઇરાદો જાહેર કરતું ડેકલેરેશન તા. ૨૬મીને રોજ એસ્પ્લેનેડ કોર્ટમાં નોધાવ્યુ હતું. પરંતુ કોર્ટમાંથી બહાર નીકળતાં જ મિ. ડેલશંકર વ્યાસ એડવોકેટની નજર જતાં ટેક્સીના ફૂટબોર્ડ ઉપર ચઢી જઇ એમણે ટેક્સી અટકાવી હતી. દરમિયાન છોકરીનાં સગાંવહાલાં પણ આવી પહોંચ્યાં હતા. પોલીસ સ્ટેશને છોકરીના વાલીઓની સમજાવટ ફાવી હતી અને આજી પોતાને ઘેર જવા તે તૈયાર થઇ છે.. જે મુસ્લીમ સાથે આવેલી, તે સૈયદ હુસેનને તેની ગરીબ હાલત જોઇને છોકરીના પિતાએ પોતાને ઘેર રાખી તેના ભણવાગણવાનો પ્રબંધ કરી આપેલો. આ રીતે સાથે રહેવાને પરિણામે પદ્મા અને એની વચ્ચે પ્રેમના જે અંકુરો ફૂટેલા તેનું ઉપર્યુક્ત પરિણામ આવ્યું હતું" ('પ્રજાબંધુ,' તા. ૩૦ : ૧ : ૧૯૪૪). આ પ્રસંગ શિખવે છે કે પોતાનાં સંતાનોને યોગ્ય કેળવણી આપવી અને પારકા માણસને ઘરમાં રાખવો તો તેના ઉપર યોગ્ય દેખરેખ રાખવી, નહિ તો તેનાં ભયંકર પરિણામ આવે. વડોદરાના આ મહત્ત્વના અધિકારી કોણ છે તે જે કોઇ ભાઇને ખબર હોય તે એ વિષે પૂરી માહિતી આપશે તો ઉપકાર માનીશ.

## સ્વાર્થી જાતિવિદ્રોહી માણસો

એક ભાઇ લખી જણાવે છે કે "ભાદરણના એક ભાઇએ જ્યાં પોતે કન્યા આપતા નથી અને આપવાના પણ નથી તેવા એક ગામમાં પોતાના દીકરાની પૈસાને માટે સગાઇ કરી હોય તેવી વાતો ચાલે છે. તે ભાઇની હજી ૭ દીકરીઓ છે, તેમને હજી પરણાવવાની છે. તેમને ૭ ગામ-

વાજા વગર પૂરા પાડવાના છે. ત્યારે તેઓ આવા માણસ પાસેથી એવી આશા ન રાખે કે તેમણે પોતાના દીકરાને છ ગામમાં આપવો? આમાં તે ભાઈએ છ ગામને ભારે અન્યાય નથી કર્યો? તે ભાઈ સંસ્કારી મનાય છે., વાલયમાં અંગત લીધેલા તેમના પગલા સામે તેમના કુટુંબનો મોટે ભાગે વિરોધ છે." આ ભાઈ કોણ છે તે કોઈ જણાવશે? ગમે તે હોય, પણ ખરેજ સ્વાર્થથી અંધ બનીને તે પોતાના ગોળનો વિદ્રોહ દેઈ ગયા છે. ઉદારમતવાદી તો ત્યારે કહેવાય, જ્યારે પોતાની કન્યા તેવે ગામે પરણાવે અને ત્યારે તો ગોળ વિસ્તૃત કર્યાનું પુણ્ય પણ તેમને મળે.

## આર્યસમાજીસ્ટનો લગ્નમાં સુધારો!

એક ભાઈ ખબર આપે છે કે "ઇટોલાના ભાઈ તળજાભાઈ વસનભાઈ ચુસ્ત આર્યસમાજીષ્ટ છે, તેમને ત્રણ દીકરા છે. બે ગુરુકુલ કાંગડીના સ્નાતક છે અને એક ગુરુકુલમાં ભણે છે. તેમાંના પહેલા દીકરા ભાઈ રણધીરે આફ્રિકામાં વસોના ખુશાલભાઈની પુત્રી સુશીલાબેન સાથે પોતાની પસંદગીથી લગ્ન કર્યું છે. બીજા પુત્ર ભાઈ નરેશ વેદાલંકારનું લગ્ન માહ સુદ ૧૦મને દિવસે ગામ દિવેરના ભાઈ કેશુરભાઈ જોગાભાઈનાં પુત્રી બેન જશોદાબેન સાથે થયુ. દેશની દુઃખદ પરિસ્થિતિ જોઈ જાય એમ નથી, તે વખતે આ ભાઈએ મોટર તથા સ્ટાર બેન્ડ લાવી રૂ. ૧૪૦૦નું પાણી કર્યું. જાનમાં ૨૫૦ માણસો લેઈ ગએલા. પહેરણુ રૂ. ૧૬૫૧ લીધા, જાણુસો કપડાં જુદાં. આ ભાઈ બીજાને ત્યા લગ્નપ્રસંગે સુધારાની ઘણી વાતો કહેતા અને મુસલમાની વાજીં ના જોઈએ તે પણ તેજ લાવ્યા. ના કરવાનું બધુ ય એમણે કર્યું. ઇટોલામાં ઘણા કુટુંબોએ વાજા મોટર વગર જાન એકજ દિવસ લેઈ ગયાના દાખલા મોજુદ છે. તેમના ભાઈ મૂળજીભાઈ પોતાના પુત્રને લગ્નપ્રસંગે ઓરી ગામે હાથી લેઈ ગએલા, તેમના કરતાં પણ આગળ જઈ પોકળ કીર્તિ લેવા એમણે આવું ખર્ચ કર્યું! ઇટોલા ગામની કે બહારની કોઈ સંસ્થાને આ પ્રસંગે તેમણે ફંડદાન કર્યું એવું પણ નથી. ત્યારે હવે આર્યસમાજીષ્ટ ભાઈઓ પાસે કેવી આશા રાખવી? પોતાને ત્યાં પ્રસંગ આવ્યે બધા સમાજીષ્ટ વિચારોને ઊંચે મૂકી સમાજને હજી તેઓ અંધારે રસ્તેજ દોરી જાય છે! આવા માણસો પારકે ઘેર વાતો કરવામાં શૂરા અને પોતાને ઘેર તો અંધારું ઘોર!" આર્યસમાજ પોતાના દળમાંથી આવો કચરો સાફ કરવા, શાં પગલા લે છે તે હવે આપણે જોઈશું.

## कृण्वन्तो विश्वमार्यम्

આર્યસમાજ પોતાના દળમાંથી કચરો કાઢીને સ્વચ્છ અને શુદ્ધ થવા

ઇચ્છે છે કે कृण्वन्तो विश्वमार्यम् એ વેદવાક્યનું પોપટની પેઠે માત્ર રટણ કરવા ઇચ્છે છે? પણ જ્યાં એ પોતે એવા નવા કચરાને સંઘરીને એકઠો કરતો હોય ત્યાં સમાજશુદ્ધિની તો આશા જ શી રાખવી? અમદાવાદના 'જ્યોતિર્ધર' પાક્ષિક પત્રમાં K. નામના કોઈ ચર્ચાપત્રીએ લખ્યું છે, તેમાં તે જણાવે છે કે "આ બીજા લગ્નના દોઢ મહિના પહેલાં શ્રી. સીતાદેવીએ ધર્માન્તર કરીને મુસલીમ ધર્મની દીક્ષા લીધી. મુસલીમ થયા પછી પ્રથમના પતિ પાસેથી છૂટાછેડા મેળવ્યા અને ત્યાર પછી ફરી વાર આર્યસમાજની સહાયતાથી હિંદુ ધર્મમાં પુનઃપ્રવેશ કર્યો અને તુરત જ પ્રતાપસિંહ મહારાજા સાથે બીજું લગ્ન કરી નાખ્યું" ('જ્યોતિર્ધર,' તા. ૫ : ૨ : '૪૪). કોઈને આર્યસમાજમાં દીક્ષા આપતા પહેલાં કે કોઈનો લગ્નવિધિ કરાવતા પહેલાં એટલી તો તપાસ કરવી જોઈએ કે એના આગલા આચાર-વિચાર કેવા હતા અને શે ઉદ્દેશે દીક્ષા લેવા કે લગ્નવિધિ કરાવવા તે માણસ આર્યસમાજ પાસે આવે છે કે લાગલા જ તેમની માગણીને અનુકૂળ થઈ જવું? પણ कृण्वन्तो विश्वमार्यम्–'આખા વિશ્વને આર્ય કરો'–એ જ જે સમાજનું વેદવાક્ય હોય, એ જ જેનું રટણ હોય તેને બીજી શી પરવા? અને આખું વિશ્વ આવા આર્યસમાજીઓથી ભરાશે, એટલે મહર્ષિ દયાનંદની ઇચ્છા પરિતૃપ્ત થશે એમ આજના આર્યસમાજીઓ માને છે?

## શ્રી. પ્રતાપસિંહરાવના લગ્ન વિષે 'સયાજીવિજય'

વડોદરાથી પ્રકટ થતું 'સયાજીવિજય' સાપ્તાહિક પત્ર પોતાના તા. ૨૭ : ૧ : '૪૪ના અંકમાં જણાવે છે: "શ્રી. મહારાજા સાહેબનાં બીજાં લગ્ન માટે પેપરોમાં હજી પણ ચર્ચા ચાલુ છે. એક દૃષ્ટિએ શ્રીમંતની આ અંગત બાબત છે. તે જોતાં હવે ચાલુ અંગત ટીકા યોગ્ય નથી. વળી આ લગ્ન સામે ટીકા કરતાં શ્રીમંતનું ગૌરવ ભૂલી જઈ તેઓશ્રી માટે, રાજ્ય માટે કે ના. દીવાન સાહેબ માટે જે હદબહાર અને વિવેકહીન ટીકા પેપરો કરે છે, તે યોગ્ય નથી." અને પછી શ્રી. પ્રતાપસિંહરાવે પ્રજાજનો ઉપર કરેલા ઉપકારો ગણાવે છે, તોપણ આ લગ્ન વિષે એ પત્ર કશો અભિપ્રાય ઉચ્ચારતું નથી, જાણે કે લગ્ન એ રાજાની અંગત બાબત હોય એટલે એ ગમે તેવું લગ્ન કરી શકે. રાજાનાં જાહેરમાં આવતાં સૌ કાર્યો પ્રજા ઉપર સંસ્કાર પાડતાં હોવાથી તે અંગત નહિ પણ જાહેર કાર્યો છે. અને જેમણે અનેકપત્ની લગ્નનિષેધક કાયદો પોતાની પ્રજા માટે કર્યો છે, તે કાયદો તો પોતે પ્રથમ પાળવો એ એમની મુખ્ય અને પ્રથમ ફરજ રહી! દેશી રાજ્યોનાં પત્રોનું માનસ પણ કેવું ગુલામી ઘડાઈ જાય છે એ આ પ્રસંગે 'સયાજીવિજય' જેવાં પત્રોએ દેખાડી દીધું છે.

## પિથાપૂરમના મહારાજાનું નિવેદન

પણ 'સયાજી વિજય' પત્ર એ લગ્નને ગમે તેટલી ગજાની અંગત બાબત માનતું હોય, છતાંય શ્રી. સીતાદેવીના પિતાએ એ લગ્નને જાહેરમાં નીચેના નિવેદનથી વખોડી કાઢ્યું છે: "વડોદરાના મહારાજાના બીજા લગ્ન વિષે વર્તમાનપત્રોમાં અમુક ટીકાઓ પ્રકટ થઇ છે, તે ઉપરથી મારે આ નિવેદન કરવું પડે છે. એ બધી ટીકાઓમાં એમ જણાવવામાં આવ્યું છે કે રાજકુંવરી સીતાદેવી પિથાપુરમના મહારાજાનાં ત્રીજાં પુત્રી છે. એક ટીકાકારે તો એમ જણાવ્યું છે કે 'દુર્ભાગ્યની વાત તો એ છે કે એ કન્યા આન્ધ્રના એક જમીનદાર, જે સદ્‌ગત ડો. સર આર. વેંકટરત્નમ્ નૈડુના મિત્ર છે, તેમની પુત્રી છે અને તે પિતાએ જો આ લગ્નમાં સમ્મતિ આપી હોય તો તે મહાદુ:ખનો વિષય છે.' આમ હોવાથી મારી સ્થિતિ સ્પષ્ટ કરવાને માટે અને આવી ટીકાઓથી મારે વિષે થતી ગેરસમજને દૂર કરવાને માટે, આ લગ્નવિષયમાં લેવાએલા પગલાને હું સ્પષ્ટ રીતે વખોડી કાઢું છું. હું એ પગલાને બિલકુલ નાલાયક માનું છું. એમાં મારી બિલકુલ સમ્મતિ હતી નહિ. મારા પોતાના ધાર્મિક અને નૈતિક સિદ્ધાન્તો અને મારા સમસ્ત જીવનમાં જેને માટે હું સદા પ્રયત્નશીલ રહ્યો છું તે સામાજિક સુધારણાની ભાવના, એ સૌ આ લગ્નથી વિરુદ્ધ છે. મારી આ પુત્રીને કેટલાંક વર્ષોથી મારી સાથે કંઇ લેવાદેવા નથી, જ્યારથી મેં એને મારે ઉંબરે પગ પણ મૂકવાની મનાઇ કરી છે. એના ઇસ્લામ ધર્મમાં પ્રવેશ કર્યાના, તેના પ્રથમ પતિ સાથે છૂટાછેડા કર્યાના અને વડોદરાના રાજવી સાથે લગ્ન કરતા અગાઉ એણે બ્રાહ્મ વિધિ અનુસાર હિંદુ ધર્મમાં પુનઃપ્રવેશ કર્યાના પગલાને હું ધિક્કારી કાઢું છું. મુસ્લીમ, હિંદુ અને જે બ્રાહ્મ ધર્મને હું બહુ સ્નેહથી પાળું છું અને આચરૂં છું, તે સૌ મહાન્ ધર્મોનો એણે જે આવો ભયંકર દુરુપયોગ કર્યો છે, તેથી મને એટલું બધું દુઃખ થયું છે અને એટલો બધો આઘાત લાગ્યો છે કે તેનું વર્ણન હું શબ્દોથી નથી કરી શકતો."

## જાત જાતની અફવાઓ

"વડોદરા, તા. ૧૯. એક પત્ની હયાત હોવા છતાં ફરીથી લગ્ન કરવાના કૃત્યને ગુનો ઠરાવતા વડોદરા રાજ્યમાં શ્રીમંત પ્રતાપસિંહે એ જ કાયદાનો ભંગ કર્યો હોવાથી ચોમેરથી એમના આ પગલાંની કડક ટીકા થઇ રહી છે. તેના સામાજિક અને રાજકીય પ્રત્યાઘાતોના ખ્યાલથી દિવાન અને અધિકારીઓ ચોંકી ઊઠ્યા છે. આથી વડોદરા રાજ્યમાં બધારણીય કટોકટી જાગવાના ભણકારા વાગી રહ્યા છે. શ્રીમંત વડોદરા પધારતા નથી,

એને અંગે જનતામાં જાતજાતની અફવાઓ વહેતી જાય છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૧ : ૧ : '૪૪). ત્યાર પછી શ્રીમંત ગયા પખવાડીયામાં વડોદરા આવી ગયા, પણ તેમણે આ લગ્ન વિષે કંઇ પણ જાહેર ખુલાસો કર્યો નથી. એવી પણ અફવા ફેલાઇ હતી કે ત્રણ લાખ રૂપિયા આપીને શ્રીમંત મહારાજા શ્રી. સીતાદેવી સાથે લગ્નના છુટાછેડા કરવાના છે.

## સાર્વભૌમ સત્તાને દરમ્યાનગીરી કરવાની વિનંતી

"લાહોરનું 'ટ્રીબ્યુન' પત્ર આ સંબંધે ચોંકાવનરી વિગત બહાર પાડતાં જણાવે છે કે, દિવાન અને બીજા અધિકારીઓએ શ્રીમંતને વિનંતી કરી હતી કે જાહેર અને વહીવટી કારણોસર મહારાજાએ બીજું લગ્ન કરવું એ યોગ્ય નથી. છતાંય તેમણે લગ્ન કર્યું હોવાથી વડોદરાના દિવાને અને બીજા બે ઉચ્ચ અધિકારીઓએ પોતાના હોદ્દાનાં રાજીનામાં આપ્યાનું કહેવાય છે. આ બધી ઘટનાઓને કારણે રાજ્યમાં કદાચ વહીવટી અવ્યવસ્થા ઊભી થાય, એટલે એમ થતું અટકાવવા માટે આ બાબતમાં દરમ્યાનગીરી કરવાને સાર્વભૌમ સત્તાને વિનંતી કરવામાં આવી હોવાના સમાચાર પણ સાંપડ્યા છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૧ : ૧ : '૪૪). હજુ સુધી કોઇ અધિકારીએ રાજીનામું આપ્યાના સમાચાર મળ્યા નથી, હવે શું થાય છે એ જોવાનું રહ્યું. આ બાબતમાં દરમ્યાનગીરી કરવાને સાર્વભૌમ સત્તાને વિનંતી કરવામાં આવી હોય તો ખબર નથી. એ વિષય વડોદરા રાજ્ય ધારાસભામાં ચર્ચાવાની વાત વચમાં પ્રકટ થઇ હતી, પણ એ વાત પણ હવે નાપાયાદાર ઠરી છે. પણ બ્રિટિશ હિંદુસ્થાનની વડી રાજસભામાં એ વિષયની ચર્ચા થશે એવી વાત પ્રકટ થઇ છે.

## દિલ્હી રાજસભામાં એ લગ્ન વિષે ચર્ચા

"નવી દિલ્હી, તા. ૨. આવતી તા. ૧૬મી ફેબ્રુઆરીએ મળનારી રાજસભા સમક્ષ રાવબહાદુર ગોવિંદલાલ શિવલાલ મોતીલાલ તરફથી એક ઠરાવ રજુ કરવા માટેની નોટીસ અપાઇ છે. આ ઠરાવ દ્વારા વડોદરાનરેશ શ્રી. પ્રતાપસિંહરાવે એક પત્નીવ્રતના પોતાના રાજ્યના કાયદાનો ભંગ કર્યો છે તે બદલ તેમના રાજ્યકર્તા તરીકેના અધિકારો છીનવી લેવાની હિંદી સરકારને ભલામણ કરવામાં આવનાર છે. રજુ થનારા બૅલેટને પરિણામે રાવબહાદુરના ઠરાવને પાંચમો નંબર મળ્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૬ : ૨ : '૪૪). તા. ૧૬મી ફેબ્રુઆરી આવીયે ખરી અને ગઇયે ખરી, પણ આ ઠરાવ વિષે શું થયું, તે વિષે કંઇ વાત છાપાંમાં પ્રકટ થઇ નથી.

**"નાઈનું" પરાક્રમ**

"નડિયાદ, તા. ૧૭. પાટીદારોમાં દીકરીઓને ગામ પરગામ મોકલતા સાથે વાળંદને મોકલવામાં આવે છે. આવી રીતે વસોના વાળંદ અંબાલાલ સાથે એક બેન કંજરીથી નડિયાદ આવતા હતાં. નડિયાદથી તે વાળંદ દાગીના અને કપડાંવાળી પેટી લેઇ પલાયન થઇ ગયો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૦:૧:૪૪). આખી વાળંદ જાતિ પાટીદારોના વિશ્વાસને પાત્ર છે અને એ પાટીદારોના દાગીનાના ગંજ સાચવીને લેઇ જાય છે, તેટલા માટે તો એને 'ગાંપજો' કહેવામાં આવે છે પણ જ્યાં આવા વાળંદ પાકે ત્યા ધીરે ધીરે તેમના ઉપરથી પાટીદારોનો વિશ્વાસ ઊઠી જાય. એ નાતમાના કેટલાક માણસો પોતાને 'નાયી બ્રાહ્મણ' માની અભિમાન ધરાવે છે, પણ જેનામાં બ્રાહ્મણના ગુણ, કર્મ, સ્વભાવ હોય તેજ સાચી રીતે 'બ્રાહ્મણ' ગણાય. અને આમ પોતાને સોંપેલા દાગીના લેઇ નાશી જાય, એ બ્રાહ્મણ નથી જ માટે પોતાને નાયી બ્રાહ્મણ ગણતા ભાઇઓના આગેવાનોએ આવા ચોર વાળંદને કંઇક શિખામણ દેવી ઘટે.

**કુંભાર ઉપર પાટીદારોનો જુલમ**

પેટલાદ તાલુકાના "ભડકદ ગામના આગેવાન પાટીદાર ઉમેદભાઇ પ્રભુદાસે ગામના મહાદેવમાં હવન કરાવેલો, તે વખતે પ્રજાપતિ સોમાભાઇ બીખાભાઇને પાણી ભરવા કહેલું. પણ તેમણે પાણી ભરવા માટે ના પાડવાથી મહાદેવમાં ઉમેદભાઇ પ્રભુદાસના પ્રમુખપણા નીચે ગામલોકોએ ભેગા થઈ નીચેનો ઠરાવ કર્યો છે: 'ગામના કુંભાર સોમા બીખાની સાથે કોઇએ બોલવું નહિ, ચાલવું નહિ, વેપારીઓએ પૈસા લેઇને કોઇ ચીજ આપવી નહિ, વાળંદે હજામત કરવી નહિ, તેમજ તેની જમીન કોઇએ ખેડવી નહિ; છતાં કોઇ ઇસમ આ કાયદાનો ભંગ કરે તો રૂપિયા સવા પાંચ દંડ લેવો અને કોઇ સાબિત કરે તેને આઠ આના ઇનામ આપવું.' ઉપરનો ઠરાવ થયો તેજ રાત્રે સોમાભાઇના ઘર ઉપર ઇંટા પડેલી અને તેમનો રીપેર કરવાનો કુવો મજુરોને અભાવે પુરાઇ ગયો છે" ('પ્રજાપતિ' કાર્તક-માગશર, સ. ૨૦૦૦). જો આ વાત સાચી હોય તો કુંભાર ઉપર પાટીદારોનો જુલમ કહેવાય. પાટીદારોએ સમજવું ઘટે કે કોઇની ઇચ્છા વિરુદ્ધ તેના પાસે ગમે તે કામ કરાવવાના અને તે ન કરે તો તેનો બહિષ્કાર કરવા કરાવવાના દિવસો હવે ચાલ્યા ગયા છે. હવે તો ગામના સૌ લોકોએ સમાનભાવે ભાઇચારાથી અને સહકારથી રહેવું ઘટે. તો જ દેશમાં સ્વરાજ્ય સ્થપાશે અને તો જ સ્થપાએલું સ્વરાજ્ય ટકાવી શકાશે.

### રેલ્વેના પ્રવાસમાં મુશ્કેલીઓ

રેલ્વેએ દોડની ગાડીઓ ઓછી કરી નાખ્યાને પરિણામે ગાડીઓમાં ખૂબ ભીડ થાય છે અને તેથી કેટલીક જગાએ મુસાફરોને ગાડીની બહાર પાટીએ લટકીને જોખમભરેલી રીતે મુસાફરી કરવી પડે છે. વળી કોઇ કોઇ રેલ્વે કંપનીએ ગાડીમાંના દીવા બંધ કરવાનો ઠરાવ કર્યો છે અને મુસાફરોને પોતાની સાથે બૅટરીની ટોર્ચ અથવા ફાનસ સાથે રાખીને ગાડીમાં મુસાફરી કરવાની ભલામણ કરી છે. જાણે કે રેલ્વેને દીવાનો ખર્ચ બહુ થાય છે અને મુસાફરોને એમ ટોર્ચો અથવા ફાનસો મફત મળતાં હશે! અને હવે તો વડી સરકારે વડીધારાસભામાં પોતાનું જે વાર્ષિક બજેટ રજુ કર્યું છે, તેમાં ગાડીનાં ભાડાં સવાયાં કરવાનું જાહેર કર્યું છે. અને એમ કરીને ૧૦ કરોડ રૂપીયાની ઉપજ વધારવાનું નક્કી કર્યું છે. સરકારને મન તો હજીયે હિંદી પ્રજા ધનવાન લાગે છે, એટલે તેને લૂંટીને હલકી કરવાનો તેનો ઇરાદો છે. પરદેશી સરકારની ગુલામગીરીનાં આવાં તો અનેક કુફળ ગરીબ બિચારી હિંદી પ્રજાને મળ્યાં છે અને હજી તો કેટલાંય મળશે. માટે તો હિંદી મહાસભાએ હિંદને સ્વતંત્ર કરવાનો ઠરાવ કર્યો છે.

---



---

પાત્રતાનો કે પવિત્રતાનો ડોળ કદી એમણે દેખાડયો નથી. પોતાના આખા જીવન દરમ્યાન આદર્શ પત્નીત્વ, ઉચ્ચ આર્યત્વ અને અજોડ માનવત્વ એમણે રાખ્યાં. હિન્દુ સંસ્કૃતિના આદર્શસમાં એ ઋષિપત્નીએ પોતાના જીવનથી આર્ય સન્નારીનો આદર્શ જગત સમક્ષ પ્રત્યક્ષ કર્યો છે.

ઝાઝું ભણતર નહિ, છતાં તેમની સમજ કોઈથી ઓછી નહોતી. ભણતરનો પ્રધાન હેતુ પણ સમજપૂર્વક અને વિવેકથી જ્ઞાનનો ઉપયોગ કરી સદ્ભાવના, સદ્વિચાર અને સદ્વર્તન પ્રાપ્ત કરી સાચું જીવન જીવી જાણવું એજ છે ને! જો એમજ હોય તો તો પૂ૦ બા બધાંથી વધારે ભણેલાં હતાં, બધાંથી વધારે જ્ઞાની હતાં.

જગદ્વિભૂતિ સમા આદર્શ મહાત્માનાં ધર્મપરાયણ પત્ની હોવા છતાં એમની સહનશીલતા અને નિરભિમાનતા આપણે આજની બેનોએ શીખવા જેવાં છે. ભર્યુંભર્યું ઘર છતાં સર્વસ્વનો ત્યાગ કરી પતિઆજ્ઞા શિરોમાન્ય કરનારાં એ પતિપરાયણ છતાં ભારતબાળના ધર્મમાતા સમું જીવન જીવનારાં પૂ૦ બાના જીવનમાંથી આપણે બેનોએ ઘણું શીખવાનું છે. જગતમાં જન્મી સન્માર્ગે જીવન જીવનાર આદર્શો અને ધ્યેયો સામે સદાય મીટ માંડી ઉત્તરોત્તર જીવનસાધના સાધતા રહી પોતાના જીવનકુસુમની ફોરમ સર્વત્ર પ્રસરાવનાર વિરલાજ હોય છે. આ માતાએ તો આખું જીવન અનેકવિધ કષ્ટો સહન કરીને, પતિના આદર્શો પાછળ આત્મસમર્પણ કરીનેજ વ્યતીત કર્યું છે અને આર્યસંસ્કૃતિનું એ સાચુ પુત્રીરત્ન, સારા ભારતવર્ષનાં સંસ્કારમાતા બની ગયાં છે. પતિપરાયણ એ ધર્મપત્નીએ, પોતાના આખા જીવન દરમ્યાન પતિનો સાથ કરી ભારતની સન્નારીઓ માટે આદર્શ પતિવ્રત ખડું કર્યું છે. વજ્રથીયે કઠણ અને પુષ્પથીયે કોમળ એવા હૈયાનેય રડાવનાર એ માતાના જીવનમાં શું શું નહોતું?

બાનો સ્થૂળ દેહ આજે આપણી વચ્ચે નથી, પણ તેમનો અમર આત્મા આપણ બેનોને તો સદાય આશીર્વાદ આપતો રહેશે. આપણી ફરજ છે કે આપણે તેમના જીવનને નજર સામે રાખી આપણાં જીવન વધુ ઉચ્ચ, વધુ નિર્મળ અને વધુ ઓજસ્વંતાં બનાવીએ. ધર્મ એજ જીવન — અધર્મ એજ મૃત્યુ, એજ આદર્શને સન્માનીએ.

સર્વશક્તિમાન્ પ્રભુ સદ્ગત આત્માને શાન્તિ આપો: પૂ૦ બાપુજીને પણ કષ્ટ સહન કરવાની શક્તિ છે તેથી વધારે ને વધારે આપો, અને આપણ બેનો પૂ૦ બાના જીવનમાંથી યથાશક્તિ યથામતિ આપણા જીવનમાં કંઈ કંઈ ઉતારીએ એવી ભાવના, બળ અને બુદ્ધિ આપણને આપો.

મોટા કરાળા સોનાબેન શંકરભાઈ

# કળજુગ

જીવનમાં કઈ પળે વિકટ પરિસ્થિતિ ઉભી થશે, કયે વખતે દુઃખસુખ આવશે, એની કલ્પના કયા માનવને આવે! અને જો એની ખબર પડી જતી હોત તો જગતમાં દુઃખ જેવી વસ્તુ જોવા–જાણવાય મળત કે કેમ, એ પણ એક સવાલ છે. ત્રણ નાના પુત્રોની મા મહાકોરને મૂકી જ્યારે મોહનલાલ મરણપથારીએ સૂતા ત્યારે એમના હૈયામાં કેટલી યે વાસના, ઉમંગ અને ઉલ્લાસ હતો. મરતા સુધી પણ એમના પ્રફુલ્લ વદન ઉપર નિરાશાનું એક પણ બિંદુ નહોતું પ્રસર્યું. મોટા રમણને બોલાવી મહાકોરને પણ કહ્યું: "મારાં બે નાનાં બાળકોને તમે જોજો." અને જાણે એટલાથી સર્વ પ્રકારનો સંતોષ હોય તેમ સદાને માટે એમણે આંખ બીડી.

નાના બન્ને દીકરાઓ કમાય અને બેની કરે દેવા લાયક ઉમરના થયા ત્યાં સુધીમાં તો રમણની વહુને ખોળે બે બાળકો રમવા લાગ્યાં હતાં. નાના ચંદુને પરણાવ્યો અને ત્રીજા મોહનની સગાઈ કરી. આવી લીલી વાડીમાં મહાકોરને મોહનલાલ પણ નહોતા યાદ આવતા, પોતે વિધવા છે એય જાણે ભૂલ્યા હોય તેમ મોટા રમણના નાનાં બાળકોને આખો દહાડો રમાડવામાં સ્વર્ગીય આનંદ અનુભવતાં ને જીવનની પળે પળ ધન્ય માનતા દિવસો વ્યતીત કર્યે જતાં.

રમણની વહુ ઉજમ જરા ઓછા મનની ખરી, પણ મહાકોર તો 'આપણે શું? જે જેવું કમાશે તે તેવું ખાશે' કરી મન વાળી લેતી, પણ જ્યારે ચંદુની વહુ કંચન આવતી જતી થઈ ત્યારે શોક કકાસનું બીજ ઘરમાં રોપાયું. વાત વાતમાં તકરારનું મૂળ ઉજમ ખોળતી, વખત આવ્યે એને ધમકાવતી, જેઠાણીપણાનો ગર્વ લેતી, જો કંચન ક્યાંય જાય આવે કે એને પૂછ્યા વિના કંઈ કરે તો વાતનું વતેસર કરવામાં બાકી નહોતી રાખતી.

કંચન મહાકોરને કહેતી: "જુઓ બા, મારી ઉપર નકામો રોફ કરે છે ત્યાંય હું બોલતી નથી ત્યાં લગી, નહિ તો પછી મારે ને એને તકરાર થશે હોં.'

ઉજમ: "તેમાં તું એ ડોશીને શું કહે છે? કંઈ તારી ઉપર રોફ મોહિબત કરું છું?"

કંચન: "તે તને કોણ કહે છે કે મારી ઉપર કડાપો કરે છે? તું પાછી કમાઈને લાવે છે ખરી ને, એટલે મારી ઉપર રોફ કરતી હશે."

ઉજમ: "તો તું તો કમાવા નથી જતી ને?"

મહાકોર બન્નેને વારતી. કંચનને કહેતી: "તુંય શું નાને મોઢે ચડી

જાય છે!" અને ઉજમ કહેતી: "હજી છોકરૂં છે, નાની છે. ઓછી અક્કલ હોય તો સમજાવી પટાવીને કામ લો. ઘર ચલાવવું હોય તો જરા દુઃખેય વેઠવું પડે."

ઉજમ: "તે ના કોણ કહે છે, પણ આજકાલની આવેલી પાછી રોફ કેટલો કરે છે?"

આવી ને આવી તકરારો ચાલવા છતાંય બીજાં બે વર્ષ નીકળી ગયાં એટલે નાના મોહનની વહુ આવી. તે જરા મોટા ઘરની એટલે કામકાજમાં મન ઓછું રાખે. આખો દિવસ પોતાના વાળ હોળાવા, લુગડાં પહેરવાં, ફરવા જવું, પેપરો–માસિકો વાંચવાં, એવી બહારની વસ્તુઓ પર એનું ધ્યાન ચોંટતું. એટલે એનો બધોય ભાર ઉજમ અને કંચન ઉપર પડતો. આથી તો ઉજમને કંઇ ફાવતું ન આવ્યું. તે આખી ઘડી ચૂલો ફૂંકે, પાણી ભરે ને આ બાઇ સાવ બેઠાં બેઠાં ખાય એ તે બની નવી નવાઇની વાત જ હોય ને!

ત્રણ દિવસો પૂરા ગયા ન ગયા ત્યાં ઉજમે વાસંતીને કહ્યું: "જુઓ નાની વહુ, મારા ઘરમાં આમ ટાપટીપમાં રખડવું નહિ પાલવે. અહીં તો જરા કામ કરવું પડશે."

વાસંતી: "તે મારી બાઈ, કોણ ના કહે છે? પણ મને જે નથી આવડતું તે હું નથી કરવાની."

ઉજમ: "એટલે?"

વાસંતી: "બહારથી ખરીદી કરવી હોય, મારે ભાષણો આપવા જવું હોય, વગેરે કોણ કરશે? તમે?

ઉજમ: "ઘરકામની વાત કર. અમે ખાવા કરીએ ને તું ખાય, એમ ને!" વચમાં ઝઘડો પતાવવા મહાકોર પડતી: "હજી બાળક છે, એને ધીમે ધીમે શિખવાડો એટલે આવડી જશે."

પણ વેરાંની વાતમાં તો જાણો છો - ને! ત્રણેય જણાં લડે, ઝઘડે એટલે દરેક જણા કંટાળ્યા. જુદું રહેવા બધાંય તનમની રહ્યાં. ઘરના, મિલ્કતના અને વાસણકુસણોના ભાગ પાડવા માંડ્યા. ત્યાં એક પ્રશ્ન ઊભો થયો કે મહાકોર ડોશી કોના ભેગાં જાય?

મોટા રમણે કહ્યું: "હું તો ઓછું કમાઉં છું ને તેમાંય મેં અત્યાર લગી આખા ઘરનો ભાર એકલે હાથે ઉપાડ્યો છે. માટે તે મારા ભેગાં નહિ."

ચંદુ: "આપણે તો રહી નોકરી, આજ અહીં તો કાલ બીજે, એટલે આપણી સાથે એમને તો નહિ પોષાય!"

મોહન: "હું તો ખેતી કરું છું, પણ જાણો ને કે માને ધરમ ધ્યાન કરવાનું મન વિશેષ, એટલે વાસંતી સાથે એમને નહિ બને. માટે મારી જોડેય નહિ!"

સૂનમૂન મહાકોર આ એકાગ્ર ચિત્તે સાંભળી રહી. ત્રણ પુત્રો ઉપર કેટલીયે આશાની ઇમારત બાંધી હતી. પેટના જણ્યા પારકી જણીને રાખવા તૈયાર થયા, છતાંય એક ઘરડી માને રાખવા કોઈ તૈયાર થતા નથી. એ પણ એક દળાહળ કળજુગ નહિ તો બીજું શું? મિલકતેય કોની? પોતાના પતિ મોહનલાલની, એટલો તો ખ્યાલ એને હતો. તે મરણપથારી ઉપર પડયા તે વખતનું ચિત્ર એના મનમાં ખડું થયું તેને યાદ આવતા તે વચમાં બોલી: "એટા રમણ, તો મારી શી દશા? હું તો ઘરડું પાન! મે તમોને ઉછેર્યા– તો તમે મને એક માતાને થોડા દહાડા નહિ ગણી શકો?" રમણના દિલને તો શું પણ કોઈના હૃદયને કંઈ ન થયુ આખરે ડોશીને એક ઓરડો આપવો ને બાર મહિને સાઠ રૂપિયા આપવા, એમ નક્કી થયુ. આ વાત જ્યારે બહાર આવી ત્યારે લોકો કહેતા હતા કે 'ઓકરા સપીલા જમણ, ડોશી સાઠ ખાતાં શુ મરવાની છે?'

વણછરા મંગળદાસ હીરાચંદ શાહ

---

## શુભ પ્રવૃત્તિને આગળ ધપાવો

પંદરેક દિવસ પહેલાં સાંભળ્યું હતું કે નાર, સુણાવ, ઉત્તરસંડા, વગેરે પાંચ ગામના પાટીદારોએ ભેગા મળી જાનમા એકજ દિવસ રહેવાનો અને જાનમાં પચીસ માણસથી વધુ માણસો ન લેઈ જવાનો ઠરાવ કર્યો છે. આજે ખબર પડી કે વસો અને ધર્મજ ગામના પાટીદારોએ પણ આજ જાનના ઠરાવ કર્યા છે.

આ ઠરાવોની જાણ થતાં ઘણા જ્ઞાતિભાઈઓ રાજી થશે. બીજા કેટલાક એમ કહેશે કે "આમાં ઠરાવ શું કરવાના હતા? ઠરાવ વગરજ આ તો થવાનું છે. આના કરતા બીજી ઘણી બાબતોના ઠરાવ કરવાની જરૂર છે."

જાનમાં એકજ દિવસ રહેવાનો અને પચીસ કરતાં વધુ માણસો ન લેઇ જવાનો ઠરાવ થાય, તેમાં બહુ પ્રગતિ થઇ જતી નથી, એ વાત કદાચ સાચી હશે. પરંતુ આપણી નાતિના લોકો સામાજિક રિવાજોમાં સમયાનુસાર ફેરફાર કરવા ભેગા મળી વિચાર કરતા થાય, તો જે તે વખતે યોગ્ય સુધારાવધારા કરી શકાય અને જ્ઞાતિના રિવાજોથી કેટલાય લોકો અનેક જાતની હાડમારીઓ ભોગવતા અટકે. એટલે આ ઠરાવોની કિંમત ભલે બહુ મોટી ન હોય, પરંતુ

સામાજિક પ્રણાલિકાઓમાં ફેરફાર કરવા ભેગા મળવાની આ જાતની પ્રવૃત્તિ જ્ઞાતિહિતની દૃષ્ટિએ ઘણી અગત્યની છે. અને તે દૃષ્ટિએ દરેક ગામના પાટીદાર ભાઈઓને ભેગા મળી, લોકોને દુઃખદાયી થઈ પડેલા અને જડ થઈ ગએલા રિવાજો બદલવાના ઠરાવ કરવાની પ્રવૃત્તિને ઉપાડી લેવા વિનંતી છે.

આપણે રાજકીય, કેળવણીવિષયક કે એવી બીજી પ્રવૃત્તિઓ માટે ભેગા મળીએ છીએ અને યોગ્ય લાગે તેવા ઠરાવો જે તે વખતે કરીએ છીએ. પરંતુ આપણા જીવન સાથે બહુ સંબંધ ધરાવતા સામાજિક રિવાજોમાં ફેરફાર કરવા ટેવાએલા નથી. એને લીધે જ્ઞાતિના નાના મોટા, ગરીબ તવંગર, સૌ કોઈ અનેક જાતના કઢંગા રિવાજોથી હેરાન થઈએ છીએ. લગભગ દરેક જણ પ્રસંગ આવતાં અમુક રિવાજોથી તો કટાળે છે જ છતાં બધાને દેખાદેખી 'ચાલતું આવે છે' તેમ કર્યા કરવું પડે છે.

જ્ઞાતિમાં કેળવણી વધે, વિચાર કરવાની શક્તિ વધે, અને આપણે જ ઊભા કરેલા રિવાજો આપણને હેરાન કરે, છતાં આપણે તે લાચારીથી પાળવા જ પડે એ નવાઈની વાત છે. આ નવાઈની વાત ટકી રહી છે એનું કારણ એ જ છે કે આ બાબતમાં આપણે ભેગા મળી વિચાર કરવા ટેવાએલા નથી. આ જાતની ટેવ પાડીશું તો એકંદરે બધાને લાભ થશે, જ્ઞાતિના વડીલો અને અગ્રિમ જ્ઞાતિના નાના અને ગરીબ ભાઈઓનાં સુખસગવડનો વિચાર કરી શકે એવી છાપ પડશે અને અત્યારે જેને જે ફાવે તેમ કરવાની વૃત્તિ અને પ્રવૃત્તિ વધી રહી છે તે અટકી પડતાં જ્ઞાતિમાં કંઈક શિસ્ત વધશે.

અને તેમ કરશે તો જ વડીલોનું ગૌરવ યુવક માનસ આગળ વધશે. આ બધી દૃષ્ટિએ વિચાર કરતાં આ જાતના ઠરાવો ભેગા મળી કરવાની પ્રવૃત્તિને ઉપાડી લેવા જેવી લાગે છે. અત્યારના સંજોગોમાં વિચારવા જેવા બીજા કેટલાક પ્રશ્નો નીચે મુજબ છે:

૧. વરપક્ષે માયાંમાટલાં ને વડીપાપડ લેવાનું બંધ કરવું કે કેમ?

૨. પરઠણ લેવાની અને આપવાની રીત ચાલુ રાખવા જેવી છે કે કેમ?

૩. મોંઘવારીમાં કપડાંલત્તા તથા દાગીનાને બદલે ઉચક રકમ આપવા લેવાનું પસંદ કરવા જેવું છે કે કેમ?

૪. પિરસણુ આપવાનું બંધ કરવા જેવું છે કે કેમ?

ઉપરની અને એવી બીજી બાબતોમાં વિચાર કરી પોતાની શક્તિ મુજબ અને બધાને અનુકૂળ થઈ પડે તેવા ફેરફાર કરવાના ઠરાવો વધુ મતે કરવાની પ્રવૃત્તિ દરેક ગામના ભાઈઓ ઉપાડી લેશે તો તેમાં બધાને ફાયદો છે.

વડોદરા ચિમનભાઈ મૂ. અમીન

# દાંતનું રક્ષણ

**માનવદેહરૂપી** નગરીનું પ્રવેશદ્વાર એ મો છે. તેમાં શિસ્તબદ્ધ ચોકીદારોની પેઠે દંતાવલિ સુંદર રીતે ગોઠવાયેલી છે. તેમના તરફ બેદરકારી દેખાડવામાં આવે તો તેઓ પોતાની ફરજો યથાર્થપણે બજાવી શકે નહિ અને આખા દેહનગરમાં ઉત્પાત મચી જાય. આમાંથી બચવા માટે તે ચોકીદારોનું — દાંતોનું કયે પ્રકારે રક્ષણ કરવું તે સંબંધમાં નીચે પ્રમાણેના ઉપલક વિચાર રજુ કરવામાં આવ્યા છે.

બાળકના જન્મ પછી સામાન્યપણે લગભગ ૭ મહિને, એક પછી એક કુદરતે ગોઠવેલા ક્રમ પ્રમાણે દાંત ઊગે છે. આ વખતે બાળકના મોઢામાં ચળ આવે છે. તેને લીધે મોંમાં હાથનો અંગુઠો નાખીને પેઢાથી દબાવવા પ્રયત્ન કરે છે. આમ કરવાથી તેને સારું લાગે છે. આ સમયે હાથમાં લાકડાની, ચૂસણી આપવાનો રિવાજ હતો અને હજુ પણ કેટલેક સ્થળે જોવામાં આવે છે. તે બાળક મોંમાં ઘાલે, હાથમાંથી પડી જાય અને તે ઉપાડીને પાછી આપવામાં આવે છે. થૂંકથી ભીની થયેલી ચૂસણી સાથે રોગના અસંખ્ય જીવાણુઓ ચોંટે છે અને તે શરીરમાં દાખલ થાય છે. વળી ચૂસણીના રંગો પણ ઘણેખરે અંશે ઝેરી હોય છે. એટલે ચૂસણી હાનિકર્તા હોઈ તેને સત્વર ત્યજવી જરૂરી છે.

તેના બદલામાં બારીક, મુલાયમ અને સ્વચ્છ કપડાની ચીંદરડી લઈ, સ્વચ્છ પાણીમાં ભીંજવી, આંગળીએ વીંટાળીને દિવસમાં બે ત્રણ વખત પેઢા ઉપર ફેરવવાથી બાળકના પેઢાને ઘણો આરામ મળે છે અને દાંત ઊગવામાં પણ મદદકર્તા નીવડે છે. બાળકને દાંત આવવાને સમયે પશ્ચિમના દેશોમાં પાકાં નારંગીનો રસ અપાય છે, તે પણ અતિ ઉપયોગી છે.

બાળક ખોરાક લેતું થાય ત્યારે ચાલુ જમાનાની ફેશન પ્રમાણે ખાસ કરીને ચોકલેટ અને એના જેવી જ બીજી ગળપણવાળી ચીજો અતિશય પ્રમાણમાં ખવડાવવામાં આવે છે. તે બાળકના દાંતોને માટે ગંભીર નુકશાનકર્તા છે. એ ગળપણની અસર સીધેસીધી દાંત ઉપર ન થતાં લોહીમાં મળી જઈને આડકતરી રીતે નુકશાન કરે છે. આના બદલામાં સારાં તાજાં ફળ પૂરતા પ્રમાણમાં આપવાં જોઈએ. બાળક લગભગ છએક વર્ષની ઉંમરનું થાય ત્યાં સુધી દાંતની કેવા પ્રકારની સંભાળ રાખવી જોઈએ તે સંબંધમાં ટૂંકમાં વિચાર કરવામાં આવ્યો.

હવે બાળકના દુધિયા દાંત નીકળી જઈ તેને ઠેકાણે આખી જિંદગીના સાથીદારો—કાયમી દાંત આવીને હાજર થઈ જાય છે. આ ક્રિયા ચાલુ હોય ત્યારે નાકમાં કાંઈ અડચણ હોવાથી નાક વાટે બરોબર શ્વાસ ન લઈ શકાતો હોય, અથવા મોંએથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવાની કુટેવ પડી ગઈ હોય, અથવા રાત્રે ઊંઘમાં મોં ઉઘાડું રહી જતું હોય તો આગળના ઉપર નીચેના દાંત બહાર પડતા વાંસા થઈ જાય છે. કેટલાંક માણસોનાં મોં તદ્દન બેડોળ થઈ ગએલાં જોવામાં આવે છે, તે આવા અવ્યવસ્થિત દાંતને આભારી છે. માટે સુંદર રચનાવાળા દાંત ગોઠવાય તેને માટે ઉપરની કુટેવો ત્યજવી. બાળકને રાત્રે દાઢી નીચે રૂમાલની ગડી વાળી મૂકી દેવાથી મોં ઉઘાડું રહી જવાની ટેવ અટકી જશે

*આશરે બારેક વર્ષની ઉમરે દાંત પડવા—ઊગવાની ક્રિયા પૂરી થાય છે.* હવે જે કાયમી દાંત આવી ગયા તેની નીચે પ્રમાણે માવજત કરવાથી વિનાવિઘ્ને, જિંદગીના અંત ભાગ સુધી કામ લેઈ શકાશે.

સવારમાં નિયમિતપણે, સારો કુચો બની શકે તેવું, બાવળ, આવળ, કણઝી, કરેણ(?), વગેરે વનસ્પતિની લીલી ડાળખીનું દાતણ વાપરવું સર્વોત્તમ છે. બ્રુથ-બ્રશને, તેને વાપરવાની વ્યાજબી રીત જાણ્યા સિવાય દરરોજ વાપરવું એ તો ભયંકર આફતને નોતરવા સમાન છે. પરંતુ બ્રશને ગરમ પાણીમાં ઉકાળીને અથવા દવાવાળા પાણીમાં બોળી રાખીને વાપરી શકાય છે, તે પણ નરમ બ્રશ અને અઠવાડિયામાં એકજ વખત વાપરવું વધુ સલાહ ભર્યું છે. કારણ કે દાતણથી જે ભાગ સાફ થતો નથી, તે બે દાંતની વચ્ચેનો ભાગ બ્રશથી સાફ કરી શકાય છે. બ્રશ કેમ ઘસવું એ પણ જાણવું જરૂરી છે; ઉપરના દાંતમાં ઉપરથી લેઈ દાંતના નીચેના ભાગ તરફ અને નીચેના દાંતમાં નીચેથી લેઈ દાંતના ઉપરના ભાગ તરફ ફેરવવું, જેથી પેઢાંને ખોટી રીતે નુકશાન ન થાય.

બ્રશ સાથે પાઉડર અથવા પેસ્ટ વાપરવામાં આવે તો તેમાં બીલકુલ કાંકરી ન હોવી જોઇએ. કેટલાક માણસો મીઠું ઘસે છે, પરંતુ તેની કણી કાંકરીઓ દાંતના સફેદ ભાગ ઉપર આંખે ન જોઇ શકાય તેવા ઉઝરડા પાડે છે, જેમાંથી લાંબે વખતે દાંત સડવા લાગે છે. મીઠાના પાણીના કોગળા કરવા સર્વોત્તમ છે.

દરેક જમણ પછી વધારે પ્રમાણમાં પાણી લઇને કોગળા કરવાથી, ખોરાકનો અમુક ભાગ દાંતોમાં ભરાઇ રહેવા સંભવ છે, તે નીકળી જાય છે અને ભવિષ્યમાં થતા સડાને અટકાવે છે આહાર ખૂબ ચાવીને એકરસ

કરીને ગળે ઉતારવો જેથી દાંતને યોગ્ય કસરત મળે અને આહાર જલદીથી પચે

જમ્યા પછી ઘણા માણસોને દાંત ખોતરવાની કુટેવ પડી ગઈ હોય છે. વારંવાર ખોતરવાથી બે દાંત વચ્ચેથી પેઢાં ઘસાઈને પોલાણ પડી જાય છે અને દાંત કમજોર થવા માંડે છે એટલે પાણીના કોગળાથી જ તે ભાગને સાફ કરવો ઉચિત છે.

દાંતના આરોગ્ય સાથે ખોરાક બહુ અગત્યનો ભાગ ભજવે છે. ચાલુ યંત્રવાદના જમાનામાં આપણો રોજનો ખોરાક મશીનથી દળી-ખાંડી તૈયાર કરાવીએ છીએ. આમ થવાથી કેટલાંક ઉપયોગી પોષણતત્ત્વો મશીન ખાઈ જાય છે અને આપણે નિ:સત્ત્વ ખોરાક ખાઈએ છીએ ખોરાકમાં મોટા પ્રમાણમાં તાજો ભાજીપાલો, દૂધ, પાકા ટામેટા, વગેરે ખાવામા આવે તો દાંતને જોઈતાં કેટલાક પોષક તત્ત્વો તેમાંથી મળી રહે.

અતિશય ગરમ કે ઠંડાં પીણા દાંત ઉપર અતિ બૂરી અસર ઉપજાવે છે, માટે તે પણ સર્વથા ત્યાજ્ય છે

પાન, સોપારી, તબાકુ, ચા, આદિ વ્યસનો પણ દાંતના શત્રુઓ તરીકે ઠીક ઠીક ભાગ ભજવે છે. દાંતમાં રસી (પાયોરિયા) થાય તેમા જે જંતુઓ હોય છે, તે જંતુઓ પાનની નસો તથા સોપારી લેવાથી થતા હોવાનુ મનાય છે આવાં વ્યસનોથી મુક્ત રહેવામા પણ દાંતની ઘણી સલામતી સચવાય છે.

વાચક બંધુઓ, વાંચીને વર્તનમાં મૂકો, એવી વિનમ્રભાવે મારી વિનતિ છે.

આણંદ

ડૉ. એસ. પી. પટેલ

ડેન્ટીસ્ટ

---

## અરવિંદનો નિર્ણય

ખૂબી એવી બની કે અરવિંદનો પત્ર જે દિવસે લક્ષ્મીદાસને મળ્યો તે જ દિવસે લક્ષ્મીદાસનો પત્ર અરવિંદને મળ્યો.

અરવિંદે આખી રાતનો ઉજાગરો કરી છેવટનો જે નિર્ણય કરી શાન્તિ અનુભવી હતી, તે પિતાનો પત્ર આવતાં ઊડી ગઈ. એણે પિતાનો પત્ર ફરી ફરીને બે ચાર વખત વાંચ્યો.

"ચિ. અરવિંદ,

"અહીં અમો કુશળ છીએ, તું પણ મઝામાં હોઈશ

"વિ. લખવાનું કે આપણી વચ્ચે જે વાત થઈ હતી ને તને યાદ હશે જ. ભાઇ, તું સમજુ છે એટલે તને બહુ કહેવું પડે તેમ નથી. તારે માટે એ પાંચ જણને ના પાડી તેમાં તો નાતમાં વાતો થવા લાગી કે 'એમને બહુ અભિમાન આવી ગયું છે. એ આપણી કન્યા શેના લે? એ તો કોઇ હાથી ઝૂલતો હશે તેવાની લાવશે.' ભાઇ, એટલે આપણો ગમે તેવો વિચાર હોય પણ લોકનિંદાવાળું કામ ન કરવું. એ ઇરાદાથી મેં નારી સાથે ચોકખી વાત કરી નાખી હતી.

"તેં ય વિવાહ કરી મૂકવામાં ખાસ વાંધો બતાવ્યો ન હતો, એટલે ઝવેર એ ત્રણ જણને ના પાડ્યા પછી રંગાલાવાળા વેરીભાઇને ના ન પાડી શકાઇ. જોકે પ્રથમ તો મેં ડોકું ધુણાવ્યું, પણ એમની સાથેનો જૂનો સંબંધ, ઘરમાં કંઇ કહેવાનું નહિ, આમેય વિવાહ તો કર્યા વગર વહેલામોડા છૂટકો ન હતો, એટલે કોઇ અજાણી જગાએ પડવું એના કરતાં આ જાણીતું—સૌ વાતે સારૂં ઠેકાણું શું કરવા જવા દેવું માની હા પાડી.

"જોકે હું કંઇ એવો કાચો નથી કે તારી ન રાખું, તને પૂછીને જ નક્કી કરવાની મારી વાત તો હતી, પણ તારી બાએ જ વચ્ચે માથે ટોપલો લેઇ લીધો, કે 'મારો અરવિંદ કંઇ બીજાના જેવો ઉછાંછળો નથી કે અમે હા કહીએ એટલે એ ના પાડે.' પછી જો હું નજો પકડી રાખું તો એમને તો મનમાં એમ જ ઠસી જાય ને કે છોકરાનું તો બહાનું છે.

"તારી બાએ એટલી બધી તરફદારી કરી એટલે મેં માન્યું કે તારે એની જોડે વાતચીત થઈ ગઈ હશે, એટલે એ આટલી મક્કમતાથી વાત કરે છે.

"છતાં હું તને કાગળ તો લખી જણાવવાનો હતો, પણ પાંચેક દિવસથી મારૂં શરીર જરા નરમ રહે છે એટલે વિલંબ થઈ ગયો અને તેમાં વળી તારી બા કન્યા જોવા ગઈ એટલે મેં પછી કાગળ લખવાનો વિચાર રાખ્યો.

"તારી બા તો વળી રૂપિયા આપવાલેવાનો વ્યવહાર પણ કરતી આવી. મને જોકે આ ઉતાવળિયું પગલું ખૂંચ્યું તો ખરૂં, પણ તારી બાનો સ્વભાવ તો જાણે છે ને? લીધું કામ પૂરૂં જ કરે.

"અને ભાઈ, એક રીતે એનું કહેવું સાચું ય છે. કોઈ વાતમાં ખામી ન હોય, કન્યા સુશીલ, શાણી ને ડાહી હોય, પછી જો એમ રૂપિયા લેવાની ના પાડીએ, એટલે એ શો તોલ બાંધે? 'હજુ આમને આ ય પસંદ નથી તો શું મોટા નવાબની કન્યા લેવા તો નથી ધારી!'

"વળી કરવું કરવું ને આનાકાની શી? એમ માની હવે તો બધું નક્કી

અરવિંદ: "હું કંઇ એ કહેવાનું ભૂલ્યો હોઇશ? પણ આ કાગળની ખૂબી ય નથી સમજતો? જાણે એમને તો મને પૂછીને જ વાત કરવાનો વિચાર હતો, પણ બાએ જ બધું માથે લેઇ લીધું!"

સુરેન્દ્ર: "ત્યારે આવું લખવાનું કારણ!"

અરવિંદ: "એ તો હું ક્યારનો ય સમજી ગયો. કદાચ હું આનાકાની કરું તો માનાં આંસુ આગળ મારે નમતું મૂકવું પડે."

એ વાતને જતી કરતાં સુરેન્દ્રે ત્યાંની પરિસ્થિતિ જણાવતાં કહ્યું: "એ ગમે તેમ હોય, પણ તારા પિતાએ શિકાર તો પેટ ભરાનાં પણ વધે એવો પકડ્યો છે."

અરવિંદ: "પૈસાદાર છે એટલે હજાર વધારે મળે તેમ હશે, બીજું શું?"

સુરેન્દ્ર: "અરે, ના રે ના, ત્યારે તું હજુ જાણતો જ નથી. એમને તો આ એક છોડી એકલી જ છે."

"છોકરો નથી?"

"ત્યારે જ કહું છું ને?......"

"હં! તેમાં જ આટલી બધી ઉતાવળ કરી."

"આ કંઇ જેવી તેવી ગીસ છે? અર્ધા લાખથી વધારે પણ ઓછી નહિ."

"અર્ધો શું, પાંચ લાખની હોય પણ પરણવાનું પૈસાને છે કે છોકરીને?"

"પૈસાને જ. બાકી....."

"કહે ને કહે. કેમ રહી ગયો?"

"જવા દે ને એ બધી વાતો. ઊલટો તારો વિચાર હશે તો યે ભાગી જશે."

"એટલે તું એમ જાણે છે કે હું પૈસા દેખી વિવાહ મંજૂર રાખીશ?"

"હવે બધું નક્કી થઈ ગયું હોય તો તારું શું ચાલવાનું હતું?"

"એટલે તેં મને બીજા યુવકો જેવો એ જવાબદાર ગણ્યો?"

છેવટ સુરેન્દ્ર કહી જ નાખ્યું: "સૂરજને જોયા પછી તો તું હા ન જ પાડે."

"કારણ? સુંદર નથી?"

"એટલામાં જ સમજી જાને."

"પણ તો ય મારે જાણવું તો જોઇએ ને?"

"એક તો શ્યામ છે, બીજું બળિયાનાં ચાઠાં છે, માંડમાંડ ગુજરાતી ચાર ભણી છે, ઠીંગણી છે, આંખો નબળી છે." અને સુરેન્દ્રના આટલા વર્ણનથી જ અરવિંદની સ્મૃતિમાં જાણે કોઈ સૂતેલી મૂર્તિ બેઠી થતી હોય તેમ લાગ્યું. એના નયનપટ આગળ જ છોકરી ગેલેરીમાં ઊભી ઊભી કોઈને બૂમ પાડતી

પ્રત્યક્ષ દેખાઈ અને તરત જ એ બોલી ઊઠ્યો: "હા, હા. જોઈ લીધી એ તો, જે વખતે હું ત્યાં આવ્યો ત્યારે આપણે એમની વાડીમાંથી આવતા હતા, તે વખતે એ ઓસરી જ ગેલેરીમાં ઊભી રહી પાણી ભરનારીને મોટેથી બૂમ પાડતી હતી, એ તો ન હોય!

"બરાબર, એજ!" વર્ણન કરવાની હવે જરૂર ન રહી જાણી સુરેન્દ્રે કહ્યું:" વળી સમજશક્તિ પણ ઓછી છે."

"બસ!" જાણે ધરાઈ ગયો હોય તેમ અરવિંદે કહ્યું: "પૂરેપૂરું સમજી ગયો. આ તો મને કન્યા સાથે પરણાવવાનો નથી, પણ નરી મિલકત સાથે."

હજુ મિલકતનો એનો ઊંડો અર્થ સમજાવતા સુરેન્દ્રે કહ્યું: 'એમાં પાછી ખૂબી છે. સાચી ખોટી વાત તો પ્રભુ જાણે, પણ ઘણાનું અનુમાન છે કે એ કન્યા પરણાવ્યા પછી કોઈને દત્તક લેવાના છે"

આ શબ્દોમાં ઊંડો રસ લેતા બોલ્યો: "વળી તેમાંય કંઈ રહસ્ય છે?"

સુરેન્દ્ર: "સોળિયા મળે ત્યાં ધનાગ મુંબ ભરતા હશે' ને કુળ પણ..."

"બસ! બસ!" જાણે હવે ગળા સુધી ભરાઈ ગયું હોય તેમ અરવિંદ હાથની ઈશારતથી વધુ ન પીરસવાનું કહેવા લાગ્યો.

અને તે જ ક્ષણે કોઈ તોતિંગ દરવાજાના કમાડ બરાબર બીડાઈ જાય તેમ એનો મક્કમ વિચાર મગજમાં સજ્જડ બીડાઈ ગયો.

સુરેન્દ્ર પણ બીજી કોઈ જાતની વાતચીત કર્યા વિના પોતાની રૂમમાં ચાલ્યો ગયો.

સણિયાદ, તા. કરજણ — ઈશ્વર પેટલીકર

—x—

## પિરસણ

લગનમરણના તથા બીજા જમણવારો પ્રસંગે જે જમવા ન આવે તેમને માટે પિરસણ આપવાનો રિવાજ પાટીદારોમાં ઘણો જોરદાર જોવામાં આવે છે.

આ રિવાજની શરૂઆત થતી વખતે એવો વિચાર આવ્યો હશે કે કોઈ માણસ અપંગ હોય કે બીમારીથી વખતસર ઘેર ન આવી શક્યો હોય તો તેને ઘેર પિરસણ મોકલી આપવું, જેથી જમનાર તથા જમાડનારને સરળતા થાય.

આ રિવાજની શરૂઆત શુભ હેતુથી થઈ હશે તથા હજી પણ તેમાં કંઈક શુભ રહેલું હશે; પણ અત્યારની દૃષ્ટિએ જોતાં આ રિવાજ હવે એકંદરે કાઢી નાખવા જેવો લાગે છે.

જમનાર માણસો જમણવારમાં આવી જમી જાય તેના કરતાં તેમને ઘેર પિરસણ મોકલવામાં ઘણો અપવ્યય થાય છે, અને તેથી ખર્ચ બે ત્રણ ગણું વધી જાય છે. પાટીદારોમાં દીકરાદીકરીઓના ભણતર પાછળનું ખર્ચ તથા રહેણીકરણી પાછળનું ખર્ચ ઘણું વધતું જાય છે, તેથી બધા જૂના રિવાજો પાળવા જતાં પહોંચી વળાય તેમ નથી આથી સારાસારનો વિચાર કરી ખોટા ખર્ચાળ રિવાજ બંધ કરવા જોઇએ.

પિરસણના રિવાજથી પાટીદારોના સ્વભાવની ખાનદાની ઘસાતી જાય છે, તે મોટામાં મોટો ગેરલાભ છે. જમણવારમાં જમવા જાય તો ખાતાં હોય તેટલું કે થોડું વધારે જમાય; પણ ઘેર પિરસણ લેવામાં આવે તો ઘણી ભોજનસામગ્રી મળે તથા તે વધારે વખત ચાલે, એવી નીચ વૃત્તિ આથી પોષાતી જાય છે. આ વૃત્તિને લીધે જમણવાર કરનારના હિતાહિતનો વિચાર વીસરી જવાય છે. જે પાટીદાર બીજાને ત્યાં ઓઢું માથું કરી જમવા બેસવામાં સંકોચ અનુભવે તે પાટીદાર આવી રીતે પોતાના પિત્રાઈનો કે ગામવાસીના હિતાહિતનો વિચાર ન કરે તેમા પાટીદારોના સ્વભાવની ખાનદાનીની ખામી છે.

પિરસણ લેવાથી ભોજનસામગ્રી વધારે મળે તથા તે વધારે વખત ચાલે, તે ગણતરી કરીને કેટલાંક વડીલો પોતાના ઘરનાં છોકરાંને તથા વહુવારુઓને જમવા જતાં અટકાવે છે. આથી જમણવાર પ્રસંગે બધાં સાથે ભેગાં બેસીને જમવાનો આનંદ તેમને મળતો નથી. જો પિરસણ આપવાનો રિવાજજ ન હોય તો તેમને સારે પ્રસંગે કપડાંલત્તાં તથા ઘરેણાંગાંઠાં પહેરી નાતમાં જમવાનો તથા હળવામળવાનો લહાવો મળે.

પિરસણ લેવા પાછળ ભોજનસામગ્રી વધારે લેવાનો લોભ ન હોય ત્યાં પણ 'લાત મારવી અને લાત ખાવી' આ પાટીદારપ્રિય કહેવત પ્રમાણે બીજાને લાત મારવાની વૃત્તિ પાટીદારોને જોવામાં આવે છે. ઘરના માણસોને જમવામાં કામના આવે તેમ ન હોય, તોપણ ભોજનસામગ્રી ઢોરને ખવડાવવામાં કે ગમે તેને આપી દઈ બગાડી દેવામાં પણ પાટીદારોને બહુ અજુગતું લાગતું હોય તેમ દેખાતું નથી.

આથી તથા દુર્લભ ભોજનસામગ્રી બીજાને આપી દેવાનું કે ઢોરને ખવડાવવાનું મન જેમને થતું નથી, તેઓ તેવી ભોજનસામગ્રી બગડી ન જાય તે માટે કંઇક ઇલાજ કરે છે, અને તે ઇલાજ સંપૂર્ણ સફળ ન થાય તોપણ તે ભોજનસામગ્રી આરોગ્યના હિતાહિતનો વિચાર કર્યા સિવાય ખાય છે તથા ઘરનાં માણસોને ખવડાવે છે.

'લાત મારવી અને લાત ખાવી' એ વૃત્તિ પશુતાસૂચક છે તથા આરોગ્યનો વિચાર કર્યા સિવાય સ્વાદિષ્ઠ સામગ્રી જમવી રાખવી તે પ્રાથમિક દશા સૂચક છે. જ્ઞાનને અભાવે પશુઓ આમ કરે તે સ્વાભાવિક છે; પણ આપણે સુધરેલા માણસો આમ કરીએ તો તે આપણને લાંછનરૂપ છે.

કેટલાક માણસો કાશીમથુરાની જાત્રાએ જઈ આવેલા હોય છે, તેઓ એમ માને છે કે તેમનાથી નાતમાં જમવા જવાય નહિ. આ માણસો નાતમાં જમવા ન જાય અને તેમનું પિરસણ ઘેર લેઈ તેઓ પોતે જમે કે ઘરના બીજા જમે તેમાં કયો સદુદ્દેશ સચવાય છે તે સમજવું મુશ્કેલ છે.

આવીજ રીતે, જેમના ઘરમાં કોઈ અકાળે મૃત્યુ પામ્યુ હોય તેઓ પણ નાતમાં જમવા જતાં નથી અને ઘેર પિરસણ લે છે. આ વસ્તુ પાછળનું રહસ્ય પણ પૂરેપૂરૂં સમજાતું નથી. જાહેરમાં શોકને લીધે સારૂં સારૂં જમાય નહિ અને ઘર આગળ તેવું જમવામાં વાંધો નહિ, આ વૃત્તિ શોકને બદલે દંભ વધારે બતાવે છે. આથી આ વૃત્તિને ઉત્તેજન આપવાની જરૂર નથી.

ઘણીખરી જગ્યાએ પિરસણ આપવા જવાનો રિવાજ હોય છે, અને કોઈ જગ્યાએ પિરસણ લેવા જવાનો રિવાજ હોય છે. પિરસણ આપવા જવાનું હોય છે ત્યાં માથે ભોજનસામગ્રીની કથરોટો તથા ટોપલા મુકી સ્ત્રીઓ તથા પુરુષો એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં અને ત્યાંથી ત્રીજા મહોલ્લામાં, એમ અથડાતાં કુટાતાં જાય છે તે દેખાવ બહુ સારો લાગતો નથી. મોટે ભાગે પિરસણ આપવા જતી વખતે અંધારૂં થઈ ગએલું હોય છે તથા કોઈ કોઈ વાર વરસાદ વરસતો હોય છે, તેથી પણ ઘણી મુશ્કેલી ઉભી થાય છે. વળી ઘણી વાર ઉનો ઉનો ભાત કે શાક આપવા જતા હાથનાં આંગળાં દાઝી જાય છે. આવી કઢંગી પરિસ્થિતિ ચલાવી લેવામાં કંઈ ખાસ શોભા કે સંસ્કૃતિ રહેલી હોય તેમ માની શકાતું નથી.

પિરસણ લેવા જવાનો રિવાજ હોય છે, ત્યાં પણ મુશ્કેલી રહેલી છે. જ્યાં લેવા જઈ શકે તેવું કોઈને ત્યાં કોઈ ન હોય ત્યારે તેને ફાંફાં મારવાં પડે છે. અને ભોજનસામગ્રીના વાસણ અને હાથમાં જળનો લોટો કે પવાલી લઈને આવતી વખતનો માણસનો દેખાવ પણ બહુ ગમે તેવો ન કહી શકાય.

પિરસણ લેવા જવાનો રિવાજ હોય ત્યાં દાળ લેવા જવાનો મોટે ભાગે રિવાજ હોય છે. આ દાળ લેતી વખતની પડાપડી તથા તે વધારે લેઈ લેવાની જે વૃત્તિ જોવામાં આવે છે તે પાટીદારોને શોભારૂપ નજ ગણી શકાય.

પિરસણવાળા દાળ વધારે લેઈ જવાને લીધે તે કેટલીક વાર ખૂટી પડે

છે. આવે પ્રસંગે નવેસર દાળ કરવાનું બની શકે તેમ નહિ હોવાથી 'કે દાળમાં પાણી' એ માનીતી ઉક્તિ પુરવાર કરવામાં આવે છે.

પિરસણ આપવાનું હોય છે ત્યાં લાડુ ગણતરીથી આપવામાં આવે છે. કેટલીક જગ્યાએ પિરસણ આપતી વખતે અમુક ભોજનસામગ્રી જોખીને કે માપ ભરીને પણ આપવામાં આવે છે. આ રૂઢિ આપનારલેનારની સ્નેહવૃત્તિ કેળવવાને બદલે 'લાત મારવી અને લાત ખાવી' એ હીનવૃત્તિ કેળવે છે. કેટલીક વાર ભોજનસામગ્રી જોખવામાં કે માપવામાં બોલાબોલી થાય છે. આ બધું પાટીદાર જેવી મોભાદાર જ્ઞાતિને શોભતું નથી.

પાટીદારોમાં પોતામાં પિરસણ આપવાનો ચાલ છે, તેમજ બીજાં વસવાયાંને પણ પિરસણ આપવાનાં હોય છે. આ પિરસણ આપતી વખતની દોડદોડ તથા બૂમબરાડા લગ્ન જેવા માંગલિક પ્રસંગને અમંગળતાથી આવરી લે છે. આની પાછળ બગાડ પણ ઘણો થાય છે. માણસ એ સામાજિક પ્રાણી છે, તેથી માણસો ભેગાં મળે. કોઈ વાર જમણવાર પણ કરે તે સ્વભાવિક છે; પણ એ જ્યારે વિવેકબુદ્ધિ તથા સંસ્કાર ગુમાવે ત્યારે એમ જ માનવું રહ્યું કે માણસ હજી બીજાં પ્રાણીઓ જેવા જ રહ્યો છે, આટલાં વર્ષો તેણે પાણીમાં નાખ્યાં છે!

પિરસણ આપવા જતાં કે લેઈ આવતાં તેમાં ગંદવાડના રજકણ તથા રોગના જન્તુઓ પડે, તે વાતનો વિચાર ન કરી શકે તેવી જાડી બુદ્ધિ હજી પણ પાટીદારોમાં છે એમ કહેવું દુઃખદાયક છે.

પિરસણ આપવાલેવામાં એટલી બધી હાડમારી છે કે તેની ઉપાધિમાં માણસો લગ્ન જેવા આનંદજનક પ્રસંગની પવિત્રતા કે આનંદ માણી શકતાં નથી.

ઉપર પ્રમાણે હરકત હોવાથી તથા હાલની અસહ્ય મોંઘવારીનો વિચાર કરી પાટીદારોએ પિરસણની રૂઢિને તિલાંજલી આપવી ઘટે. સરકારના કાયદા પણ જમણવારોને અનુકૂળ નથી. આ બધું જોતાં નીચે પ્રમાણે કરવું જરૂરી એમ મને લાગે છે:

૧. પાટીદાર પરિષદ, પાટીદારોના ગોળ, પાટીદાર ગામો, તથા ગામનાં જુદાં જુદાં કુટુંબો, તેમણે એકત્રિત મળી પિરસણનો રિવાજ દૂર કરવાનો નિર્ધાર કરવો જોઇએ. આમાં વડીલો તથા યુવકયુવતીઓએ આગેવાની લેવી જોઇએ.

૨. પિરસણ ન આપવાની પહેલ કરવી મુશ્કેલ છે, પણ પિરસણ ન લેવામાં તેવું ખાસ કંઈ નથી; આથી પિરસણની રૂઢિ નીકળી ન જાય ત્યાં સુધી સમજુ માણસોએ ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરી પિરસણ લેવાનું બંધ કરવું જોઇએ.

૩. સમજુ છોકરાછોકરીઓએ, તથા વહુવારુઓએ વડીલોના દુરાગ્રહને વશ થઈ જમવા જવાને બદલે પોતાનું પિરસણ લેવાય તે, ચલાવી લેવું નહિ જોઈએ. તેમણે વડીલોના દુરાગ્રહને વશ ન થતાં જમવા જવું જોઈએ. વડીલોએ પણ, છોકરાછોકરીઓને તથા વહુવારુઓને જમવા જતાં અટકાવવાં નહિ જોઈએ: એટલું, તેઓ લોભને વશ થઈ જમવા ન જતાં હોય તો તેમને મોકલવાં જોઈએ. વડીલોએ પોતે પણ બહાનાં કાઢી પિરસણુ લેવાને બદલે જમવા જવું જોઈએ.

૪. કેટલાક લોકો જમી પણ આવે છે અને પિરસણુ પણ લે છે. આ જાતની અધમ વૃત્તિ ત્યજવા તેમણે પ્રયાસ કરવો જોઈએ, તથા બીજાએ પણ તેમને તેમ કરતાં અટકાવવા જોઈએ.

અંતમાં, હું આશા રાખું છું કે પિરસણના સવાલનો પાટીદારની નાતમાં ઉકેલ આવે તથા બીજી નાતો પણ તેમનો શુભ દાખલો લેઈ સુખી થાય. હાલમાં ધર્મજ જેવે આગળ પડતે ગામે આ દિશામાં શુભ શરૂઆત કરી છે, તેમને બીજાં ગામો પણ અનુસરે.

શંકરભાઈ સો. પટેલ

---

## આપણો લગ્નગાળો

જેમ ફળફળાદિ દરેક ચીજની જગન્નિયંતાએ નિયત કરેલી મોસમ હોય છે તેમ આપણા લોકોએ લગ્નની પણ મોસમ નક્કી કરી છે. દેવદિવાળીએ ઈશ્વર પરણી ગયો એટલે એનાં ફરજંદોને પણ પરણવાના કોડ જાગે છે. પવનમાં લહેરાતા તૈયાર થઈ ગએલા અનાજના પાક ઉપર તીડનાં ધાડાં ઊતરી પડે તેમ કન્યાઓના બાપનાં ધાડાં નવલોહિયાઓને નાથવા નીકળી પડે છે. કોઈને પહેલી વાર નાથવામાં આવે છે તો કોઈને બીજી વાર નાથવામાં આવે છે. જીવનની સંધ્યાએ પહોંચેલા કોઈ વૃદ્ધને પ્રભુતામાં પગલાં માંડવાના ઓરતા થઈ આવે છે તો તેને પણ યથાવકાશ સંતોષવા ખાતર પાટીદાર સમાજમાં દરિયાવદિલ આદમીઓ પડ્યા છે!

લગ્ન એ જીવનનો એક એવો પ્રસંગ છે, જેમાં પરણનાર, પરણાવનાર અને જોનાર સર્વને રસ પડે છે. કોઈના પણ લગ્નની વાત થતી સાંભળતાં જ, કોણ જાણે શાથી, પણ આપમેળે જ આપણા કાન સરવા થઈ જાય છે. અમુક વ્યક્તિના નક્કી થએલા વેવિશાળના પક્ષમાં આપણો અભિપ્રાય હોય તો સંતોષ વ્યક્ત કરવામાં અને વિરુદ્ધમાં અભિપ્રાય

હળતો હોય તો માત્ર થોડી વાર બબડીને શાન્ત થઈ જવામાં આપણે આપણા કર્તવ્યની ઇતિશ્રી માનીએ છીએ. એ વસ્તુસ્થિતિ લક્ષમાં લેતાં, લગ્ન જેવા પ્રસંગની જીવનમાં કેટલી પ્રતિષ્ઠા કે મહત્તા રહેલી છે તેનું આપણને હજી યે ભાન ઓછું છે એની પ્રતીતિ થાય છે. જે લગ્નો સમાજને હાનિકર હોય તેવાં લગ્નોને સખત ટીકાપ્રહારો દ્વારા નિંદી નાખી, તેમને અટકાવવા સુધીની કર્તવ્યબુદ્ધિ હજી આપણામાં ખીલી નથી. અને તેથી જ આપણા પાટીદાર સમાજમાં લગ્નના વટવ્યવહાર સંબંધે અરાજકતા પ્રવર્તે છે ને દિનપ્રતિદિન ઊંડાં મૂળ ઘાલતી જાય છે. આપણી લગ્નવ્યવસ્થાને શુદ્ધ, તંદુરસ્ત અને ઉન્નત રાખવાને બદલે, જૂની રૂઢિઓમાં ગમે તેટલી વિકૃતિ થવા દેઈને પણ તે રૂઢિઓનું નવીન સંસ્કરણ ન કરવાની પુરાણી વૃત્તિ આપણે સમાજે લાંબા સમયથી જાળવી રાખી છે.

દર વરસે લગનગાળો બેસતાંજ વ્યવહારિયાઓના શરીરમાં એક પ્રકારનું નવું ચેતન આવે છે; અને લગ્નના દલાલો પોતાની આળસ ખંખેરીને કોઈનાં ઘર મંડાવવા, તો કોઈનાં ઘર ભગાવવા કટિબદ્ધ થઈ જાય છે. એક વ્યક્તિ ઉપરથી કન્યાના પિતાની દૃષ્ટિ ખસેડી પોતાની મનગમતી વ્યક્તિ ઉપર ઠેરવાની કુનેહથી એ પિતાને બરાબર શીશામાં ઉતારવાની આવડત ધરાવનાર વ્યક્તિઓ આવે વખતે ખાસ ઝળકી ઊઠે છે; અને સમાજમાં એમનું જ એકચક્રી સામ્રાજ્ય ચાલતું હોય એમ આપણને ભાસે છે. આવા જ માણસો જટિલતામાં રાજ્યના રાજકારણને પણ ટપી જાય એવું લગ્નનું રાજકારણ બનાવવામાં કારણભૂત બને છે.

કુરુક્ષેત્રના મેદાન ઉપર પોતાના જ બાન્ધવોનું રુધિર રેડવા સજ્જ થઈ ગોઠવાયેલાં પાંડવોનાં અને કૌરવોનાં સૈન્ય જોઈને અર્જુનને જેવી લાગણી થઈ હતી તેવીજ લાગણી દર વરસે લગ્નવિષયક ઘૃણાજનક હકીકતો સાંભળીને મને થાય છે. માત્ર મોટાં ગામના મોહને વશ થઈને, જિંદગીમાં કદી પણ માટી ઉપર ધૂળ ન નાખી હોય એવા ઓઘડનાથ જેવા છોકરાઓને પનારે નાનાં ગામડાંના પિતાઓ પોતાની કુમળી કન્યાઓને દશ દશ હજારની પરઠણો આપીને નાખતા જોઉં છું ત્યારે હું અસહ્ય વેદના અનુભવું છું. છ સાત બાળકોના પિતા બની ચૂકેલા કોઈ બીજવરને કે ત્રીજવરને પોતાની કન્યાનું અદૃષ્ટ ભાવિ સોંપતા કોઈ પિતાની વાત સાંભળું છું ત્યારે મને આપણા પાટીદાર સમાજના ભવિષ્યની ઉજ્જ્વળ આશા એ માત્ર દુરાશા જ છે, એમ લાગી આવે છે. બીજી વારની પરઠણની લાલસાથી અથવા બીજા કોઈ

મામુલી કારણોથી પહેલી પુત્રવધૂને મારી નાખતાં સાસુસસરાનાં પરાક્રમો વાંચું છું ત્યારે મને અદમ્ય ધ્રુજારી વછૂટે છે. માનવજીવનમાં દેવ ઉતારવા હોય અને અવનિને અમૃતમેઘથી સિંચવી હોય તો એ કાર્ય આવાં માનસિક યા શારીરિક કજોડાંથી કે આત્મઘાતક લગ્નોથી કદી પણ નથી બનવાનું એ કોઈએ ભૂલવા સરખું નથી.

આજે આપણો સમાજ અવળે રાહે ચડી ગયો છે. એને સાચે માર્ગે દોર્યા વિના છૂટકો નથી અને તેમ કરતાં કાકાસાહેબની એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. સમાજજીવનની આખી રચના એવી જટિલ હોય છે, કે તેમાં કાંઇ પણ એક નવો ફેરફાર દાખલ કરવો હોય તો તેના આખા મંડાણમાંજ ફેરફાર કરવા પડે છે. તેને માટે જોઇતી દીર્ઘદષ્ટિને અને હિંમતને અભાવે જૂની ગૂંચોનો ઉકેલ લાવવા જતાં આપણે તેથી પણ વધારે જટિલ ગૂંચો ઊભી કરીએ છીએ. એનું પોતાની મેળે પોતાને સ્પષ્ટ ભાન થવા જેટલો આપણો સમાજ જાગ્રત નથી. આવા સમાજને આ બાબતમાં જાગ્રત કરવાની જુમ્મેદારી યુવકોને શિરે છે. એમણે જ સમાજજીવનના સાચા લડવૈયા બનવાનું છે. યુવકો પણ વ્યવસાયાત્મિકા બુદ્ધિ જે દિવસે ઉઘાડશે તે દિવસે મને શ્રદ્ધા છે કે સમાજ ઇષ્ટ દિશામાં પ્રગતિ કરશે.

ધર્મજ જશભાઈ કા. પટેલ

---

## સમાન હકકને માટે!

### (૧)

"સુરજબા. આ અમારા મનુની વહુ તો મરતીયે નથી અને માંચો મૂકતી યે નથી, પડી પડી દોકડેશેર દીયે છે અને દવાદારૂમાં પૈસાનું પાણી કરાવે છે. મરે તો જલદી પાર આવે અને બીજી આણતાંય સૂઝ પડે." ડાહીબાએ વાત શરૂ કરી.

"ત્યારે ડાહી, હું કહું એમ કરને! એમ કાંઇ પાડા જેવી પડી રહે તે આપણને પાલવે! વહુઓ તે કાંઇ બહેકી ગઇ છે, જાણે કે એમના બાપને ઘેરજ રાજ આવી ગયું ના હોય!" સૂરજબાએ વિવેચન કર્યું.

"શું કરવું સુરજબા, વહુઓએ તો માથે છાણાં થાપવા માંડ્યાં છે!"

"બા એનું પાઇ દેજે અફીણ, પાર આવી જાય રાંડનો! એમને તો એમ કર્યા વિના ભાન નહિ આવે દિનુભાઇની દીકરીઓને. મસાણ ભેગી

થશે તો પરેહણ પાકશે, અને દવાદારૂનો ખરચ ભોગવશે." સુરજબાએ આદી શિખામણ આપતાં હોય તેમ કહ્યું.

(૨)

"અરે ઝવેરબા! જુઓ તો ખરાં, પેલા કાશીભાઇના કનુની વહુ કેટલી બધી અળકલી થઇ ગઇ છે! ગામમાં સભા કે મેળાવડો ભરાયો કે અટિયાંપટિયાં પાડીને આ ગેપળાંજ છે ને! છે કાંઇ લાજ શરમ?" ચંચળબેને નિંદાની રામાયણ ચલાવી.

"આ તો ઘરડી આંખે નવા તમાશા નિહાળવા પડે છે, આના કરતાં તો મોત આવતું હોય તોય ઠીક! જાણે કે વેશ્યાઓજ ના હોય તેવી રીતે પટિયાં પાડીને ઉઘાડે માથે નીકળી જ પડી છે ને!" ઝવેરબા બોલ્યાં.

"જુવાનિયાય વંઠી ગયા છે, બૈરાંનાજ બની ગયા છે. બૈરીને એક બોલ કહેવો પડે તો આકાશપાતાળ એક થાય! એમણેય લાજ મરજાદ નેવે મૂકી છે. હળાહળ કળજુગ આવ્યો છે કળજુગ!" ચંચળબેને કહ્યું.

"સાવ સ્વછંદી, બૈરાંઓ તો બુધેજ પાંસરાં!" ઝવેરબાએ કહ્યું.

(૩)

"ઓ સરોજ! પેલો કુસુમનો વર તો જાણે કે મારેજ વહુ છે! જાણે એનેજ નવાઇની વહુ હશે! મારા 'એ' તો સહેજ વાંક પડે તો બુદલું લેઇને એવા ફરી વળે ને કે ફરીથી 'વાંક' નામની બા ભુલાવી દે બા!" વિદ્યાએ ઇર્ષ્યાની દ્રષ્ટિએ કહ્યું.

"વિદ્યા, જવા દે ને હવે એના વરની વાત જ! વહુને એક ટપલી અડાડવી પડે તો એનો જીવ નીકળી જાય એટલું દુઃખ થાય. મનેય મારા 'એ' જરાક ભૂલ પડે તો લાફો લગાવી દે." સરોજે આત્મકથા કહી.

"બૈરાંને કંઇ બચકાર્યે ન પાલવે, એ તો વાંક આવે ત્યારે જરા પરસાદેય ચખાડવો પડે! કંઇ નરી શાખામણે ના ચાલે!" વિદ્યાએ કહ્યું.

"કહેજેને એના ભાવડાને જરા પાંસરી તો કરે! એ વિના કાંઇ સીધી થાય ખરી કે?" કુસુમની સાસુએ વચ્ચે ઉમેર્યું.

"અરે જવા દો ને મારા ભાઇની વાતજ! સાવ વહુઘેલા થઇ ગયા છે. વહુમાં તો બધાય ગુણ હશે અને બીજાં બધાં બુરાં હશે! કાંઈ કહીશું નો આંખ આડા કાન કરીને વાંચવાના ખોટા ડોળ કરશે." કુસુમની નણંદે ભાઇની પ્રશંસા કરી.

"કુસુમને પરણ્યે ત્રણ વરસ થયાં, પણ ટપલી સરખીય એને વઢે એને

અડકાતી નથી. એ વહુએ મારા દીકરાને મૂળી સૂંઘાડી છે, તે એના વિના એને કંઈ સૂઝતું જ નથી ને!" સાસુમાંએ ખુલાસો કર્યો.

*

ઉપરના ત્રણેય પ્રસંગો જોતાં સમજાશે કે સ્ત્રીજાતિની સ્વાભાવિક સ્વતંત્રતા ઉપર આકરી રીતે તરાપ છે! એ તરાપ કોણ મારે છે? ત્યારે સ્વાભાવિક રીતે આપણે સમજી શકીશું કે 'સ્ત્રી' પોતે જ! બિચારી માંદી વહુનું દુઃખ શાન્ત કરવા માટે આશ્વાસન દેવાને બદલે અફીણની પ્યાલી પાવાનું પગલું સ્ત્રીઓ જ વિચારે છે.

નવા જમાનાની ઢબે રહેનાર અને એ શબ્દોનો બોધ લેવા સભા ઇત્યાદિ સ્થળોએ ઉત્સાહભેર ભાગ લેનાર યુવતીને સમાજ તીક્ષ્ણ કટાક્ષો અને મહેણાંથી ઘાયલ કરે છે. સભાઓમાં જવા જેટલી હળવી સ્વતંત્રતાને છીનવી લેવાનો મહાન પ્રયત્ન પણ સ્ત્રીઓ જ કરે છે.

ઉંમર લાયક નવવધુઓને શિખામણને રાહે જીવનમાં આગળ ધપાવનાર પુરુષ પાસે સમજુ સજાતીને સુધાપાક અપાવી સંતૃપ્ત થવાની અપેક્ષાઓ પણ સ્ત્રીઓ જ કરે છે એમ જ ને? અલબત્ત, એમ જ છે!

માનવજાતિનો જગતમાં કોઈ મહાન દુશ્મન હોય તો તે 'માણસ' પોતે જ છે. સિંહ, વાઘ, અને ચિત્તા, જેવા વિકરાળ પ્રાણીઓ કરતાં ય વધુ વિકરાળ અને ક્રૂર તો માણસ છે. માણસ માત્રને કેમ જલદી મારવા એનાં શસ્ત્રોની રચનામાં જ એ રચ્યોપચ્યો રહે છે. 'માણસ'ના વિનાશ—સંપૂર્ણ વિનાશ—માટે જ પોતાના ભેજાને ખૂબ દોડાવ્યે જાય છે. માણસનો મહાન શત્રુ માણસ પોતે જ છે.

સ્ત્રીઓની સ્વતંત્રતામાં ધૂળ મેળવવાને રચીપચી રહેનાર સ્ત્રીજાતિ જ છે. સવારથી ઊઠીને સાંજે સૂતાં સુધી નિન્દા, કુથલી અને ઇર્ષ્યા, આ સ્ત્રીઓનો નિત્યક્રમ છે. જીવનવિકાસની વાતો તો વેગળી રહી, પણ, પરનીની જ પેરવામાં એ આનંદ માણે છે.

સાસુ, નણંદ, સખી અને પડોશણો બધાંય કોઈ સ્ત્રીની સાધારણ સ્વતંત્રતા નિહાળતાં જ બળીને રાખ થઈ જશે. સામાની સ્વતંત્રતા એમની આંખોમાં કણાની માફક ખૂંચવા માંડશે. જ્યારે સ્વતંત્રતા ઝુંટવાશે ત્યારે જ મન સંતોષ પામશે!

મારી વડીલ માતાઓ અને બેનો! તમારી સ્વતંત્રતાને નામે જ કેમ નાશ કરો છો? સ્ત્રીમાત્રની સ્વતંત્રતા એ તમારી સ્વતંત્રતા છે. સાચી સ્વતંત્રતાને જોઈને હાસ્ય કરતાં એની સાચી. સ્વતંત્રતા સમાજની બધી

બેનોને સાંપડે તેવા યત્નો કરો. સમાન હક્કોની માગણી કર્યે પુરુષ સ્વતંત્રતા નહિ આપે, એ લેવી તો તમારા જ હાથમાં છે.

સૌથી પહેલાં ઘરમાંની પરતંત્રતા ફિટાવો. બહારની સ્વતંત્રતા તો આપોઆપ આવી મળશે. દરેક સ્ત્રી પોતાનાથી બનતી કોશીશ પોતાની બેનો માટે કરે. આજે તો બેનો જ બેનોની દુશ્મનાવટ વધારવામાં મદદ કરે છે ત્યારે હક્કો મળશે શી રીતે?

ભાદરણ (હાલ પાદરા) ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

---

## ચર્ચાપત્ર

### ભાઇ રાવજીભાઇની સલાહ!

ગયા માહ માસના અંકમાં 'પરણ્યાનું પાપ'ના લેખક ભાઇ રાવજીભાઇએ ચરોતરવાસીઓને જે સલાહ આપી છે તે યોગ્ય જ છે. પરંતુ એ લેખમાં લેખકે કાનમ-વાકળવાસીને જે અર્થ વિનાની સલાહ આપી છે તે મને અયોગ્ય લાગે છે, અને સંકુચિત ભાવનાવાળી લાગે છે.

એમના લેખ જોતાં ભાઇ રાવજીભાઇ સુધારક વિચારના જણાય છે. છતાં એમણે લખ્યું છે: "••• દરેક કાનમ-વાકળવાસીને કહી દેજો કે અમારે તમારી પરણ્યાની અને દીકરીની જરૂર નથી, મહેરબાની કરી હવે ચરોતરમાં આવવાનું ભૂલી જજો." તો આ સુધારક રાવજીભાઇ આ સૂચના શી રીતે કરી શક્યા એ જ મને નવાઇ લાગે છે. કેમ કે ભાઇ રાવજીભાઇની સલાહ મુજબ જો કાનમ-વાકળવાસી ચરોતરમાં આવતો અટકે તો ચરોતર અને કાનમ-વાકળ, એવા બે ભાગ આપણા સમાજના પડી જશે, જેને સમાજસુધારક આવકારે નહિ અને પછી આખી નાતને એક કરવાના જે આપણા 'પાટીદાર'ના મનોરથ છે એ ઉપર પાણી ફેરવાઇ જાય. તેથી જ મને આશ્ચર્ય થાય છે કે આવાં સંકુચિત ભાવનાવાળાં વાક્યો 'પાટીદાર'માં પ્રસિદ્ધ શી રીતે થઇ ગયાં! કેમ કે એટલું તો ચોક્કસ છે કે ચરોતરની કુમારિકા અને કાનમ-વાકળનો વાંટો જેવું આપણા સમાજનું કલંક મટવાનું જ નથી, જ્યાં સુધી આખી નાત એક થશે નહિ અને જડેલો બેટીવ્યવહાર શરૂ થશે નહિ, ત્યાં સુધી. સમાજસુધારક જેવા લાગતા લેખક આ ભૂલી ગયા કે શું? કે પછી લેખકમાંયે ચરોતરવાદીપણું છે!

ભાઇ રાવજીભાઇએ કહેવું જોઇતું હતું કે કાનમ-વાકળવાસી તમે ભલે ચરોતરમાં આવો, પરંતુ પરણ્યાનો લાભ અમને મહેરબાની કરી બનાવશો નહિ!

અને આમ કરેલુંજ વાસ્તવિક હતું, કેમ કે આવી સલાહથી ચરોતર અને કાનમ-વાકળના (લેખકની સલાહથી ઉદ્ભવતા) ભાગ પડી જવાનો ભય નથી. વળી પરણુ આપ્યા વિનાજ પોતાની દીકરીઓને ચરોતરમાં આપનાર સુધારક કાનમ-વાકળવાસીઓના તો કેટલાય દાખલા હજી મોજુદ છે અને એટલેજ મેં ઉપર કહ્યું તેવું એ લેખકે લખવું જોઇતું હતું

વળી આ સુધારક લાગતા (અલબત્ત એમના લખાણ ઉપરથી) રાવજીભાઇ કાનમ-વાકળવાસીને ચરોતરમાં આવવાનું ભૂલી જવાની સલાહ (!) આપી શકયા અને એ કહેવાતા સુધારક અનેક કુમારિકાઓના શાપ વહોરતા ચરોતરવાસીઓને, આ શાપના નિવારણાર્થે પોતાની એનદીકરીઓને ચરોતર બહાર કોઇ પણ સુધારક કુટુંબમાં આપવાની વાત કેમ કરી ન શકયા ?

રાવજીભાઇની સલાહ, આ ઉપરાંત, અવ્યવહારૂ યે લાગે છે, કેમકે રાવજીભાઇને એટલી ખબર અને અનુભવ તો હશે જ કે પારકા છોકરાને પોતાની દીકરી સાથે પરણાવી નાખવાનું દીકરીના બાપના હાથમાં નથી! દીકરીનો બાપ તો રાજાના કુંવરની સાથે પણ પોતાની દીકરી પરણે એમ ઇચ્છે, પણ તે દીકરીના બાપના હાથમાં છે શું ? એટલે ચરોતરવાસીને કાનમ-વાકળની કન્યા નહિ લેવાની અને કાનમ-વાકળવાસીને ચરોતરમાં નહિ આવવાની લેખકની બંને સલાહો, વિરોધાભાસી લાગે છે! એમણે તો ફક્ત ચરોતરવાસીનેજ સલાહ આપીને બેસી રહેવું જોઇતું હતું, અને કાનમ-વાકળવાસીને પરણુનો ભોગ નહિ બનાવવાની સલાહ આપવી જોઇતી હતી.

ભાઇ રાવજીભાઇને વધુ ચર્ચા માટે આમંત્રુ છું.

કરખડી, હાલ વડોદરા ચતુરભાઇ લ. પટેલ

---x---

## ગ્રંથપરિચય

**૧૩. ગામડાંની વહારે,** (બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) : લેખક – ગાંધીજી; પૃષ્ઠ ૬૮, કિંમત બે આના. આજે આપણા ગામડાં એવી પતિત દશામાં આવી પડ્યાં છે કે સહાનુભૂતિથી તેમનું અવલોકન કરનાર ગમે તેને તેમની દયા આવ્યા વિના ના રહે. હરિજનોને આપણે અસ્પૃશ્ય માન્યા છે, ત્યારે શહેરોએ ગામડાંને અસ્પૃશ્ય માન્યાં છે. અને શહેરી કેળવણી લીધેલા જુવાનિયા ગામડાં છોડી શહેરમાં આવ્યા જાય છે, એટલે એ ગામડાંની સેવા કરનાર કોઇ ત્યાં રહેતું નથી. અંગ્રેજ સરકારની રાજનીતિને પરિણામે ગામડાંના ઉદ્યોગ તૂટ્યા એટલે ત્યાંના કારીગરો ને મજૂરો પેટ ભરવા શહેરમાં જાય છે. આમ ગામડાં

દિનપ્રતિદિન નાશ પામતાં જાય છે. આ સ્થિતિમાં ત્યાં રહ્યાસહ્યા લોક પણ પોતાનો ઉદ્ધાર કેવી રીતે સાધી શકે એ વાતો ગાંધીજીએ આ પુસ્તકમાં બતાવી છે. અને ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ બાકી હોય જ શું? આ પુસ્તકનો ગ્રામવાસીઓમાં અને ગ્રામસેવકોમાં ખૂબ પ્રચાર કરવો ઘટે. ધનવાનોએ આ પુસ્તકની લાખો નકલો ખરીદી ભણેલા ગ્રામવાસીઓમાં મફત વહેંચવી ઘટે. પુસ્તકનાં સેંકડો પુનર્મુદ્રણો નીકળવાં ઘટે.

**૧૪ ગાંધીજી,** (પાંચમી આવૃત્તિનું પુનર્મુદ્રણ): લેખક–જુગતરામ દવે; પૃષ્ઠ ૮+૧૩૨, એક છબિ, કિંમત સાત આના. બાળકોને માટે ગાંધીજીના જીવનની આછી રૂપરેખા આમાં આપી છે. બાળસહજ ભાષામાં લખવાનો પ્રયત્ન એટલો બધો પરાણે થએલો દેખાય છે કે તે કોઈ કોઈ જગાએ આડંબરનું સ્વરૂપ ધારણ કરી દે છે. આપણા દેશના 'મજૂરોને પહેરવાનાં ચીંથરાંના સાંસા' (પૃષ્ઠ ૪૧) છે, તેથી ગાંધીજીએ પોતે વધારાનાં કપડાં ઉતારીને ઓછાં પહેરવા માંડ્યાં, કે પછી 'આપણા ગરમ દેશમાં એટલાં બધાં લૂગડાં લાદવાં એ જંગલીપણું છે' (પૃષ્ઠ ૫૨), એમ માનીને? આ બેમાં સાચી વાત કઈ? મોટે અક્ષરે છાપેલું આ પુસ્તક બાળભોગ્ય તો છે જ. એની આ પાંચમી આવૃત્તિનું પુનર્મુદ્રણ છે એ જ એની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. વાંચતાં આવડ્યું હોય એવે દરેકે દરેક બાળકે આ પુસ્તક વાંચવું ઘટે પ્રૌઢશિક્ષણ પામતા પ્રૌઢો પણ જરૂર વાંચે.

**૧૫. લોકમાતા** (ભારતની નદીઓ), (બીજી આવૃત્તિનું બીજું પુનર્મુદ્રણ): લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૧૦૪, બે ચિત્રો, કિંમત આઠ આના. ભારતની નદીઓનાં દર્શન કરીને લેખકને કેવી લાગણી જાગેલી તેનું આમાં સુંદર ચિત્ર છે. લેખક મહારાષ્ટ્રવાસી હોવા છતાં સુંદર ગુજરાતી ભાષા લખી શકે છે. પણ આટલા દિવસ સુધી ગુજરાતની જે નદીઓએ એમને અમૃતપાન કરાવ્યું છે, તેમણે એમના હૃદયમાં જરૂ ઊર્મિ જગાડી દેખાતી નથી. પ્રકૃતિભક્તોને નદીમાતા પ્રત્યે શ્રદ્ધાભક્તિ જગાડે એવું આ પુસ્તક છે.

ઉપરનાં ત્રણે પુસ્તકના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**૧૬. ભારતના સંતો** (મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળા પુષ્પ ૨જું): લેખક–રસૂલભાઈ મ. વહોરા; પ્રકાશક, પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા; પૃષ્ઠ ૮+૨૧૬, ૭ છબિ, કિંમત છૂટક બાર રૂપિયો, મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના ગ્રાહકો માટે સવા રૂપિયો. મરહૂમ મોતીભાઈની પુણ્યતિથિએ આ પુસ્તક તેમને સ્મરણાર્થે પ્રગટ થાય છે. તેમને જીવનચરિત્રો એટલે પક્ષપાત હતો એ વાત લક્ષમાં રાખી આ પુસ્તકમાં હિન્દના ૭ સંતોનાં

જીવનચરિત્રો આલેખ્યાં છે. (૧) ભક્ત નરસિંહ (૨) તુકારામ (૩) રામદાસ સ્વામી (૪) સંત તુલસીદાસ (૫) ચૈતન્ય મહાપ્રભુ અને (૬) સ્વામી વિવેકાનંદજી, એ છ સુપ્રસિદ્ધ સંતોનાં જીવનચિત્રો આ પુસ્તકમાં દોરવામાં આવ્યાં છે. શૈલી કિશોરોને રુચે એવી છે, એટલે કિશોરો અને બાળકો પણ આ પુસ્તક હોંસે હોંસે વાંચશે એ નિઃશંક છે. શ્રદ્ધાળુ ભક્તોએ ઉપજાવી કાઢેલી કથાઓને આધારે આ સંતોનાં જીવન મોટે ભાગે આ પુસ્તકમાં આપ્યાં છે, એમાં સ્વામી વિવેકાનંદ સિવાય બીજાં જીવનચિત્રોમાં ઐતિહાસિક તત્ત્વ ભાગ્યે જ છે. પરિણામ એ આવે કે વાંચનારની અંધશ્રદ્ધા પોષાય, બાકી એ સંતોના જીવનમાંથી સાચું શીખવાનું એને ભાગ્યે જ કંઇ મળે.

---

## પ્રસંગકથા

**'બા' ગયાં!**

પૂજ્ય કસ્તુરબા ગાંધીએ ગઇ શિવરાત્રીને દિવસે, તા. ૨૨ : ૨ : '૪૪ ને મંગળવારને દિવસે સાંજના ૭-૩૫ વાગ્યે પૂનાના આગાખાનના જેલમહેલમાં પોતાની ઐહિક જીવનલીલા સંકેલી લેઇ આ પાર્થિવ દેહ છોડયો. જોતજોતામાં આખા દેશનાં — અને પરદેશનાં પણ — તારયંત્રો એ દુઃખદ સમાચાર આપવા ઝણઝણી ઊઠયાં. એમનો જન્મ ઇ. સ. ૧૮૭૦માં થયો હતો અને ઇ. સ. ૧૮૮૨માં ૧૨ વર્ષની ઉમરે એમનું લગ્ન પૂ૦ ગાંધીજી સાથે થયું હતું. ગાંધીજીની ઉમર તે વારે ૧૩ વર્ષની હતી. આમ એમનું લગ્નજીવન આશરે ૬૧-૬૨ વર્ષ ચાલ્યું. એ બહુ ભણેલાં નહોતાં, પણ ગણેલાં બહુ હતાં. એમની સમજશક્તિ ઘણાં ભણેલામાં નથી હોતી, તેથી યે વધારે હતી. પૂ૦ ગાંધીજી જેવા સ્પર્શમણિથી એ કંચન જેવાં દીપી નીકળ્યાં. એમણે ધખાવેલી ધૂણીના પ્રચંડ તાપે એ તપ્યાં અને એ પ્રચંડ તપસ્યાએ એ દેશનાં જગદંબા બન્યાં. મહાત્માજીને સૌ રીતે અનુરૂપ થઇ એ જગદંબાએ દેશના સ્વાતંત્ર્યયજ્ઞમાં, સુખસામગ્રીનો સર્વથા ત્યાગ કરીને આત્મસમર્પણ કર્યું. દેશસેવામાં એમણે અનેક વખત જેલો પણ ભોગવી છે. છાયાની પેઠે એ સદાસર્વદા મહાત્માજી સાથે જ રહ્યાં, દૂધમાં સાકર ભળી જાય એમ એ મહાત્માજીના જીવનમાં ભળી ગયાં હતાં અને એકરૂપ થઇ ગયાં હતાં. મહાત્માજીએ પોતાની 'આત્મકથા'માં પણ તેમની પ્રશંસા કરી છે. તે તેમના પુત્રોનાં જ નહિ, પણ સમસ્ત દેશનાં 'બા' થઇ પડયાં હતાં. અને મહાત્માજી પોતાના જીવનમાં જે

લોકસેવા કરી રહ્યા છે, તે પણ 'બા'ના સંસર્ગથીજ કરી રહ્યા છે એમ પણ કેમ ન કહેવાય? એ પૂ૦ 'બા' ગયાં અને આજે દેશમાં સર્વત્ર શોક છવાઈ ગયો!

### એમની અંતિમ પળો અને અંતિમ વિધિ

પૂ૦ મહાત્માજીની સાથે 'બા' પણ જેલ ભોગવી રહ્યાં હતાં. સરકારને એ પણ કોમળ હૃદય નહોતું કે એમની માંદગીમાં પણ એ બંનેને જેલમાંથી મુક્ત કરે! આખરે બાનો ભોગ જેલમાંજ લેવાયો. એ કેટલાક વખતથી હૃદયરોગથી પિડાતાં હતાં. તેમની અંતિમ પળોમાં તેમની સમીપ મહાત્માજી, તેમના સૌથી મોટા પુત્ર હરિલાલ ગાંધી, સૌથી નાના પુત્ર દેવદાસ ગાંધી તથા પૂજ્ય બાની લાડકી પુત્રી—હરિલાલની પુત્રી અને બીજા એક સંબંધી બેન હતાં. પૂજ્ય ગાંધીજીએ બાનો હાથ પોતાના હાથમાં લીધો હતો અને એ એવી સુખદ સ્થિતિમાં ગયાં. દરેક હિંદુ સ્ત્રી પોતે સૌભાગ્યવતી દશામાં જાય તો પોતાને ભાગ્યશાળી માને. પૂ૦ બા એ દશામાં જઈ ભાગ્યશાળી થયાં. બીજે દિવસે સવારે ૧૦-૪૦ વાગ્યે એમના મૃત દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો. સરકારની પરવાનગીથી સોએક મિત્રો અને સંબંધીઓ તે પ્રસંગે હાજર હતા. તેમની અંતિમ ક્રિયા તેમના પુત્ર દેવદાસ ગાંધીએ કરી હતી. આગાખાનના જેલમહેલમાં, જ્યાં સદ્‌ગત મહાદેવભાઈને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો, તેની પાસેજ પૂ૦ 'બા'ની ચિતા કરવામાં આવી હતી. આખાયે વિધિ દરમ્યાન પૂ૦ ગાંધીજી હાજર હતા. મૃત દેહ ચિતા ઉપર ગોઠવાતો હતો ત્યારે એમનું હૃદય ભરાઈ આવ્યું હતું અને તેઓ પોતાની શાલથી આંખમાં ભરાઈ આવેલાં આંસુ ધીરેથી લૂંછતા દેખાતા હતા.

### 'બા' 'બાપુજી'ને અપંગ કરી ગયાં!

મહાત્માજીએ જીવનમાં ભાગ્યેજ આંસુ પાડ્યાં હશે, પણ એ ધીરોદાત્ત પુરુષની આંખમાંથી આજે આંસુ નિસરી પડ્યાં! અને કેમ ન નિસરે? એ ગમે એટલા ગંભીર અને ધીરોદાત્ત હશે, પણ માનવી તો છે ને? અને માનવહૃદય અમુક પ્રસંગે તો એવી ક્ષણોમાં ઉભરા અનુભવી શકે. હવે જીવનમાં એ સુના થઈ ગયા એ તો એમને લાગે જ ને? જોકે એમનું બાળલગ્ન હતું, છતાં આજનાં અનેક વેવલાં સ્નેહલગ્ન કરતાંય એમનું લગ્નજીવન વધારે સુખી અને કર્તવ્યપરાયણ બન્યું હતું. પૂજ્ય 'બા' પોતાના સ્નેહાળ સ્વભાવને લીધે પૂ૦ મહાત્માજીનાંજ નહિ, પણ આખા દેશનાં એ 'બા' થઈ પડ્યાં હતાં. પૂજ્ય મહાત્માજીની સંભાળ પણ બાના જેવીજ રાખતાં. આજ સુધી એ જે કંઈ

કરી શક્યા છે તે પણ તેમને જ પ્રતાપે. એમના એકે એક વિચારમાં અને આચારમાં પણ એ બાપુજીને અનુકૂળ રહેતાં. જે પુરુષે પોતાની વૃદ્ધાવસ્થા સુધી સ્નેહી સ્ત્રીનો સ્નેહ જોયો છે, તેના તરફથી જીવનની બધી સગવડો મળી છે, પોતાના સુખદુઃખમાં ભાગ ઉઠાવનારી અને ગૃહજીવનનો બધો ભાર પોતાને માથે ઉપાડી લેનારી સ્ત્રી સાથે જીવન ગાળ્યું છે, તેનો તે જીવનસાથી જતાં તે પોતે કેવો અપંગ થઇ જાય તે તો અનુભવી જ જાણે. પૂ. 'બા' જતાં આજે પૂ. મહાત્માજી એવા અપંગ થઇ ગયા છે. પણ એ તો મહાત્મા છે, સ્થિતપ્રજ્ઞ છે, સુખદુઃખને સમાન કરી જાણનારા છે, એટલે આ પ્રચંડ આઘાતને પણ એ હળવો કરી શકશે એટલું આપણને આશ્વાસન છે. આપણે માટે અને સ્ત્રીસમાજ માટે તો 'બા' પોતાનું ઉજ્જવળ દૃષ્ટાન્ત મૂકી ગયાં છે.

**એક સંસ્મરણ**

'બા'નું જીવનચરિત તો કોઇ તેમના સદા સાન્નિધ્યમાં રહેલો શિષ્ય જ લખી શકશે અને ત્યારે તે તેમાં તેમનાં અનેક પુણ્યસંસ્મરણો લખશે. મારે તેમના સાન્નિધ્યમાં રહેવાનું સદ્ભાગ્ય નથી સાંપડ્યું. પણ તેમના સંબંધમાંનો એક પ્રસંગ, તેમના નામ સાથે સદા મનમાં તરી આવે છે. ઇ. સ. ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામની જેલમાંથી છૂટ્યા પછી આ પરદેશી અંગ્રેજ સરકારે મને જ પરદેશી ઠરાવી મારા અનેક વર્ષોના નિવાસસ્થાન આણંદમાં ન રહેવા દેતાં મારા કાયમના વતન વડોદરા રાજ્યમાં આવેલા સોજીત્રા ગામે ખોસી દીધો અને ત્યાંથી અંગ્રેજી હદમાં ન પેસવા હુકમ કર્યો. મારું કુટુંબ તો આણંદમાં રહેતું, એટલે હું સોજીત્રે એકલો રહેતો. ખેડા જિલ્લા મહાસભા સમિતિની ઓફિસ પણ તે વેળાએ સોજીત્રામાં હતી, એટલે હું સમિતિમાં કામ કરતો, પણ જાહેર ફંડના પૈસાથી ત્યાં ચાલતા રસોડામાં ન જમવાના હેતુથી રોજ આણંદથી ભાખરી ને શાક મંગાવતો અને ઘેર દૂધ લેઇને ખાતો. સમિતિથી રોજ એક માણસ સમિતિને કામે આણંદ જતો, દશ વાગ્યાની પાછી વળતી ગાડીમાં મારે ઘેરથી રોટલી ને શાક લેઇ આવતો અને મને આપતો.

**'બા'ને એ ના ગમ્યું**

તેવામાં 'બા'ને એક દિવસ આવવાનો પ્રસંગ પડ્યો. ત્યારે આણંદ આવ્યાં અને ત્યાં મારે ઘેર રાત રહ્યાં. સવારમાં જ મારા ઘરનાં માણસ ઉતાવળે એમની સેવામાંથી પરવારીને મારે માટે ભાખરી ને શાક બનાવવાના ધમાલમાં પડ્યાં. 'બા'એ એનું કારણ પૂછ્યું, એટલે મારાં પત્નીએ બધી વાત એમને નિર્દોષ ભાવે કરી દીધી. 'બા'એ સહૃદય ભાવે કહ્યું: "એ તો ઠીક નહિ." બીજે દિવસે એમને સોજીત્રે આવવાનું થયું. ત્યાં તેમણે મને એ વાત

પૂછી અને મેં પણ હા પાડી. એમણે કારણ પૂછ્યું. મેં જણાવ્યું કે "અહીં સમિતિનું રસોડું જાહેર ફંડના પૈસાથી ચાલે છે, એટલે ત્યાં જમવું ઠીક લાગતું નથી. માટે આ પ્રકારે બંદોબસ્ત કર્યો છે." એમણે તુરત ઉત્તર આપ્યો: "પણ એથી આણંદમાં તમારા કુટુંબને કેટલી ધમાલ કરવી પડે છે તે જાણો છો? અને તમે તો સમિતિમાં કામ કરીને લોકસેવા જ કરો છો, એટલે રસોડે જમવામાં દોષ નથી અને જરૂર પડ્યે કુટુંબના નિભાવ માટે પગાર પણ લેવાની ગાંધીજીએ તો સૂચના કરી છે" આમ કહીને મને બોલતો બંધ કરી દીધો. અને હવેથી સમિતિને રસોડે જ જમવાનો આગ્રહ કર્યો. મારે એમના સ્નેહભર્યા આગ્રહને વશ થવું પડયું અને ત્યારથી એ રસોડે જમવા માંડયું. અને 'બા'એ પણ બીજે દિવસે આણંદ જઇ એ હકીકત કહી હવે પછીથી એ ધમાલ છોડી દેવા સૂચના કરી. કેટલું સ્નેહાળ એ હૃદય!

'બા'નું દેશવ્યાપી સ્મારક

અને 'બા'નો આવો સ્નેહ કોણે નહિ અનુભવ્યો હોય? સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં રહેતાં સૌ કોઇને એ સ્નેહે નવરાવી તરબોળ કરતાં. ત્યાંના રસોડામાં પણ એ કામે લાગેલાં જ હોય અને સૌને જમાડીને જ પોતે જમે. એમના સ્નેહને અને એમની સેવાને અનુરૂપ સમસ્ત દેશવ્યાપી એમનું સ્મારક થવું જોઇએ, એમ એમનું અવસાન થતાં જ દેશના આગેવાનોને યથાર્થ રીતે જ લાગી આવ્યું. પંડિત મદનમોહન માલવીઆની આગેવાની હેઠળ અનેક આગેવાનોએ પ્રજાજનોને વિનંતી કરી છે કે એક મોટું સ્મારક ફંડ ઊભું કરવું અને એમ એકઠું કરેલું ૭૫ લાખ રૂપિયાનું ફંડ આવતા ઑક્ટોબરમાં પૂ૦ મહાત્માજીને ૭૫ વર્ષ પૂરાં થશે, ત્યારે તે પ્રસંગે મહાત્માજીના હાથમાં મૂકવું. તે પ્રસંગે એ છૂટયા હશે તો એ સ્મારક સમિતિના પ્રમુખ થશે. ઠક્કરબાપા એ રકમ એકઠી કરવાની સમિતિમાં મંત્રી તરીકે અને બીજા બારેક નેતાઓ તે સમિતિમાં ટ્રસ્ટીઓ તરીકે નિમાયા પણ છે. પ્રાન્તોમાં તથા દેશી રાજ્યોમાં એ માટે સમિતિઓ રચાશે. 'બા'ની સેવાને અનુકૂળ એ ફંડનો ઉપયોગ થશે. એ જગદંબાનું સ્મારક આવું જ હોય. હવે તુરતજ એ ૭૫ લાખ રૂપિયા આપણો દેશ એકઠા કરી દેશે એમાં જરાએ શંકા નથી. સમસ્ત હિંદુસ્થાનનાં સૌ ભાઇબેન, તુમ્બી ભરદો બાબા તુમ્બી ભરદો!

"મોટાં ઘરોમાં"

"પાળજ, તા. ૨૫. અત્રેના એક ગૃહસ્થે પોતાની પુત્રીનાં લગ્ન આણંદના એક ખાનદાન મનાતા ઘરમાં દશેક માસ પહેલાં કર્યાં હતાં. 'મોટું ઘર' જાણીને કન્યાને બાપે વરપક્ષને સારી પરઠણ અને દાગીના પણ આપેલા.

પરણીને પતિગૃહે ગઈ અને તરત જ સાસુશ્રીએ કન્યાના પિતા પાસે વધુ પૈસાની માગણી કરી અને ૭ માસ સુધી તે છોકરીને ત્રાસ આપ્યા પછી પહેરેલે લૂગડે તેને પિયેર કાઢી મૂકી. બાદ તાજેતરમાં કન્યાનો પતિ બિમાર પડતાં તેની સેવાનો લાભ પણ આ કમભાગી બાળાને ન અપાયો અને પતિનું મૃત્યુ થતાં તેને વૈધવ્ય દશામાં એક ઓરડામાં પૂરી રાખવામાં આવી. કાલે આવેલાં તેનાં માતાપિતાએ પરિસ્થિતિ જાણી અને બંને પક્ષો વચ્ચે ખૂબ ખેંચતાણ પછી કન્યાને તેનાં માતાપિતા લેઈ ગયાં. આ બનાવે ખૂબ જ ચકચાર જગાવી છે. 'મોટાં ઘરો'માં દીકરી દેવાના મોહમાં પડનારાં માતાપિતાઓએ આ બનાવ ધ્યાનમાં લેવા ઘટે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૭:૨:'૪૪). ત્યાર પછી તે વિષે એક કાગળ મળ્યો છે, તે ઉપરથી અને અહીં ગામમાં તપાસ કરતાં જણાય છે કે મરનાર ભાઈનું નામ નટવરલાલ હતું અને તેમના પિતા ભાઈ અંબાલાલ બાપુજીભાઈ પટેલ બોરસદમાં વકીલાત કરતા હતા. કુળવાનોએ ખૂબ સમજવું ઘટે કે આવી ખાનદાનીથી પોતે કુળવાન નથી થયા. આવી જ નીતિરીતિ ચાલુ રાખશે તો પોતાનું કુળવાનપણું આખરે રોળાવાનું છે. કુળવાનોને ઘેર પોતાની કન્યા આપતા પહેલાં કન્યા આપનાર લોકોએ પણ સો ગળણે ગાળીને પાણી પીવું ઘટે, કુળના મોહમાં ગમે ત્યાં આંધળિયાં ન કરવાં ઘટે. હવે બિચારી એ વિધવા થનાર બેનની શી અવદશા!

### પહેરામણી વિરુદ્ધ કાયદો

ગુજરાતના પાટીદારોમાં અને અનાવિલોમાં પહેરામણી (પરઠણ અથવા આંકડો) લેવાનો ભયંકર રિવાજ છે, તેવો જ રિવાજ સિંધના આમીલોમાં પણ છે. વરના પિતાને એ પહેરામણીની ભારે રકમો અને દાગીના આપવા પડતા હોવાથી કન્યાના પિતા ખુવાર થઈ જાય છે, તેમની આખા જન્મારાની કમાઈ તેમાં ધોવાઈ જાય છે અને ઘણીક વાર તો તે દેવામાં ડૂબી જાય છે. એ રિવાજ સદંતર બંધ કરવાની જરૂર છે, પણ આપણી નાતોમાં જોઈએ તો એમ કરવાની શક્તિ રહી નથી, જોઈએ તો આગેવાનોને એ રૂઢિ લાભજનક થઈ પડવાથી એ એવા નિષ્ઠુર બની ગયા છે કે તેમને નાતના ગરીબોના દુઃખની પરવા નથી અને નથી તેઓ એ રિવાજ સામે આંખમીંચામણાં કર્યા કરે છે. પણ સિંધની સરકારે એ સામે એક કાયદો પસાર કર્યો છે: "પહેરામણી સ્વીકારવી એને ગુનો ઠરાવનો એક નવો કાનૂન સિંધમાં પસાર થયો છે. આ ધારા અનુસાર લગ્ન થયા પહેલાં ત્રણ વર્ષ કે લગ્ન પછીનાં ત્રણ વર્ષોમાં કન્યાપક્ષ તરફથી બેટસોગાદ સ્વીકારી હોય તો તે ગુનો ઠરશે. પહેરામણી

આપવી તે ગુનો નથી, કારણ કે તે કદાચ દયાળુવશ હોય છે" ('પ્રજાબંધુ,' તા. ૦૨ : ૩ : '૪૪). આપણા લોક એવા જડ થઈ ગયા છે કે પોતે સીધે રસ્તે ચાલતા નથી, પણ સરકારી કાયદાને ડફણે પશુની પેઠે હંકાય છે. આપણા ગુજરાતમાં પણ આવો કાયદો થવાની બહુ જ જરૂર છે. આવા યુદ્ધના સંકટ-સમયમાં તો નાતના આગેવાનોને – ફુલાવાનોને – નાખુશ કરવાનું દિલ અંગ્રેજ સરકારને ના થાય, પણ સમાજહિતના કાયદા કરવામાં અગ્રેસર ચાલનાર ગાયકવાડ સરકાર આવો કાયદો કરે એ બહુ જ ઇષ્ટ છે.

"ચાલો મણુંદ–શ્રી અંબાદર્શને

"મણુંદ ગામે એક બાળાને દર્શન આપી જગદંબાની વાઘસ્વારી સાથે અખંડ મૂર્તિ પ્રગટ થઈ છે, જેની પ્રતિષ્ઠાનો મહોત્સવ ફાગણ સુદિ ૨થી ૫ સુધી છે. તો સૌ કોઈ ધર્મપ્રેમી ભાઈબેન આ અમૂલ્ય તકનો લાભ લેઈ અવશ્ય દર્શને પધારે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૩ : ૨ : '૪૪). આપણા લોકો હજી કેટલા અંધશ્રદ્ધાળુ છે તેનું આ એક સુંદર ઉદાહરણ! આવા સુધરેલા ગણાતા જમાનામાં પણ આવી વાઘસ્વારીનાં દર્શન થાય છે એમ મનાવનાર લોક પડ્યા છે. અને એવું માનનારા લોક પણ પડ્યા છે, માટે જ એવું મનાવનાર લોક નીકળે છે ને! અને એ પ્રતિષ્ઠાપ્રસંગે એવા અંધશ્રદ્ધાળુ લોક ત્યાં દર્શન કરવા અને પરિણામે ભેટ ધરાવવા જાય એટલે એ ઉપાસણ કરનારા ઠીક ખાટી શકે! ભાઈઓ, એવી અંધશ્રદ્ધા છોડો અને જ્ઞાનપ્રકાશમાં આવો તો જ આપણા ધર્મની અને આપણી ઉન્નતિ છે. ના, તે વિના બીજો માર્ગ નથી!

'વધારે અનાજ પકવો'

દેશનું અનાજ પરદેશ ચડાવીને અને દેશમાં પરદેશી લશ્કરોને ખવરાવી સરકારે દેશમાં દુષ્કાળ પાડ્યો અને હવે ખેડૂતોને ઉપદેશ કરે છે કે 'વધારે અનાજ પકવો.' અંગ્રેજ સરકારે આ દેશ ઉપરના બસો વર્ષના રાજ્યકાળમાં દેશની ખેતીની ઉન્નતિ કરવાનાં ખાસ પગલાં લીધાં નથી, તેને પરિણામે આપણા પાક બીજા દેશોથી ગરીબ જ રહ્યા છે. બીજા દેશોમાં દર એકરે પાકના રતલ સાથે આપણા દેશના પાકની સરખામણી નીચે આપી છે:

| દેશ : | ઘઉં | જવ | ચોખા | મકાઈ |
|---|---|---|---|---|
| ઇટાલી | ૧૨૫૦ | ૬૧૦ | ૪૧૮૦ | ૧૮૭૦ |
| જાપાન | ૧૭૫૦ | ૧૮૫૦ | ૩૧૭૦ | ૧૩૦૦ |
| ગ્રેટ બ્રિટન | ૨૨૩૦ | ૧૫૨૦ | | |
| યુ. સ્ટે. | ૮૦૦ | ૮૫૦ | ૨૧૪૦ | ૧૧૬૦ |
| હિન્દ | ૬૨૮ | ૬૨૦ | ૮૭૦ | ૭૧૦ |

હિંદ સૌ દેશોની પાછળ!

## સરકાર વ્યવસ્થા કરશે?

હિંદની વસતિને દરેક જણદીઠ રોજ એક રતલ અનાજ ખાવા જોઈએ એમ ગણીએ, તોપણ દેશને વર્ષે દહાડે સાડા ૭ કરોડ ટન અનાજ જોઈએ. તેમાંનું વીસ લાખ ટન અનાજ બહારથી લાવવું પડે છે, છતાં યે કેટલાય લોક ભૂખ્યા રહે છે. બધા લોકને પૂરો આહાર આપવો હોય તો અત્યારના કરતાં એક કરોડ ટન વધારે અનાજ પકવવું જોઈએ અથવા બહારથી લાવવું જોઈએ. એટલા માટે ન ખેડાતી જમીનને ખેડવાની, કસવાળાં ખાતરોથી પાકનું ઉત્પાદન વધારવાની અને અનાજની જાત સુધારવાની વ્યવસ્થા કરવી એ મુખ્ય ઉપાય છે. એ જ રીતે માથા દીઠ રોજનું પાશેર દૂધ અને એક તોલો ઘી ગણીએ, તો હિંદને રોજના ૨૫ કરોડ મણ દૂધની અને ઘીની જરૂર છે. એટલું દૂધ પણ દેશમાં પેદા થતું નથી માટે દેશમાં દુધાળાં ઢોર વધારવાની અને તેમની જાત સુધારવાની પણ એટલી જ જરૂર છે. 'વધારે અનાજ પકવો' એવો ઉપદેશ આપવા સાથે સરકાર ઉપરનાં પગલાં લેશે?

## રેલ્વે મુસાફરોની ભયંકર હાડમારી

યુરોપના અન-ક્રિશ્ચિયન વિગ્રહને કારણે સરકારે હિંદુસ્થાનમાં પણ સંકટ ઊભું કર્યું છે. અનેક વસ્તુઓની પેઠે રેલ્વે ગાડીઓ ઉપર પણ અંકુશ મૂક્યો છે અને મુસાફરી ગાડીઓની સંખ્યામાં અનેકનો ઘટાડો કરી નાખ્યો છે. આથી રેલ્વે ગાડીઓમાં એટલી બધી ભીડ થાય છે કે તેમાં મુસાફરી કરવી એ પણ અનેક પ્રસંગે જીવનમરણનો સવાલ થઇ પડે છે. અસહ્ય ભીડને લીધે કેટલાક વખત ઉપર મુંબઇ સેન્ટ્રલ સ્ટેશન નજીક લોકલની ભીડને લીધે મુસાફરોને પ્રાણઘાતક અકસ્માત નડ્યાના સમાચાર પ્રકટ થયા હતા. અને તે પહેલાં ભરૂચ-અમદાવાદ વચ્ચે એવા જ એકેક બનાવ બન્યાના સમાચાર પણ પ્રકટ થયા હતા. અસહ્ય ભીડને લીધે અને જગ્યાને અભાવે ઘણાક મુસાફરો ડબ્બા બહાર પાટીઆ ઉપર ટીંગાઇ મુસાફરી કરે છે. જીવને જોખમે કંઇ શોખને ખાતર તો તેઓ આવી ભયંકર મુસાફરી કરતા ન જ હોય. હિંદીઓ પણ માણસ તો છે જ, તેમને આમ ઘેટાંબકરાંની પેઠે રેલ્વે ડબ્બામાં ભરીને મુસાફરી કરાવવી એમાં સરકાર પોતાની ફરજ અદા થઈ ગઇ એમ માનતી હોય તો એની તે ભૂલ છે. અનાજ, કાપડ, અને જીવનની બીજી જરૂરી વસ્તુઓની હાડમારી સાથે રેલ્વેની પણ આવી હાડમારીથી લોકનાં દિલ સરકારથી ઊંચાં થતાં જાય છે એ એણે જાણવું જોઇએ. અને તે બધી

વસ્તુઓની સાથે, રેલ્વે ગાડીઓ થોડીક વધારે દોડાવી તેની પણ સરળતા કરી આપવી એમાંજ રાજાપ્રજાનું હિત છે. તેને બદલે અને રેલ્વેમાં બીજી સગવડ કરી આપવાને બદલે તેને તો રેલ્વેનું ભાડું વધારીને સવાયું કરી નાખવાનું સૂઝ્યું છે! હા પરદેશી સરકાર!

## સુધારો

ગયા અંકમાં પૃષ્ઠ ૧૩૯થી ભાઇ શંકરભાઇ સો. પટેલનો લેખ 'ઇતિહાસની દૃષ્ટિએ ગુજરાતના પાટીદારો' વિષે લેખ છપાયો છે. તેમાં પૃષ્ઠ ૧૪૪ ઉપર એ ભાઇ જણાવે છે કે "એ સંબંધે નડિયાદના વતની તથા જૂનાગઢના વહીવટદાર શ્રી. હિમાભાઇ અજુભાઇએ નીચે પ્રમાણે નિવેદન કરેલું છે." એ સંબંધે આરસોડિયા(ઇડર સ્ટેટ)થી ભાઇ જશભાઇ નારાયણભાઇ અમીન જણાવે છે કે "અમીન હિમાભાઇ અજુભાઇ જેઓ જૂનાગઢમાં વહીવટદાર હતા તેઓ મારા દાદાજી હતા અને તેઓ નડિયાદના નહિ, પણ મહુધાના વતની હતા."

---

અને વિભક્ત કુટુંબની શરૂઆત થઈ. વૃદ્ધ પાલકની દ્રષ્ટિ નવા જમાના પ્રવાહોમાં ને વિચારસમળોમાં દૂર સુધી પહોંચી શકી નહિ અને યુવાનોએ જમાનાના જુસ્સા સાથે વહેવાની તૈયારી કરી. જેમ જેમ યાન્ત્રિક સંસ્કૃતિ આગળ વધતી ગઈ તેમ તેમ સંયુક્ત કુટુંબની પડતીના નગારાં વાગતાં ગયાં. માણસનામાં 'સ્વતંત્રતાની, ભ્રાતૃતાની, ને સમાનતાની' ભાવનાઓ જાગી અને તે પોતાની શકિત અનુસાર પોતાની જિંદગી ઘડવા લલચાયો. યાન્ત્રિક જગતે ઉપજાવી કાઢેલા સુખસાધનો પામવાની તેનામાં સ્વાર્થ બુદ્ધિ પણ વધી ને તે પોતાનેજ માટે વિલાસી જિંદગી ગાળવા પ્રેરાયો. વિભક્ત કુટુંબનાં આમ મંડાણ મંડાયાં.

તટસ્થ રીતે વિચારતાં લાગે છે કે વિભક્ત કુટુંબ કરતાં સંયુક્ત કુટુંબ એક આદર્શ તરીકે ઘણું અંશે આર્થિક, સામાજિક અને નૈતિક બાબતમાં આગળ પડતું ને લાભદાયક છે. માણસ સ્વાર્થત્યાગી થઈ પોતાનાં ભાઈભાંડુ સાથે ચડતીપડતીમાં ને સુખદુઃખમાં સહાયક બની જે નૈતિક ઉચ્ચતા સંયુક્ત કુટુંબમાં તે મેળવે અને કેળવે છે તે કક્ષા વિભક્ત કુટુંબમાં પામવી ઘણી અઘરી છે, બલ્કે નથી જ પમાતી. આ ઉપરાંત સંયુક્ત-કુટુંબમાં મર્યાદા, આત્મસંયમ, નમ્રતા ને મોટાં તરફ માનદષ્ટિ જેવા સદ્‌ગુણો કેળવાય છે ને વિકાસ પામે છે. નૈતિક ઉચ્ચતાનાં શિખરો તો સંયુક્ત કુટુંબને જ સુલભ્ય છે.

સંયુક્ત કુટુંબવાળા દેશને નથી જરૂર હોતી ગરીબને અને અપંગને લગતા કાયદાઓની, વૃદ્ધોને મળતાં વર્ષાસનોની, કે વિધવાને તથા અનાથોને માટે ચાલતા આશ્રમોની. પ્રભુએ અર્પેલ શક્તિ અને ભાગ્ય અનુસાર સર્વ સર્વેને માટે કામ કરે છે અને સર્વેને ઓછામાં ઓછું જીવનસાધન મળી રહે છે. આમ કોઈને માટે ઘણું સદ્‌ભાગ્ય ને કોઈને માટે કેવળ દુર્ભાગ્ય, એવી સ્થિતિ આવી જાય તે સ્થિતિ સંયુક્ત કુટુંબ ટાળે છે. ગરીબ તવંગરના એ નોખા વિરોધી અખાડાઓ ન જામે તે માટે સંયુક્ત કુટુંબ થોડે અંશે પણ જવાબદાર તો છે જ. કુટુંબના દરેક માણસને આવશ્યક એવા જીવન-નિર્વાહની ચિંતાથી મુક્ત કરી દરેક માણસને પોતાની મનરુચી રીતે જુદાં જુદાં કેન્દ્રો તરફ તેનું લક્ષ આપવા દેઈ સંયુક્ત કુટુંબ જુદાં જુદાં ક્ષેત્રોમાં પ્રગતિ કરવા પ્રેરી શકે છે. કોઈ લલિતકળામાં પારંગત થાય તો કોઈ સંગીતમાં, નૃત્યમાં કે ચિત્રમાં પોતાનો ફાળો આપે. આમ પૈસા ન મળતા હોય એવા કલાક્ષેત્રમાં સંયુક્ત કુટુંબના મનુષ્યો નિશ્ચિંત રીતે રસ લેઈ ગર્ણી સંસ્કૃતિની પ્રગતિમાં ઘણો ફાળો આપી શકે છે.

સંયુક્ત કુટુંબમાં નાના છોકરાથી માંડી વૃદ્ધ માણસ સુધીનાં સૌ, બધાં ન

કામો સફળ રીતે કરી શકે છે. દરેક દરેક માણસની આવડત બાબત પૂરું ધ્યાન દઈ, કામ સોંપી, દરેક માણસની પૂરી તાકાત ને આવડત પ્રમાણે તેનું કામ કુટુંબને લાભદાયી થઈ પડે તેવા કામવિભાગની ( Division of Labour) તેમાં પૂરી શકવતા હોય છે. કુટુંબનો ઘણો વખત આમ બચે છે. વળી એક જ રસોડું, સામાન તથા મકાન હોવાથી ઘણો જ આર્થિક લાભ સંયુક્ત કુટુંબમાં થાય છે, જે વિભક્ત કુટુંબનાં થોડાં માણસો ને જુદાં જુદાં મકાનોની ને રસોઈની પ્રથાથી શક્ય નથી. ખેતીના વખતમાં મજૂરોની હાડમારી હોય ત્યારે સંયુક્ત કુટુંબનાં નાનાંથી માંડી મોટાં માણસો સર્વ રીતે ઘણાં જ મદદગાર થઈ પડે છે. સંયુક્ત કુટુંબમાં જમીનના નાના નાના ને છૂટાછવાયા ટુકડા દરેકને ન અપાતાં સંયુક્ત ખેતી થાય છે ને તેથી તેવા જમીનના ટુકડાઓથી ઉપજતા આર્થિક ગેરલાભ અને મુશ્કેલીઓ ઓછી થાય છે. સંયુક્ત કુટુંબમાં ખેતી ઉપરાંત બીજા નાના નાના ધંધાઓ કરવાની પણ ઘણી શકયતા નજરે પડે છે જે વિભક્ત કુટુંબના નાના વાડાઓમાં શક્ય નથી.

સંયુક્ત કુટુંબના ગુણ ગાતાં ગાતાં તેમાંથી હાલ નવા ઉપજેલા ખરાબ અંશો તરફ દુર્લક્ષ કરી, વિભક્ત કુટુંબના સારા અંશો તરફ બેદરકાર તો ન જ રહી શકાય. માણસસ્વભાવ છે કે તે પોતાના પ્રયત્નના બદલા માટે પોતાને મળતા લાભ તરફ દૃષ્ટિ નાખે અને તે પ્રમાણે પોતે આગળ ધપવા પ્રયત્ન કરે. જો પોતાની મહેનતનો બધો લાભ પોતાને મળવાનો ન હોય તો, તે પોતે આગળ ધપવાના પ્રયત્નોમાં રસ લેશે નહિ, એ માનસશાસ્ત્રનું સત્ય છે. વિભક્ત કુટુંબમાં આગળ વધવાની ને પોતાનું જ ભવિષ્ય સુંદર ચિતરવાની જે તમન્ના ને શક્તિ મનુષ્યમાં દેખાય છે તે તમન્ના ને શક્તિ સંયુક્ત કુટુંબમાં મળી આવતી નથી જિંદગીની બધી આવશ્યક હેતુઓ માટે નિશ્ચિંત બની આળસુ જીવન ગાળવાની ટેવ ઘણાં સંયુક્ત કુટુંબમાં માલૂમ પડે છે વિભક્ત કુટુંબમાં જે નવલોહી, નવઉત્સાહ, તથા પરાક્રમ અને અણખેડેલ સાહસવૃત્તિ જન્મે છે તે સંસ્કૃતિને જૂના પુરાણા ચીલામાંથી કાઢી નવલ પથ ઉપર પ્રસરવા પ્રેરે છે.

સંયુક્ત કુટુંબમાં માણસ પોતે કમાએલી રકમ પોતાની કોઈ ઉચ્ચ અભિલાષાનાં કે આર્થિક પ્રગતિનાં નવા નવાં સાધનોમાં રોકી શકતો નથી અને આથી દેશને આર્થિક ગેરલાભ થાય છે. એકત્રિત મૂડી એ આજના જમાનાના આર્થિક તંત્રમાં એક આવશ્યક જરૂરિયાત છે, જે વિભક્ત કુટુંબમાં મળી

આવવાની ઘણી શક્યતા છે. સંયુક્ત કુટુંબમાં વધુ કમાઈ લાવવાની તમન્ના જાગતી નથી ને પૈસાની રકમ બધાંય વચ્ચે વહેંચાતાં માણસને અદેખાઈ આવે છે ને બીજાને પણ ઓછા પ્રયત્નો કરવા તરફ પ્રેરાય છે. વળી વિભક્ત કુટુંબના માણસો જ્યાં આર્થિક લાભ વધારે થાય અને જ્યાં પોતાના કામ બદલ વધુ પૈસા મળે–ભલે તે પછી દૂર કોઈ દેશ હોય કે વનવગડો હોય–ત્યાં જલદીથી જવા તત્પર થઈ શકે છે, જે સંયુક્ત કુટુંબની 'બેઠા ખાઉ' (Stay-at-home) વૃત્તિમાં બનવું મુશ્કેલ છે. પરદેશગમનથી અને પર્યટનથી થતા લાભો વિભક્ત કુટુંબ જરૂર લેઈ શકે છે.

'ઝાઝા મળ્યાં ને ખાવા ટળ્યાં' એ વાક્ય સંયુક્ત કુટુંબનો ચાર્ટુંજ બંધબેસતું આવી જાય છે. ઘણાં માણસોનો શંભુમેળો એક ઘરમાં થવાથી વાસણો તો ખખડે જ. સામુવહુની ને નણંદભોજાઈના તકરારો, ખટપટો ને ચાડીચુગલી સંયુક્ત કુટુંબના સ્વર્ગદુર્ગમાં ગાબડાં પાડી દે છે એ હાલ આપણે નજરોનજર ઘણાં કુટુંબોમાં જોઈએ છીએ. સંયુક્ત કુટુંબમાં કૂવે પડવાના, બળી મરવાના, અરે ખાણી મૂકવાના ઘણા કિસ્સાઓ રોજબરોજ બનતાં જાય છે. એ સંયુક્ત કુટુંબમાં વધતા જતા સડાની બારાશીશી છે. આમ જે સ્વર્ગીય આનંદ સંયુક્ત કુટુંબમાં પ્રવર્તતો ને આજ વેડફાઈ ગયો છે તે તેની જગ્યા ઝઘડા, ચાડી ખાતા, છૂપી તપાસ રાખતા કોઈ અજબ કારાગૃહે લીધી છે; તે જેલરૂપ બની રહ્યું છે.

સંયુક્ત કુટુંબ સારું કે વિભક્ત કુટુંબ સારું. તે બાબતનો છેવટનો નિર્ણય કરતાં માનવજાતિએ કરેલી પ્રગતિ ને તે અનુસાર તેની ચારે બાજુ પ્રવર્તેલા વાતાવરણ તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ. સંયુક્ત કુટુંબમાં માણસ વડીલની જ જૂની ને જૂના જમાનાની ઘડાએલ બુદ્ધિ અનુસાર વર્તે છે. નવા જમાનાને ઓળખવા શકવાની શક્તિ, વૃદ્ધબુદ્ધિમાં ઘણી ઓછી હોઈ જૂની આંખે નવા ગબ્બા સફળ રીતે ચલાવી શકતી નથી. સંસ્કૃતિની ને સમાજની પ્રગતિની દોટ સાથે તે વૃદ્ધબુદ્ધિ દોટ કરી શકતી નથી. અને તેની પાછળ તે ઘસડાય છે. ને આમ પ્રગતિપંથમાં કંટકરૂપ બની રહે છે.

ચારે બાજુ પ્રગતિનાદ ગાજે છે; ક્રાન્તિની ચિનગારીઓ બળે છે; જૂના બંધો તૂટે છે; નવાં રાષ્ટ્રો સર્જાય છે; નવી પ્રજા પાકે છે; નવાં યંત્રો શોધાય છે; નવા રંગો દૃષ્ટિગોચર થાય છે. સમાજ પ્રસૂતિકાળમાંથી પસાર થઈ નવસર્જનના શ્વાસ (!) લેઈ રહ્યો છે, જુદા જુદા વાદોથી દુનિયા ભરાઈ ચૂકી છે, મનુષ્યસ્વતંત્રતાની દૃષ્ટિએ પલટો લીધો છે. સંયુક્ત કુટુંબનું

જમખું, શું આમાં ટકી શકે? સંયુક્ત કુટુંબમાં જે સ્વર્ગકલ્પના કરાતી તે માત્ર કલ્પનાનું જ સ્વર્ગ બની ગયું છે. અને મનુષ્યસ્વતંત્રતાને લગતા કાયદા-કાનુનો, વાહનવ્યવહારની પ્રગતિ, જૂના નાના કૌટુંબિક ધંધાનો નાશ, અને ખેતી કરતાં યાંત્રિક પ્રગતિ પર મુકાતા વધુ ભારથી વિભક્ત કુટુંબ એ ચાલુ જમાનાનું એક અંગ થઇ પડેલ છે. જે પુરાણી મિરાશ ને સ્વાર્થત્યાગવૃત્તિ સંયુક્ત કુટુંબમાં કેળવાએલી હતી તે આ જમાનામાં સ્વપ્નવત્ બની ગએલ છે. નવા જમાનામાં તેને યોગ્ય સ્થાન આપવા માટે ઉચ્ચ માનસિકતા દરેકમાં કેળવવાની જરૂર થઇ પડે છે. અને આ માનસિક પલટો આ જમાનામાં લાવવો તે ઘણું જ કઠિન કામ છે. વિભક્ત કુટુંબ જ નવા જમાનાની જીવન-પ્રણાલ થઇ પડેલ છે.

તો સંયુક્ત કુટુંબનું ભાવિ શું? સંયુક્ત કુટુંબમાં આવશ્યક ફેરફાર કરી તેને નવા જમાનાને અનુકૂળ કરવાનો જો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવામાં આવે તો તેમ બનવું અશક્ય લાગતું નથી. વાનપ્રસ્થાશ્રમ જે જૂના જમાનામાં પ્રચલિત હતો તેને તેનું યોગ્ય સ્થાન આપવાથી નવપ્રવાહોને કૌટુંબિક જિંદગીમાં યોગ્ય સ્થાન શું ન મળી રહે?

દૂર દૂર એક દીવો પ્રકાશે છે, જે સંયુક્ત કુટુંબને પાછો પોતાની પહેલાંની જગ્યા ઉપર લાવી દેશે, એવી આપણને ઝાંખી કરાવે છે. તે દીવો તે રશિયામાં સ્થપાએલો 'સમાજવાદ' સંસ્કૃતિ જો તે દિશામાં સર્વત્ર પ્રવર્તે તો સંયુક્ત કુટુંબની જાહોજલાલી ને તેના ઉચ્ચ ગુણો પાછા સ્થપાય. સંયુક્ત કુટુંબનું ભાવિ ઊજળું દિસે છે.

નાર (આણંદ થઇને) મંગળાબેન પટેલ

---

## બૉમ્બ ફૂટ્યો

બૉમ્બ ફૂટતાં ધડાકો થાય તેમ અરવિંદનો પત્ર વાંચતાં લક્ષ્મીદાસ બરાડી ઊઠ્યા: "જો, આ તારો છોકરો લખે છે તે!"

હજુ પુત્ર જવાબ લખે તોપણ આવતી કાલે અરવિંદનો જવાબ આવે એવી પ્રથમથી જ ગણત્રી કરી બેઠેલાં રતનબા અંદર રહ્યાં રહ્યાં જ બોલ્યાં: "આજ કેવી રીતે જવાબ આવ્યો?"

"એની ક્યાં મોંકણ છે!" ગુસ્સામાં ને ગુસ્સામાં એમણે કહ્યું: "આ તો ભાઇએ, જાણે આપણે મરી પરવાર્યાં હોઇએ તેમ, પોતાની મેળે વિવાહ ગોઠવી દીધો."

હોય તો છૂટ છે."

"બીજું કંઈ નથી લખતો!"

"લખે છે ને! જો આપણી સાહેબ હોય તેમ નોટીસ આપે છે."

"નોટીસ શાની?" રતનબા 'નોટીસ' શબ્દથી ભડકતાં બોલી ઊઠ્યાં

"એને પરણું ચઢી ગયું છે એટલે પંદર કરતાં વધારે દિવસ વેઠાય તેમ નથી. એટલી મુદતમાં આપણે કંઈ નહિ લખીએ તો ભાઈ આપણી સંમતિ માની લેઇ વિવાહ નક્કી કરી નાખશે." લક્ષ્મીદાસ કટાક્ષ કરી બોલ્યા.

પત્રનો પૂરેપૂરો ભાવાર્થ સાંભળી રતનબાએ નિરાંતનો શ્વાસ લેતાં કહ્યું: "ત્યારે હજુ એમાં શાં વડીયાપાંડ વઢી ગયાં છે?"

અકળાઈ જતાં લક્ષ્મીદાસ બોલ્યા: "વઢી ગયાં હોય તોય શું થઇ ગયું? ચોરીમાં બેઠો હોય ત્યાંથી ઉઠાડી લાવવાની મને હિંમત છે. એ તો દૂર રહ્યો રહ્યો આટલું ય લખી શકે છે. મને એની સામે તો જવા દે, પછી જોઉં છું કે મારે મોંઢે કેવોક જવાબ આપે છે"

એટલું બધું ભયંકર રૂપ આપવાનું કારણ ન લાગતાં રતનબાએ કહ્યું: "તમારે ત્યાં જવાનીયે શી જરૂર છે? એણે ગમે તે વિચાર કર્યો હશે, પણ તમને પૂછ્યા ઉપર જ હજુ તો રાખ્યું છે ને? તમે એને પૂરી સમજ પડે તેવો બીજો કાગળ લખો તો જુઓ. પછી એ ના સમજી જાય તો."

"તારા ડહાપણ પ્રમાણે કરું ત્યારે તો બેડો પાર જ થઇ જાય!" અંદરમાં સર્વ સમજી જતું લક્ષ્મીદાસનું વ્યાવહારિક મગજ તો ક્યારનું ય જાણી ગયું હતું કે ઢીલ કરવાથી આનું શું પરિણામ આવે. અને એ જણાવતાં એ બોલ્યા: "અત્યાર સુધી ભોળે ભાવે રહ્યા તેમ હજુ થોડા ડહાપણ રહીએ, એટલે નાખી જ નાખવાનું! એ તો કાલે જ સવારની ગાડીમાં જઇ પહેલી તકે એને અહીં ખેંચી લાવવો પડશે."

એને મહત્ત્વ ન આપતાં રતનબાએ કહ્યું: "એટલી બધી ઉતાવળ નહિ કરો, તોય કંઈ બગડી જવાનું નથી."

મંદ વિદ્યાર્થી ઉપર શિક્ષક એની મંદ બુદ્ધિથી કંટાળી ચિડાય તેમ લક્ષ્મીદાસ ચિડાઈ જતાં બોલ્યા: "બગડી જાય ત્યારે, તું આડા હાથ દેવાની, ખરી ને?"

પોતાના પત્નીત્વને પતિમાં સમાવી દેતાં રતનબા બોલ્યાં: "મારે શું! તમારે ઠીક લાગે તેમ કરજો ને!"

છતાં લક્ષ્મીદાસના મનનો ઉભરો શમ્યો નહિ એમણે મગનભાઇને ઘેર જઇ ખાનગીમાં વાત કરી. સલાહકાર તરીકે શંકરભાઇને ને રેવાભાઇને પણ

બોલાવવામાં આવ્યા હતા. મનનો ઉભરો ઠાલવ્યા પછી પોતાના સત્કાર્યમાં જોડાવા, વાત જાહેર ન થઈ જાય માટે બધાંને નહિ પણ એકને આમંત્રણ આપ્યું. અને એ મહદ્ભાગ્યનું માન દરેક બીજાને આપવા ઉદાર થયા હોય તેમ મગનભાઈએ શંકરભાઈનું નામ સૂચવ્યું, શંકરભાઈએ રેવાભાઈને ટેકો આપ્યો. છેવટ એની બહુમતિએ મગનભાઈએ સાથે જવું એમ નક્કી કરી લક્ષ્મીદાસ, ચેન ન પડ્યું હોય તેમ, ભીડેયા.

એમની હાજરીમાં હિતેચ્છુનો દાવો કરતા એ મહાનુભાવોને અંતરથી ઓળખો ત્યારે માલમ પડે કે એ કેટલા લાગણીશીલ હતા!

શંકરભાઈ: "હવેજ ખબર પડશે! અત્યાર સુધી જેને હોય તેને લડાવી માર્યા છે, તે છેવટ પોતાનો વારો આવ્યો!"

રેવાભાઈ: "આજ ડહાપણની વાતો કરે છે, પણ વિઠ્ઠલભાઈના રમણને એજ ચડાવનારા! બિચારો એ કશુ જાણતો ન હતો, પણ ગોમજીભાઈ કહેતુ કે છોડી ઓછું સાંભળે છે."

મગનભાઈ: "એમના મનમાં કે છો ને જાણે વિઠ્ઠલભાઈનું નાક કપાતું."

શંકરભાઈ: "એમનુ તો કાંઈ ના કપાયું, પણ પોતાનો વારો આવ્યો."

રેવાભાઈ: "હજુ અરવિંદ નહિ માને ત્યારે એ બધું છે ને!"

મગનભાઈ: "તે હું સાથે છું ને! લાગ આવશે એટલે ફૂંક મારી દેઈશ. છો ને થતી જોવા જેવી!"

વળી વિવાહની યોગ્યાયોગ્યની, ચર્ચા કરતાં શંકરભાઈએ કહ્યું: "ગમે તેમ પણ વેરીભાઈને ત્યાં કરવાથી નાક તો કપાય જ."

"કેમ?" રેવાભાઈએ જાણીને પૂછ્યું.

"શું તમેય અજાણ્યા થાઓ છો! ગમે તેટલો પૈસાદાર થયો, પણ નાતરિયો મટી ગયો?"

એને ઝાઝું મહત્ત્વ ન આપતાં રેવાભાઈ બોલ્યા: "હવે નાતરિયા ને બાતરિયો. એવું તો ધનની તળે ક્યાંય દબાઈ જાય."

શંકરભાઈ: "આપણા મનથી ને?"

એ બધી ભાંજગડને જવા દેતાં રેવાભાઈએ કહ્યું: "ગમે તેમ પણ આપણે આ વખતે ચૂકવાનું નથી."

મગનભાઈ: "બહુ વરસે લાગમાં આવેલા કાકાને જવા દેઉં ત્યારે તો હું ભત્રીજો શાનો!"

સજિયાદ. તા ક્રી ઈશ્વર પેટલીકર

# સામાજિક આન્દોલનો જગાવો

પાટીદાર જ્ઞાતિના રિવાજોમાં ફેરફાર કરવા માટે શું કરવું ઇષ્ટ છે, તે બાબત વિચાર કરવા ભેગા થવું જરૂરી છે. આ માન્યતાથી પ્રેરાઇને તા. ૯ : ૪ : '૪૪ને દિવસે વડોદરામાં પાટીદાર છાત્રાલયના મકાનમાં, શહેરમાં રહેતા જુદા જુદા ગામના લગભગ પચાસ સાઠ પાટીદાર ભાઇઓ ભેગા થયા હતા.

આ સભાના હેતુ બાબત આખી જ્ઞાતિના જુવાન અને વૃદ્ધ ભાઇઓને વિચારવા જેવું એક નિવેદન રજુ કરવામાં આવ્યું હતું, જે આવતા અંકમાં પ્રગટ થશે.

સભામાં હાલ તુર્તને માટે થોડાક જ પ્રશ્નો ચર્ચી સૂચના રૂપે નીચેના સાત ઠરાવો કરવામાં આવ્યા હતા; અને હવે પછીનું કામ કરવા માટે આખી જ્ઞાતિના અને એટલા ભાઇઓની મદદ લેઇ સામાજિક સુધારાનાં આન્દોલનો જગાવવાની યોજના ઘડવા એક કમિટી નીમવામાં આવી છે. આ ઠરાવોના શબ્દોની મિથ્યા ચર્ચા કરી વખત ન બગાડતાં આ ઠરાવો પાછળ જે હેતુ રહેલા છે તે દરેક ભાઇ સમજે છે, અને તે હેતુની સિદ્ધિ માટે દરેક ભાઇ પ્રામાણિક પ્રયત્ન કરશે એમ સભાના દરેક ભાઇને આશા જણાય છે. એટલે આ પ્રવૃત્તિ કંઇક આગળ વધે એમ લાગે છે

આ ઠરાવો વડોદરા પૂરતા જ નથી અને તે ઉતાવળના પણ નથી. પરંતુ આ જાતના ઠરાવો અને તેને લગતી પ્રવૃત્તિ શરૂ થયેલી જાણી એકાદ વખત જ્ઞાતિના ઘણા ભાગના લોકો ભેગા મળવા પ્રેરાય એ હેતુથી જ આ ઠરાવો પ્રસિદ્ધ કરવાનું જરૂરી લાગે છે. આશા છે કે ગામે ગામના પાટીદાર ભાઇઓ આખી જ્ઞાતિના હિત માટેની આ પ્રવૃત્તિ આગળ ધપાવવા શક્ય તેટલો સહકાર આપશે.

## સૂચના રૂપે થયેલા ઠરાવો

ઠરાવ નં. ૧ : જમાનાની અસર અને મોંઘવારીના આજના સંજોગો ખ્યાલમાં રાખી આ સભા માને છે કે લગ્ન તેમજ બીજા પ્રસંગોના જમણવાર અંગેનો ખર્ચ જેમ બને તેમ ઓછો થાય તે માટે દરેક પાટીદાર ભાઇએ શક્ય તેટલા પ્રયત્ન કરવા જોઇએ. અને આ હેતુની સફળતા માટે દરેક ગામના પાટીદાર ભાઇઓને આજના સંજોગો ચાલુ રહે ત્યાં સુધી નીચેના અને એવા બીજા નિયમો સ્વીકારવા આ સભા ભલામણ કરે છે:

(અ) જાનમાં બને તેટલાં ઓછાં માણસો લેઇ જવાં. (બ) ખાસ કારણ સિવાય જાનમાં એક કરતાં વધુ દિવસ રહેવું નહિ. (ક) ખાસ અંગત

સંબંધ વગર જમણવારમાં ભાગ લેવા નહિ. (ખ) વડી, પાપડ અને ખોરૂં વગેરે લેવાનું બંધ કરવું. (ગ) જમણવારમાં બને તેટલી સાદાઈ રાખવી અને ખાંડનો વાપર ઘટાડી ગોળ વાપરવા પ્રયત્ન કરવો. (ઘ) કન્યાના પિતાને કન્યા માટે ખાસ જરૂર પૂરતાંજ કપડાંલત્તાં અને દરદાગીના લેવાની સરળતા આપવી. બનતા સુધી આ પ્રમાણેજ થાય તેવો આગ્રહ રાખવો.

**ઠરાવ નં. ૨:** ચાલુ જમાનામાં બારમાનો તથા રોવાકૂટવાનો રિવાજ બંધ કરવા જેવો લાગે છે, એટલે તે બંધ કરવા દરેક ગામના ભાઈઓને વિનંતી કરવામાં આવે છે.

**ઠરાવ નં. ૩:** વિધવા બેનો સિવાય કોઈને માટે પિરસણુ આપવા અગર લેવાનું બંધ કરવા તથા પિરસણમાં દાળ, ભાત, શાક, વગેરે બગડી જાય એવી ચીજો આપવાનું બંધ કરવા આ સભા દરેક ગામના પાટીદાર ભાઈઓને વિનંતી કરે છે.

**ઠરાવ નં ૪:** સામાજિક પ્રસંગોના ખર્ચ કરવાની બાબતમાં દેખાદેખીથી ખર્ચ વધતા જાય છે તે બરોબર નથી. માટે દરેક ભાઈએ પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે આવા પ્રસંગ અંગેનું ખર્ચ પોતાના સમૂહના મોટા ભાગના ભાઈઓના રીતરિવાજ અને સંજોગો ખ્યાલમાં રાખી સંયમપૂર્વક ખર્ચ કરવું જોઈએ, એમ આ સભા માને છે.

**ઠરાવ નં ૫:** આપણી જ્ઞાતિમાં પરઠણની પ્રથા દિવસે દિવસે વધતી જાય છે, તેથી કન્યાઓના પિતાઓને તેમજ કન્યાઓને અનેક જાતની મુશ્કેલીઓ પડે છે અને આખી જ્ઞાતિને લાંછન લાગે તેવા પ્રસંગો બને છે. આ સ્થિતિ તરફ આ સભા ચિંતાની નજરે જુએ છે. અને તેથી પરઠણની પ્રથા નાબૂદ થાય અગર તે ઓછી થાય તે માટે જ્ઞાતિનું હિત ઈચ્છનાર દરેક ભાઈને પોતાથી બને તેટલા પ્રયત્ન કરવા આ સભા વિનંતી કરે છે.

**ઠરાવ નં ૬:** આપણા સામાજિક પ્રશ્નોની ચર્ચા કરી તેમાં સર્વમાન્ય ફેરફાર કરવા આપણે અવારનવાર ભેગા થવું જોઈએ એમ આ સભા માને છે. એટલે દરેક ગામના પાટીદાર ભાઈઓને પોતાના ગામમાં ભેગા મળી સામાજિક બાબતોમાં ગામના માણસોને માન્ય હોય તેવા ઠરાવો કરવા આ સભા વિનંતી કરે છે. આ બાબતમાં સમગ્ર જ્ઞાતિના માણસો પણ કોઈ કોઈ પ્રસંગે ભેગા થઈ કંઈક પગલાં ભરે તે માટે જરૂરી પ્રયત્નો કરવા શું કરવું જોઈએ, તે નક્કી કરવા જ્ઞાતિના થોડા આગેવાનોએ ભેગા થવું જોઈએ, એમ આ સભા માને છે.

ઠરાવ નં ૭ : આપણી જ્ઞાતિના સામાજિક રિવાજોમાં ફેરફાર કરવા જરૂરી શું કરવું જોઈએ, તેનો વિચાર કરી એક યોજના ઘડવા આ સભા એક કમિટી નીમે છે. સદર કમિટીએ જ્ઞાતિના જીવન ગામમાં રહેતા શક્ય તેટલા ભાઈઓનો સહકાર મેળવી, આ માટે એક યોજના ઘડવાની તેને સત્તા આપવામાં આવે છે.

ઉપરના ઠરાવોમાં 'પરઠણ' 'ગોળ તેરસાં,' 'ખાસ સંબંધ,' વગેરે શબ્દોની વ્યાખ્યા શી છે, તે પ્રશ્ન ઊઠ્યો હતો; પરંતુ ચર્ચાને અંતે એમ ઠર્યું કે શબ્દોની ચર્ચાની જરૂર નથી. આ ઠરાવોનો અર્થ શો છે તે દરેક ભાઈ સમજી શકે એમ છે. અને તેનો અમલ પ્રામાણિકપણે કરવા દરેક સમજુ ભાઈબેન પ્રયત્ન કરશે એમ માની તે શબ્દોની મારામારીમાં ઊતરવું બીનજરૂરી છે, એમ બધા ભાઈઓએ ઠરાવ્યું છે.

આ સભામાં વડોદરા શહેરમાં રહેતા ૩૫ વર્ષ ઉપરની ઉંમરના લગભગ વસો ગામના ભાઈઓએ ઘણી સારી સંખ્યામાં ભાગ લીધો હતો. તેથી સમજાય છે કે જ્ઞાતિસુધારાનાં આન્દોલનો જગાડવાની ભૂખ જ્ઞાતિમાં સારા પ્રમાણમાં જાગી છે. એટલે આ બાબત જોરદાર પ્રયત્નો અને પ્રવૃત્તિ શરૂ કરવાનો વખત આવી લાગ્યો છે. તે વખતનો લાભ લઈ જ્ઞાતિનું હિત ઈચ્છનાર ગામે ગામના યુવકો પોતપોતાને ગામે આ દિશામાં કંઈક પ્રવૃત્તિ શરૂ કરશે તો બધાને લાભ થાય તેવાં પરિણામ આવશે, એમાં શંકા નથી.

વડોદરા

ચિમનભાઈ મૂ. અમીન

---

## ગોચર સુધાર

આર્યોએ માતાના મધુર સંબોધનથી નદીઓને જેટલું મહત્ત્વ આપ્યું છે, તેટલું જ નહિ તેથી પણ અધિક મહત્ત્વ ગોમાતાને આપ્યું છે. નદીને તેમણે અઘનાશિની (પાપ નિવારણ કરનારી) કહી; અને ગાયને કામદુઘા (ઇચ્છિત વસ્તુઓને આપનારી) કહી છે. ગાયના રક્ષણ, પોષણ અને પાલન માટે વેદોમાં અનેક પ્રબંધ કરેલા છે. ગાયનું મહત્ત્વ સમજાવવા ગાયનાં અને તેના દૂધનાં વખાણ કરવામાં શાસ્ત્રોએ ઊણપ નથી રાખી. વેદકાળથી માંડીને આજ સુધી ગાયનું મહત્ત્વ એટલું ને એટલું જ જળવાઈ રહ્યું છે. ભગવાન કૃષ્ણના યુગમાં તે ગોપાલન ઉન્નતિને શિખરે હતું. મુસ્લીમ રાજ્યઅમલમાં પણ ગાયની યોગ્ય કદર થઈ હતી. મોગલ સમ્રાટોએ પણ ગાયનું મહત્ત્વ પિછાની તેના રક્ષણ

અને પોષણ માટે ઉત્તમ વ્યવસ્થા કરી હતી. પરંતુ છેલ્લાં સોએક વર્ષથી, ગાયની અગત્ય સમજવા છતાં, ગાયની અવગણના થઈ રહી છે. રાષ્ટ્રનું તે અણમોલ ધન અધોગતિને પંથે ઝડપથી દોડી રહ્યું છે. ભારતની જે ગાય એક વખત ખેતી માટે ઉત્તમ બળદ આપનાર અને ખોરાક માટે ઉત્તમ દૂધનો ઝરો ગણાતી, તે કામધેનુ આજે પાશ્ચાત્ય સંસ્કૃતિના આંધળા અનુસરણથી નિર્માલ્ય થતી ચાલી છે. હિંદની થોડીક સારી ગોશાળાઓ બાદ કરતાં, ભરવાડ, રબારી કે સામાન્ય ખેડૂતની ગાય જુઓ. હાડપિંજર ઉપર લટકતી ચામડી અને દૂધ વગરનાં આંચળ! આ અધોગતિનું કારણ શું? ઘણાં કારણો છે.

લોકો ચા પીતા થયા છે. ગાયના કરતાં ભેંસના દૂધની ચા સારી લાગે, તેથી ગાયના દૂધની ખપત અને કિંમત ઘટી. લોકો ગાયના દૂધના ગુણ જાણે છે, પણ દૂધ જ કોણ પીએ છે? ચામાં તો ગાયનું દૂધ ન ચાલે!

ગાય કરતાં ભેંસનું દૈનિક દૂધ પણ વધારે, તેથી હાથમાં દેખી શકાય તેવી તેની રોકડ આવક પણ વધારે. પછી ભલે ને ભેંસની પાડા રૂપી અર્ધી ઓલાદ નકામી જાય, અથવા તેનું એકંદર વાર્ષિક સરેરાશ દૂધનું ઉત્પન્ન ઓછું હોય!

દૂધ એ દૂધ તરીકે જેટલું વપરાય છે, તેના કરતાં વધારે તો તે ઘી અને માવાના રૂપમાં વપરાય છે. ભેંસના દૂધમાંથી ઘી અને માવો વધારે પ્રમાણમાં નીકળી શકે છે, અને તે દેખાવ વગેરેમાં પણ સારાં લાગે છે, તેથી પણ ગાયની અગત્ય ઓછી થઈ.

મોટાં શહેરો વિકસાવવાની ધૂનમાં સરકારે પણ ગાયના ગોચરોનું રક્ષણ કરવા તરફ પૂરતું ધ્યાન આપ્યું નહિ. શહેરોના વિકાસ માટે અને ખેડાણ જમીન વધારવા માટે ગોચર તોડ્યાં, તેથી ગાયને ચરવાનું ઓછું થયું; એટલું જ નહિ, પણ ઓછી જમીન ઉપર વધારે ઢોરને ચરાવવાનો બોજો આવ્યાથી ચોમાસાની શરૂઆતથી જ ગોચર સાફ થઈ જવા માંડ્યાં; પરિણામે ગોચર ઘાસવિહોણાં અથવા હલકી જાતના ઘાસવાળાં થઈ ગયાં. જૂના કાળમાં ગોચરની વ્યવસ્થા ગ્રામપંચાયતોને હસ્તક રહેતી, તેથી ગામલોકો પોતાની જરૂરિયાત મુજબ, પોતાના જ લાભ માટે ગોચરો સુધારવા તરફ ધ્યાન આપતા. પણ હવે તો ગ્રામપંચાયતો નષ્ટ પામી છે. ગ્રામપંચાયતના નવા કાયદા અનુસાર સ્થપાયેલી ગ્રામપંચાયતોને ભાગ્યે જ કરી આ વ્યવસ્થા સોંપવામાં આવે. અત્યારે તો ગોચરની વ્યવસ્થા મહેસૂલખાતું કરે છે. ગોચર ભગાવવાનું વ્યવહારુ અનુભવજ્ઞાન પ્રાચીન ગ્રામપંચાયતના વૃદ્ધ અગ્રણીઓ પાસે હતું, તે મહેસૂલખાતાના માણસો પાસે ન સંભવે; કારણ કે તેમના કાર્યની દિશા જ જુદી

છે. હિસાબ રાખનાર મુનીમને અથવા ઉઘરાણી કરનાર ગુમાસ્તાને વાવણી કરવા મોકલે તો પરિણામ શું આવે? વળી સરકાર ગોચર સુધાર માટે રેવન્યુ ખાતાને પૂરતી ગ્રાન્ટ પણ આપે નહિ, તો સુધારો શી રીતે શક્ય બને? આ બધામાં સરકારી તુમાર પદ્ધતિનો ઉમેરો થાય. એટલે બાકી શું રહે? એક નાનો સરખો સુધારો કરવા માટે પણ મંજૂરી મેળવતાં મહિનાઓ ચાલ્યા જાય. પરિણામે જેને આજે લોકો ગોચર તરીકે ઓળખે છે તે ગોચર નામને લાયક નથી રહ્યાં. તે તો છે અગોચર કે અધોચર—ગામની દુર્દશાની છબિ! ઘાસને બદલે બાવળની કાંટ, બોરડીનાં ઝૂંડ, કુમાડીઆં, ઝીંઝર અને તેવાજ નકામા છોડોનું નિવાસસ્થાન! સારા ઘાસનાં દર્શન ત્યાં સંભવિતજ નથી, એટલું જ નહિ પણ હલકા ઘાસનાંય દર્શન ક્યારેક દુર્લભ હોય છે.

કુંભાર અને ગામલોક ગમે ત્યાંથી ગમે તેવી રીતે માટી લેઇને, અને ગાળવા માટે છાણું કે છાણાં લેઇ જઇને ગોચરની દુર્દશામાં ઓર વધારો કરે છે. ગોચર ખાડા ટેકરાવાળાં અને રસકસહીન થતાં જાય છે. આ અને આવાં સેંકડો કારણો ગોચરની અધોગતિના મૂળમાં છે. આની માઠી અસર ગોપાલન ઉપર થઇ. કારણ કે પૂરતું ચરાણ ન મળવાથી ઢોર દિવસે દિવસે નબળાં થતાં ચાલ્યાં. નબળાં ઢોર આર્થિક રીતે ન પોષાયાથી કસાઇખાને ઘસડાઇ ગયાં. હિંદમાં દર વરસે નેવું લાખ ઢોર કસાઇખાનામાં કપાય છે.

ઢોરને માટે પૂરતું ચરવાનું ન મળવાથી ભરવાડ-રબારીઓ માથા ભારે થઇને ચોરીછુપીથી ઊભા મોલમાં ઢોર છૂટાં મૂકી દે છે, જેમાંથી ભરવાડ-રબારી અને ખેડુતો વચ્ચે દુશ્મનાવટ ઊભી થાય છે. જે બે કોમને એકબીજા ઉપર આધાર છે, તેજ બે કોમ વચ્ચે આવો કાયમી ખટરાગ રાષ્ટ્રને ખૂબજ હાનિકારક નીવડ્યો છે.

લીલું ઘાસ એ ઢોરનો સ્વાભાવિક ખોરાક છે. તાજું લીલું ઘાસ સૂકા ઘાસ કરતા અનેકગણું વધારે પૌષ્ટિક છે તે સ્વયંસિદ્ધ હકીકત છે. લીલા ઘાસથીજ ઢોર તંદુરસ્ત, ઉદ્યમી અને દૂઝાળું થાય છે. લીલું ઘાસ ન મેળવી શકતાં હોય તેવાં ઢોર રોગી, નબળાં, નિર્માલ્ય, દૂધ વગરનાં અને કમજોર થઇ જાય છે. વળી ચોવીસે કલાક ખીલે બાંધ્યાં રહેતાં ઢોર અલ્પાયુષી, રોગી અને નબળાંજ થાય. તંદુરસ્તી માટે કસરત અને સૂર્યસ્નાન પણ અનિવાર્ય છે. ગોચર આ બધું પૂરું પાડે છે. ઉત્તમ તાજું લીલું ઘાસ, કસરત માટે ફરવાનું વિશાળ હરિયાળું મેદાન, શુદ્ધ હવા, સૂર્યનો તાપ,

મધ્યાહ્ન પછી ઝાડનો છાંયો અને શાન્ત તાજગીભર્યું વાતાવરણ. એટલા માટેજ પશુપાલનના ઉદ્ધાર માટે જે જુદી જુદી પ્રવૃત્તિઓ ચાલે છે, તેમાં ગોચરસુધાર પણ એક અગત્યની પ્રવૃત્તિ છે. જેટલું મહત્ત્વ ગોવંશસુધાર, પશુપોષણ, પશુપરિવર્ધન, દૂધ, ચર્માલય, વગેરેના સંશોધન અને પ્રચારકાર્યનું છે, તેટલુંજ મહત્ત્વ ગોચરસુધારની પ્રવૃત્તિનું છે.

ગોચરની વ્યવસ્થા જ્યાં સુધી તેના ઉપયોગ કરનારાઓના હાથમાં ન આવે ત્યાં સુધી તેમાં મૂળભૂત સુધારા થવા સંભવિત નથી. આ વ્યવસ્થા ગ્રામપંચાયતને અથવા ગોચરનો ઉપયોગ કરતી પ્રજાના અગ્રણીઓનેજ સોંપાવી જોઇએ, એટલુંજ નહિ પણ ગોચરસુધારણાનો માર્ગ સરકારે સરળ કરી આપવો જોઇએ. ગામલોક 'બધાનું કામ તે કોઇનું નહિ' તે ભાવના છોડી દેઇને 'બધાનું કામ તે મારૂંજ કામ' એવી ભાવનાથી કામ કરે તોજ ગ્રામપંચાયતની વ્યવસ્થા દીપે. કારણ કે સૈકાઓ વર્ષની ગુલામીને અંતે આપણી ભાવનાઓએ એવો પલટો ખાધો છે કે સાર્વજનિક કામો જોઇએ તેવા ટકાઉ ઉત્સાહથી કરવા માટે પૂરતા માણસો નથી મળતા. ઉચ્ચ ભાવના સિવાય સાર્વજનિક કામ સારાં ન થાય.

ગોચરનું મહત્ત્વ અને ગોચર બગડવાનાં કારણો વિષે વિચાર કર્યા પછી હવે આપણે ગોચર સુધારવાના ઉપાયોની વિગતમાં ઉતરીશું.

ગોચર ઢોરના ઘાસચારા માટે છે. ઘાસ સારી રીતે ઉગી શકે તેવા સંજોગો આપવા તે સૌથી પહેલી આવશ્યકતા છે. બાવળ, બોરડી, અને બીજા નકામા ઝાડ ઘાસ સાથે હરીફાઈ કરી, તેને ઉગવા નથી દેતા. બાવળામાં કે બોરડીના ઝુંડમાં સારૂ ઘાસ ઉગી શકે નહિ. છતાં અવારનવાર ઢોરને તેમજ માણસોને વિસામો લેવા માટે ઝાડ જરૂરી છે. તેટલા માટે વિસામા માટે છાયા પૂરતાં ઝાડ રહેવા દેઇને વધારાનાં ઝાડ, બોરડી, કુમાડીઆ, વગેરે નકામા ઝાડથી ગોચરને મુક્ત કરવા તે સૌથી પહેલું પગથિયું છે. ઝાડ કપાવવાથી જે થોડી ઘણી આવક થાય તે પણ ગોચરસુધારના કાર્યમાં વાપરી શકાય. વળી ઝાડ કપાવવાથી સુધારાનાં બીજાં કાર્યો પણ સહેલાઇથી થઇ શકે.

જમીન સપાટ કરી, જમીનનું ધોવાણ અટકાવવું તે બીજું પગથિયું ગણાય. કુંભાર, ઈંટવાળાઓ કે ગામલોકોએ માટી ખોદી પાડેલા ખાડા વગેરે પુરાવી સપાટ જમીન કરાવવી, તેમજ ચોમાસાના પાણીના વહેણથી પડેલા વહેળા પુરાવી અથવા યોગ્ય સ્થળોએ માટીના બંધ બંધાવી ધોવાણ અટકાવવાથી

જમીનની ફળદ્રુપતા જળવાઈ રહે છે, એટલું જ નહિ પણ ઘણું ખરું પાણી નાળાં મારફતે વહી ન જતાં જમીનમાં ઊતરી, લાંબા વખત સુધી લીલું છમ ઘાસ આપે છે. વળી આને પરિણામે કૂવાનાં પાણી પણ વધે છે.

બની શકે તો ગોચરને નિયમિત ખાતર મળે તેવી ગોઠવણ કરવી. આખા ગોચરના પાંચ સાત વિભાગ પાડી, દર વર્ષે એક એક વિભાગને ખાતર મળતું રહે તો તે ઉત્તમ ગણાય. આટલું ન બની શકે તોપણ ગોચરમાંથી છાણ લઈ જવાની સખત મનાઈ હોવી જોઈએ. ગોચરનું છાણ બાળનારને ગુનેગાર ગણી તેને યોગ્ય સજા થવી જોઈએ. છાણ એ તો ગોચરનું ઈશ્વરસિદ્ધ ખાતર છે, તેને બાળવા માટે વાપરવું એ પાપ છે.

ખેડ પણ ગોચરની ઉત્પાદન-શક્તિમાં સારો વધારો કરી શકે. ચાર પાંચ વરસે પહેલાં ચાસે ઓકાર હળવી ખેડ થાય તો જરૂર ઘાસનું ઉત્પન્ન વધે.

આ રીતે ગોચરની સ્થિતિ સુધારી, તેની ફળદ્રુપતા વધાર્યા પછી, તે ટકાવી રાખવા માટે પણ કાર્યશીલ રહેવું પડે. ચોમાસામાં શરૂઆતથી જ આખા ગોચરમાં ફાવે તેમ અને ફાવે ત્યાં ઢોર ચરવા માંડે તો ગમે તેવું ઉત્તમ ગોચર પણ થોડા વખતમાં નકામું થઈ જાય. ઘાસને પણ વધતાં વખત લાગે છે. જો ઢોર તદ્દન કુમળું ઘાસ ચરી જાય, તો ઘાસને વધવાનો અવકાશ ન મળે. તેનું બી. થતા અથવા ફરી ફૂટે તેવી ડાળી થતા પહેલાં જ ઢોર તે ઘાસ ચરી જાય તો તેને બીજો ફાલ આવે નહિ તેમ જ બીજે વરસે પૂરતું ઘાસ થાય નહિ; માટે વરસાદ શરૂ થયા પછી ઓછામાં ઓછું દોઢ માસ સુધી ગોચર બંધ રહેવાં જોઈએ. ગોચર ફરતી વાડ હોય તો જ આ શક્ય બને. ગોચર ફરતી વાડ અનિવાર્ય છે. વાડ વગરનું ગોચર રક્ષણ વગરના રાજ્ય જેવું છે. પણ આ કાર્ય આટલેથી અટકતું નથી. ગોચરના ૮ થી ૧૦ વિભાગ પાડી દેવા જોઈએ. તે દરેક વિભાગ ફરતી વાડ હોવી જોઈએ. ગામ નજીકના બે ત્રણ વિભાગ નાનાં વાછરડાં માટે રાખવા, બાકીના વિભાગ નિયમિત અમુક અમુક દિવસને અંતરે વારાફરતી ખુલ્લા મુકાય તો જ ઘાસ પોતાની વધારેમાં વધારે શક્તિ અનુસાર ઉત્પાદન આપી શકે. કારણ કે દરેક વિભાગમાં વારાફરતી ઘાસ મોટું થતું જાય તેમ તેમ ઢોર તેનો ઉપયોગ કરતાં જાય અને તેમને આખી મોસમ સતત સારું અને મોટું ઘાસ મળતું રહે. ઘાસની ઊગવાની પૂરેપૂરી શક્તિનો ઉપયોગ થાય અને તેનું વધારેમાં વધારે ઉત્પન્ન મળે, તેમ જ કેટલાક ઘાસનાં બી તૈયાર થઈ બીજા વર્ષની રોપ

જોતાં જમીનમાં રહે. થોડી જમીન ઉપર વધારેમાં વધારે ઢોર નભાવવાનો આજ માત્ર એક ઉપાય છે.

ઉત્સાહી ગોચર-સુધારકો ગામના ચરામાં ઉત્તમ જાતના ઘાસનાં બી દાખલ કરી શકે. પણ આ કાર્ય અઘરૂં છે અને તેમાં નિષ્ણાત અનુભવીની સલાહ સૂચના તેમજ ઊંડા અભ્યાસની જરૂર પડે છે. ઢોરને દરેક પ્રકારનાં પોષક દ્રવ્યો પૂરતા પ્રમાણમાં મળી રહે, જમીનના જુદા જુદા તત્ત્વોનો બરાબર ઉપયોગ કરી શકે, અને જમીનના જુદા જુદા થરમાંહેના ભેજનો ઉપયોગ કરી લાંબા વખત સુધી લીલો ચારો પૂરો પાડે, તેમજ હલકાં ભારે વરસો સહન કરી શકે, તેવી રીતે જાતજાતના ઘાસનાં બી ચરામાં દાખલ કરવાં જોઇએ.

સુધારાના આ ઉપાયો અમલમાં આવે તો અઢળક લીલું ઘાસ ઉત્પન્ન કરી શકાય; અને કદાચ એવો પણ વખત આવે કે આટલા બધા લીલા ઘાસનું કરવું શું. એવો પ્રશ્ન આવી પડે. જો તેને ગોચરમાંજ સુકાવા દેવામાં આવે તો તે બોજ ઉપર આડુ પડી, બીજે વરસે વરસાદ પછી જમીનમાંથી બહાર નીકળવા મથતી લીલા ઘાસની કુંપળોને વિઘ્ન કરે, નવું ઘાસ જલદી ઊગી શકે નહિ અને ચરામાં ઠેકઠેકાણે ખાલાં પડે. આવા વધારાના ઘાસનો પણ ઉપયોગ થઈ જવો જોઇએ. તેને ચરામાં પડ્યું રહેવા દેવું નહિ. સૂકા ઘાસને કપાવી, શિયાળા કે ઉનાળા દરમ્યાન તેનો ઉપયોગ થઈ શકે. પરંતુ આવી રીતે સૂકું ઘાસ સંઘરી રાખવા કરતાં તેનું સાઇલેજ બનાવી ઉનાળામાં વાપરવું વધારે લાભદાયી નીવડશે. સામાન્યતઃ ચોમાસામાં મજૂરોની ખૂબ તંગી હોય છે, તેથી તે સમયે મજૂરો રાખી, લીલું ઘાસ કપાવી સાઇલેજ ભરવો ન પોષાય. આ કામ માટે ઘાસ વાઢવાના ઓજારનો ઉપયોગ કરવો એ વધારે સલાહ ભરેલું છે. સાઇલેજ સહેલાઇથી પચે છે અને વધારે પૌષ્ટિક છે. વળી તેને સળગવાની ધાસ્તી નથી.

આમ ગોચરસુધારણા માટે અનેક ઉપાયો યોજવાની જરૂર છે. એકાદ સુધારો કરવાથી ગોચરની સ્થિતિ સુધરે નહિ. બધી બાબતો તરફ એકસરખું ધ્યાન આપવું જરૂરી છે. ઉત્સાહ, અનુભવી દોરવણી અને નાણાં સિવાય સંતોષકારક કાર્ય ન થઈ શકે.

ઉમેદભાઈ અવરાણી

# પ્રજાતંત્ર અને પાટીદારો

દુનિયામાં યુદ્ધ શા માટે થાય છે? દુનિયાની પ્રજાઓમાં પરસ્પર સમાનતાની ભાવના નથી, તેથી અંગ્રેજો કે અમેરિકનો એમ માને કે અમે જર્મનો કે જાપાનીઓથી ચડિયાતા. અમે દુનિયામાં રાજ્ય કરવા વધારે યોગ્ય, અમારું રાજ્ય દુનિયામાં હોવું જોઈએ; અને જર્મનો કે જાપાનીઓ એથી ઊલટું માને, એટલે પરસ્પર વિખવાદ ઊભો થાય અને પરિણામે યુદ્ધ આવી ઊભું રહે. આ અસમાનતાની ભાવનાથી જ પરસ્પર દુઃખ ઊભું થાય છે.

દક્ષિણ આફ્રિકાના ગોરાઓ એમ માને કે અમે રંગીન પ્રજાઓ કરતાં ચડિયાતા, એટલે એમાંથી રંગભેદ ઊભો થાય, પરસ્પર કલહો ઊભા થાય. પૂર્વ આફ્રિકા, ફિજી, કે હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં એક પ્રજા બીજી પ્રજાઓને હલકી ગણે ત્યાં ત્યાં આ સ્થિતિ આવીને ઊભી જ રહેવાની.

અમેરિકામાં અમેરિકનો નિગ્રોને પોતાથી ઊતરતા ગણે, એટલે અમેરિકનો અને નિગ્રો વચ્ચે હુલ્લડ થવાના. ફ્રેન્ચો આરબોને ઊતરતા ગણે, એટલે સીરિયા, લેબેનાન કે મોરોક્કોમાં ફ્રેન્ચ-આરબ ઝઘડા થવાના જ.

જાપાનીઓ પોતાને દુનિયાની બીજી પ્રજાઓ કરતાં ઊંચી કક્ષાના માને, એનું પરિણામ તો જાપાનીઓ અને બીજી પ્રજાઓ વચ્ચે ખૂનખાર યુદ્ધોમાં જ આવવાનું.

હિંદુસ્થાનમાં અંગ્રેજ પોતાને હિંદીઓથી ચડિયાતા માની રેલવેના કે સ્ટીમરના પહેલા બીજા વર્ગમાં જ મુસાફરી કરે, સિમલા-આબુ-માથેરાનમાં જ પોતે રહેવું જોઈએ એમ માને, પોતાનાં જ સ્ત્રીપુરુષની આબરૂની દરકાર રાખી હિંદીઓ સાથે અયોગ્ય વ્યવહાર ચલાવે, તો પરિણામે વેરઝેર સિવાય બીજી શાની આશા રાખી શકાય?

હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય લોકો શૂદ્રોને હલકા ગણે, તેમને અડે નહિ, તેમને મંદિરો, શાળાઓ, ધર્મશાળાઓ, કૂવા, દવાખાનાં, વગેરેથી અળગા રાખે એનું પરિણામ શું આવ્યું છે તે તો આપણને ખબર છે. શૂદ્રો અજ્ઞાન તથા ગરીબાઈમાં સબડે છે. હિંદીઓમાંથી ૭ કરોડની આ દશા હોય તે દેશની પ્રજામાં સંગઠન શી રીતે આવે?

હિંદુઓ મુસલમાનને હલકા ગણે, મુસલમાનો હિંદુઓને કાફર ગણે, ત્યાં પ્રજામાં એકતા સંભવે શી રીતે?

હિંદુઓમાં બ્રાહ્મણ પોતાને સૌથી શ્રેષ્ઠ માને, વાણિયા વળી પોતાના ધનના અભિમાનમાં રચ્યાપચ્યા રહે, રજપૂતો હજી પોતાને 'દરબાર' જ માન્યા

કરે. પાટીદારો તો પોતા સિવાય બીજા કોઈનો ધરોજ ન કરે; આ પરિસ્થિતિમાં હિંદુઓ નિર્બળ ન રહે તો બીજું થાય શું?

દુનિયામાંથી દેશમાંથી, પ્રાન્તમાંથી વેરઝેર કાઢી નાખવાં હોય, પામરતા કમી કરવી હોય, મિથ્યાભિમાનનો નશો ઉતારવો હોય તો સમાનતાની ભાવનાનો માણસજાતમાં સંચાર કરવો જોઈએ એ ભાવના નહિ આવે ત્યાં સુધી દુનિયા, દેશ કે પ્રાન્ત સુખી થવાનો નથી, એનામાં રહેલી વીજળી પ્રગટી ચેતનનો અંબાર ફેલાવાના નથી.

પાટીદારોમાં આ ભાવનાનો અભાવ બીજી નાતોના માણસો કરતાં વધારે જોવામાં આવે છે તેઓ બ્રાહ્મણ વાણિયાને 'ઠીક છે' એમ માને છે; અને ગરાસિયા, સોની, સુતાર, લુહાર, મોચી, ઘાંચી, વણકર, વાઘરી, વગેરેને તો કશા લેખામાંજ ગણતા નથી. સ્ત્રીઓ તરફનું પણ તેમનું વર્તન એવુંજ હોય છે. આ પરિસ્થિતિ પાટીદારોની ચડતીમાં, આપણા દેશની ચડતીમાં, દુનિયાની ચડતીમાં વિઘાતક છે.

પાટીદારોમાં લેવા પાટીદારો, કડવા કે આંજણા પાટીદારોને હલકા માને. કડવા કે આંજણા લેવાઓ સામે બળે, આ વસ્તુસ્થિતિ ઇષ્ટ નથી.

ચરોતરના પાટીદારો કાનમ, વાકળ, દંઢાવ્ય કે બીજી જગાના પાટીદારોને હલકા માને ત્યાં પરિણામ શું આવે? પાટીદારો પોતેજ નિર્બળ બને, દુઃખી થાય.

ચરોતરમાં પણ પાટીદારો કણબીને તિરસ્કારે, બાર ગામ વાળા બીજા ગામોના પાટીદારને નહિ જેવા માને, ચૌદ ગામ બાંધવા ઇચ્છનારા ચૌદ સિવાયનાનો કંઇ હિસાબ ગણે નહિ; આ ભેદની ભાવનાને પરિણામે ભેદ-ભાવની વૃદ્ધિ થાય નહિ, ઐક્ય જામે નહિ, આર્થિક કે સામાજિક પ્રગતિ સાધી શકાય નહિ; ઊલટું આથી વિરોધજ પેદા થાય.

પાટીદારો કુંભાર, વાળંદ, વાઘરી, ઢેડભંગી તથા એવી બીજી નાતો જોડે કેવી રીતે વર્તે છે? એ નાતોનાં મોટી ઉમરનાં સ્ત્રીપુરુષોને પણ તેઓ તોછડાઈથીજ બોલાવે છે, તેમની પાસે ઘણી વાર બળજબરીથી કામ લે છે. આને પરિણામે આપણે ત્યાં પ્રજાતંત્ર શી રીતે આવે?

પ્રજાતંત્ર માટે પહેલામાં પહેલી વસ્તુ તો માણસ માણસ વચ્ચે સમાનતાની ભાવનાની જરૂર છે. આ ન હોય ત્યાં પ્રજાતંત્ર આવી શકતું નથી; ત્યાં અમુકજ નાતોનું કે વ્યક્તિઓનું રાજ્ય ચાલે છે; અને એવું રાજ્ય ચલાવનાર કે રાજ્યના ભોગ બનનાર કોઈને ઊંચે ચડાવી શકતા નથી, કોઈને સુખશાન્તિ આપી શકતા નથી.

આપણે સ્વરાજ જોઈતું હોય, આપણે સમૃદ્ધ બનવું હોય, આપણે સુખી જીવન ગુજારવું હોય તો ફક્ત અંગ્રેજો સામે લડીને જ આપણે તેમ નહિ કરી શકીએ; અંગ્રેજો સામે લડવાની સાથે સાથે આપણે આપણામાં રહેલી મિથ્યાભિમાની વૃત્તિ સામે પણ લડવું જ પડશે. ગુજરાતની ઘણીખરી કોમોને ઠીક ઠીક બીક છે કે સ્વરાજ આવશે તો તે પાટીદારો જ ભોગવશે. આ કોમની બીક ખોટી છે એમ આપણે આપણું વર્તન સુધારી તેમને બતાવી આપવું રહ્યું.

બીજાને હલકા ગણવાની ભાવનાથી તેવી ભાવના રાખનાર તથા તેવી અવગણનાનો ભોગ બનનાર, બંનેનું પતન થાય છે. ગુલામ રહેવું કે બીજાને ગુલામ બનાવવા, એ બંને વસ્તુઓ અધઃપતનને રસ્તે દોરી જનારી છે. અમો પાટીદારોએ આ વસ્તુ સમજી જઈ એમાંથી મુક્ત રહેવું ઘટે. આમ બનશે તો જ તેઓ સુખી થશે તથા બીજાને સુખી થવાની તક મળશે.

વડોદરા — શંકરભાઈ સો. પટેલ

---

## પૂર્વ આફ્રિકા અખિલ પાટીદાર સંઘ

સંવત ૧૯૯૯ના આસો માસના 'પાટીદાર'ના અંકમાં 'પાગલ વિચારણા' એ શિર્ષક નીચે જે લેખ પ્રકટ કરવામાં આવેલ છે તે ખરેખર મનનીય છે અને મારી તે સંબંધે નીચે પ્રમાણે નમ્ર સૂચનાઓ છે:

૧. પૂર્વ આફ્રિકામાં પાટીદાર કોમની વસાહત મારા જાણવા મુજબ લગભગ ઇ. સ. ૧૯૦૨થી શરૂ થયેલ છે. એટલે કે આજ લગભગ બેંતાળીસ વર્ષની વસાહત થવા છતાં પાટીદાર જેવી સુશિક્ષિત અને લાગવગવાળી કોમને પોતાનો અવાજ બહાર કાઢી પ્રકાશમાં લાવવા માટે એક પણ મુખપત્ર અગર માસિક ન હોય એ ખરેખર કોમને શોભાસ્પદ ન ગણાય.

૨. કોમના અમુક બંધુઓએ તો કાયમનો વસવાટ કરી આ પ્રદેશને અપનાવ્યો છે, અને કોમની સંખ્યા આ પ્રદેશમાં દિનપ્રતિદિન વધતી જાય છે. તેથી કોમની પ્રગતિ માટે, કોમના હિતાહિત સંબંધે ચર્ચા કરવા માટે એક સ્વતંત્ર માસિક કોમની માલિકીનું હોવું જોઈએ.

૩. આખા યે પૂર્વ આફ્રિકામાં વસતા પાટીદારબંધુઓનાં નામ, કામ, ધંધો તથા દેશનું ગામ, વગેરે માહિતી આપતું એક વસતિપત્રક તૈયાર કરી પ્રકટ કરવું, જેથી દરેક પાટીદારબંધુ એકબીજાને ઓળખી શકે.

૪. આ પ્રદેશમાં વસતા પાટીદારભાઈઓના હિંદુસ્તાનની વીમા

કંપનીઓમાં લાખો રૂપીઆના વીમાઓ છે; પરંતુ આવીજ વીમા કંપની પાટીદાર કોમની સ્વતંત્ર હોય તો ખરેખર ઇચ્છનીય છે. આ પ્રદેશમાં પાટીદારભાઇઓની સંખ્યા હજારોની છે અને ભાગ્યેજ કોઇ એવો હશે, જે પોતાનો બનતો ફાળો આવા સાહસમાં આપવા માટે આનાકાની કરે. આવીજ વીમા કંપની આ પ્રદેશમાં કચ્છમાકચ્છી ભાઇઓની 'ધી જ્યુબીલી ઇન્સ્યુરન્સ કું.' હાલમાં મોજુદ છે.

૫. તેવીજ રીતે પાટીદાર કોમ સહકારથી જો ધારે તો પોતાની બેંક, ખેતીવાડી. વગેરે ચલાવી શકે, જેમાં બીજા અનેક પાટીદારબંધુઓનો નિર્વાહ ચલાવી શકાય.

૬ ઉપર જણાવેલ યોજનાઓ ઊભી કરવા માટે અને આખી પાટીદાર-કોમને સંગઠિત કરવા માટે પૂર્વ આફ્રિકાના કોઇ પણ શહેરમાં (ખાસ કરીને વિકટોરિયા ન્યાન્ઝા સરોવરના કોઇ પણ બંદરે, જે દરેક પ્રદેશના બંધુઓને સુલભ્ય થાય) 'પૂર્વ આફ્રિકા અખિલ પાટીદાર સંઘ'ની બેઠક ભરવી, જેમાં પૂર્વ આફ્રિકાના દરેક પ્રદેશ(કેનિયા. ઉગાણ્ડા, ટાંગાનિકા અને ઝાંઝીબાર)ના. પાટીદાર સમાજના પ્રતિનિધિઓને નિમંત્રણ આપવું. આ બેઠકની અંદર પાટીદાર કોમની પ્રગતિવિષયક ચર્ચા કરી જરૂરી પગલાં લેવાં.

દારેસલામ,
તા. ૨૨ : ૧૨ : '૪૩ મોતીભાઇ કે. પટેલ

—x—

## ચર્ચાપત્ર

### ચરોતર–કાનમનો કન્યાસંબંધ

ગયા માહ માસના 'પાટીદાર'ના અંકમાં ભાઇ રાવજીભાઇએ 'પરણ્યાનાં પાપ' વિષે પોતાના વિચારો રજૂ કરેલા; તેના ઉપર ગયા અંકમાં ભાઇ ચતુરભાઇએ ગરમ પાણી રેડ્યું છે. ભાઇ રાવજીભાઇના "દરેક કાનમ–વાકળ-વાસીને કહી દેજો, કે અમારે તમારી પરણ્યની ને દીકરીની જરૂર નથી, મહેરબાની કરી હવે ચરોતરમાં આવવાનું ભૂલી જજો." એ વાક્યથી કાનમવાસી ભાઇ ચતુરભાઇ ઊડી પડ્યા હોય એમ લાગે છે. પણ વાસ્તવિક રીતે ભાઇ રાવજીભાઇની સલાહથી તેમને ગરમ થવાનું કંઇયે કારણ નથી.

ભાઇ ચતુરભાઇ ઇચ્છે છે તેમ ચરોતર–કાનમ–વાકળ એક થાય તો સમસ્ત પાટીદાર કોમનું સદ્ભાગ્ય જ લેખાય! પણ મને તો આની શક્યતા હાલ

સારી છે, પણ હું તેમને પૂછું કે ભાઈ રાવજીભાઈ આવી સલાહ આપે તો તેને સાંભળવા તૈયાર કોણ છે? કન્યા કોણ કોને આપે તે બાબતમાં આખી પાટીદાર જ્ઞાતિમાં કોઈનાથી યે કંઇ દલીલ થઇ શકે તેમ નથી. પછી ભલેને તે ચરોતર હોય, વાકળ હોય કે કાનમ હોય!

કન્યાની તેમ જ પરઠણની બાબતમાં ભાઇ ચતુરભાઈએ ચરોતર ઉપર જે હાથ કાલવ્યો છે તે ખરેખર કેટલેક અંશે સાચો તો હશેજ, પણ તેવાજ દોષોથી કાનમ-વાકળ મુક્ત છે એમ કહેવાની ભાઇ ચતુરભાઇ હિંમત ધરાવે છે ખરા? હું લાંબા વખતથી કાનમ-વાકળમાં રહું છું, ને તે પ્રદેશના વ્યવહારોથી ઠીક ઠીક પ્રમાણમાં માહિતગાર પણ બન્યો છું; તેથી હું એ કહેવાની હિંમત ધરાવું છું કે કાનમ-વાકળવાસીઓ પણ 'પરઠણના પાપ'માંથી મુક્ત નથી. ઠેઠ રાજપીપળા સ્ટેટનાં લાછરસ, ઉમલા, માલસર, પાણેથા, વગેરે સુધાં સારા ગામોના પાટીદાર ભાઇઓ કાનમ-વાકળનાં 'પરઠણના પાપ'થી અજાણ્યા નથી. વળી ખુદ કાનમ-વાકળમાં પણ કન્યાઓની લેવડદેવડમાં અમુક અમુક ગામો વચ્ચે ભેદભાવ છે, એટલુંજ નહિ પણ તેઓ પણ 'પરઠણના પાપ'થી મુક્ત કે નિર્દોષ નથી.

વળી ભાઇ ચતુરભાઇના કહેવા પ્રમાણે 'ચરોતરની કુમારિકા ને કાનમ-વાકળના વાંઢા'ની માફક તેમણે પોતેજ 'કાનમ-વાકળની કુમારિકા ને રાજ-(રાજપીપળા સ્ટેટના ગામો)ના વાંઢા' જેવું જ્ઞાતિહિત તેમણે વિચાર્યું છે ખરું? કહેવાની મતલબ કે બીજાના દોષો જોવાથી સુધારો થઇ શકતો નથી. પણ હમેશા સમજવું જ રહ્યું કે લખવું એ એક જુદી વાત છે ને તેને પ્રત્યક્ષ અમલમા મૂકવું એ પણ જુદીજ વાત છે. લખવા પ્રમાણે અમલ કરનાર તો વિરલજ હોય છે, ને તેથીજ પાટીદાર કોમની ઉન્નતિ હાથવેંતમાં જણાતી નથી. સમાજને સુધારવા ઇચ્છતા દરેક યુવકે પ્રથમ તો પોતે પોતેજ સુધરવું જોઇએ, ને પોતે ઇચ્છતા પ્રત્યેક સુધારાને તેની મહત્તા સમજી આચરણમાં મૂકતાં શીખવું જોઇએ. સમાજને સર્વથા લાભકારી જણાતા પ્રત્યેક સુધારાને તેના સત્ય સ્વરૂપમાં નિહાળતાં શીખવું જોઇએ, ને તેને માટે આપણે સત્યના હિમાયતી બનવું જોઇએ. આપણા મનને સંયમરૂપી હથિયારથી છતવું જોઇએ ધૈર્યના અને દૃઢતાના પાઠનું અહર્નિશ મનન કરવું જોઇએ. સ્વાર્થ ને સ્વાર્થી વિચારોને ફગાવી દેવા જોઇએ. આટલું કર્યા પછીજ પોતે સુધરી શકે ને બીજાને સુધરવા ઉપદેશ આપી શકે. જે સુધારક યુવક અહંભાવને વધુ ને વધુ ગોઝારો જાણી તેને હંક

મુદતમાં પોતાનું કાર્ય ઉપાડી શકશે, તેજ કાર્ય ચિરસ્થાયી નીવડશે અને તેનાથીજ પોતાને, બીજાને ને આખા સમાજને જરૂર લાભ થશે. આજે પાટીદાર સમાજને ઉન્નતિને પંથે લેઈ જવા માટે આવા; સાચા સંયમી ને આદર્શ સુધારકોની જરૂર છે!

ફરમટી, તા ૨૨-૪-૪૪ મોતીભાઈ કુ. ઑંબણીકર

—x—

## ગ્રંથપરિચય

૧૭. ઘરની રાણી: કર્તા; ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશક—એન. એમ. ઠક્કરની કંપની: પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ, નં. ૨; પૃષ્ઠ ૨૪+૪૦૮; પાકું પૂંઠું, કિંમત રૂ. ૬-૧૨-૦ સાથી. પુસ્તક સ્ત્રીઓને વાંચવા લાયક છે. નારીજીવનને ઉપયોગી એકેએક બાબતને બાલિકાથી સમજતી નારીજીવન સુધી, સમૃદ્ધ અને આબાદ બનાવવાનો લેખકે સારામાં સારો પ્રયાસ કર્યો છે. લેખક શ્રી. ડુંગરસીભાઈ સમાજજીવનના ઊંડા અભ્યાસી હોઈ આવા પ્રશ્નો સારી રીતે ચર્ચી શકે. પરન્તુ નમ્રભાવે હું એક પૂછું ? ગૃહજીવનને ઉન્નત કે આદર્શમય બનાવવું હોય તો તેમાં પતિનો પત્નીને તેમ જ પત્નીનો પતિને, એમ અરસપરસ બંને એકબીજાને સહકાર આપે, અને એકબીજાને સહાનુભૂતિથી જુએ, હાથમાં હાથ મિલાવી. પોતપોતાનો કર્તવ્યધર્મ બજાવે, એ જ શોભાસ્પદ છે. જો આ ભાવના સાચી જ હોય તો પતિને રિઝવવાની કળા માત્ર પત્નીને માટે જ કેમ સર્જાઈ? પતિ એથી કેમ વિમુક્ત રહે? બને એકબીજાને રાજી રાખવા, સંતોષવા યત્નશીલ રહે, એ વધારે સુંદર નહિ? ગૃહજીવન સુખી બનાવવાનો આ સાચો માર્ગ નહિ? બાકી તો, એકંદરે પુસ્તક બધી રીતે બોધદાયક છે; અનેક ચિત્રોથી સુંદર, કળામય બનાવ્યું છે. શ્રી. કનુભાઈ દેસાઈ અને શ્રી. ભદ્રાબેન દેસાઈ જેવા કળાકાર દંપતીને હાથે આલેખાયેલ ચિત્રોથી પુસ્તક ખીલી ઊઠ્યું છે. ચોક્કસ ખાત્રી છે કે પુસ્તક વાંચનારને જરૂર પ્રિય થઈ પડે એમ છે. ખાસ કરીને, બેનોએ તો જરૂર વાંચી જવું જોઈએ, કારણ કે નારીજીવનને સ્પર્શી આ પુસ્તક લખાયું છે.

વિમળા અં. પટેલ

૧૮. શાનો આ ભૂખમરો?: મૂળ લેખક—મીનુ મસાણી; અનુવાદક—રતિલાલ મહેતા; પ્રકાશક—ધી મહાગુજરાત પબ્લિશિંગ કાં. લિ., કોટ, મુંબઈ; પૃષ્ઠ ૭૦, કિંમત આઠ આના. બહોળા વિસ્તારવાળી બેતીની [illegible]

અનુકૂળ હવામાન, ગાઢ જંગલો, વરસાદ તેમજ સંખ્યાબંધ નદીઓની કુદરતી બક્ષિસ આપણા દેશને છે; ધરતીના ખેડાણ માટે માનવશક્તિ છે; ઢોર છે. આ બધું છતાં આપણા દેશમાં એકલા ભૂખમરાથી જ અસંખ્ય માણસો મરણશરણ થાય છે. આ હકીકત છે. શ્રી. મીનુ મસાણીએ હિન્દના આ દુઃખનાં કારણ શોધ્યાં છે. સચોટ દલીલો સાથે એમણે આ નાની શી પુસ્તિકામાં બતાવી આપ્યું છે કે ખાતર નાખ્યા વિના જમીનનો પાક લીધા જ કરીએ તો જેમ જમીન કસ વિનાની બને છે તેમ આજે હિન્દ વિષે બની રહ્યું છે. સરકારે રહ્યાસહ્યા રસકસ પણ ચલણના ફુગાવાથી ચૂસી લીધા અને અપૂર્વ માનવશક્તિવાળા આપણા દેશને દરેક રીતે શક્તિહીન બનાવ્યો. આપણા ઉદ્યોગોને જમીનદોસ્ત કર્યા. આપણા ખેડૂત પાસેથી અનાજનો જથ્થો કાયદાને બળે લઈ લીધો. કંટ્રોલ્યો કકળાટ–અનાજ માટે કાળો કકળાટ. લેખકે પૂરવાર કર્યું છે કે આપણી અત્યારની આ સ્થિતિને માટે જવાબદાર આપણી સરકાર જ છે. આપણી સ્થિતિનું સાચું અને સચોટ ભાન આ પુસ્તિકામાંથી મળી રહેશે. ર.

૧૯ ભસ્મરેખા (પરિમલ ગ્રંથાવલિ ૪): લેખક–ચુનીલાલ વર્ધમાન શાહ: પ્રકાશક–ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃષ્ઠ ૧૨ + ૩૨૩, પાકું પૂઠું: કિંમત રૂ. ૩. સાહિત્ય એક દર્પણ છે તેમાં સંસાર–સમાજનાં પ્રતિબિંબ પડે છે અને વાચક તે સહેલાઈથી જોઈ શકે છે. આ નવલકથા લખનાર ભાઈ વાડે આપણા વર્તમાન સમાજની વિધવિધ પ્રકૃતિની મૂર્તિઓનાં પ્રતિબિંબ આ નવલકથામાં ઝીલ્યાં છે. વિભાવરી અને ચંદ્રવદન જેવાં, ભણતરને શાપરૂપ માનનારાં, આદર્શ પાત્રો આમાં છે. વડીલોની રૂઢિચુસ્તતા સામે જેહાદ ઉપાડનાર, અને તેથી જીવનભર દુઃખ વહોરનાર એ બંને પાત્રો વંદનીય છે. એમના આદર્શો પ્રશંસાપાત્ર છે એમની રહેણીકરણી અનુસરણીય છે. કૃષ્ણલાલ શેઠ જેવા આડંબરી, વ્યભિચારી અને અસત્યને પોષનારા વડીલની પુત્રી વિભાવરી, પિતા તરફથી આવતાં દુઃખોને જીવનભર સહી લે છે એથી કૃષ્ણલાલ શેઠની પ્રતિષ્ઠા કાંઈક અંશે જળવાય છે, પણ એ પ્રતિષ્ઠા એક નબળી એક રાક્ષસી જ હતી. વડીલો પ્રતિષ્ઠા જવાની બીકે પોતાના સંતાનોને કેટલી હદ સુધી પીડે છે, એ આ નવલકથામાંથી જોઈ શકાય છે. માનચંદ શેઠ અને શ્યામલાલ જેવાં, પૈસાને જ સર્વસ્વ માનનારાં પાત્રો પણ આપણા સમાજમાંથી મળી આવે. આમ ચારે બાજુથી દુઃખ વહોરનાર વિભાવરીની જીવનકથા આ નવલકથામાં આલેખાયેલી છે. એ નવલકથા નથી, પણ એક યુવતીની કરુણ રસથી ભરપૂર જીવનકથા છે. આપણા સમાજમાં કન્યાઓને એવાં જ દુઃખ વેઠવાં પડે છે. ર.

# પ્રસંગકથા

## પૂ. 'બા'નું જીવનચરિત્ર

અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના માનદ મંત્રીએ જાહેર કર્યું છે, કે ગુ. વ. સો.એ સદ્‌ગત શ્રી. કસ્તુરબા ગાંધીનું જીવનચરિત્ર બેનો પાસે લખાવવા અને તે માટે અરજીઓ મંગાવવા હાલમાં ઠરાવ કર્યા પ્રમાણે જે બેનોની ઈચ્છા એ જીવનચરિત્ર લખવાની હોય તેમણે એ જીવનચરિત્રની યોજના સાથે વૈશાખ સુ. ૧ સુધીમાં ગુ. વ. સોસાયટીને અરજી કરવી. એ ભારતદેવીનું જીવનચરિત્ર બેનોને હાથે લખાય એ ખ્યાલ સુંદર છે, કારણ કે નારીજનનું હૃદય નારીજનજ સારી રીતે ઓળખે. એ જીવનચરિત્ર જેમ વહેલું પ્રકટ થાય એમ સારું.

## વડોદરા નરેશના બીજાં લગ્ન વિષે મહિલાપરિષદ

"મુંબઈ, તા. ૮. અખિલ હિંદ મહિલા પરિષદનું અધિવેશન આજે સવારે ચાલુ થયું હતું. ...વડોદરાના મહારાજાએ પોતાના રાજ્યમાં એક-પત્નીત્વના કાયદાનો પોતેજ જે ભંગ કર્યો છે, તેની ઝાટકણી કાઢતો ઠરાવ જ્યારે શ્રીમતી લેલેએ પેશ કર્યો ત્યારે જોરદાર ચર્ચા થઈ હતી... રાણી લક્ષ્મીબાઈ રાજવાડેએ જોરદાર ભાષણમાં એવો નિર્દેશ કર્યો હતો કે રાજ્યમાં એકપત્નીવ્રતના કાયદાનો ભંગ કરવા માટે વડોદરા રાજ્યમાંના સંખ્યાબંધ લોકો સજા ભોગવી રહ્યા છે, અને રાજાને કશું ય ન થાય તે વ્યાજબી ન ગણાય. આ ઠરાવ પસાર થયો હતો" ('ગુજરાત સમાચાર,' તા ૯ : ૪ : ૧૯૪૪). પણ ત્યાર પછી તો એ વડોદરાનરેશ કાશ્મીરની શીતળ ટેકરી ઉપર લહેર મારવા ઉપડી ગયા છે એમ વર્તમાનપત્રો ઉપરથી જણાય છે.

## પોથીમાંનાં રીંગણાં

શ્રાવણ માસમાં ભટ્ટજી કથા કરતા હતા. અનેક ભાવિક ભક્તજનો એમની કથા શ્રદ્ધાથી સાંભળતા હતા. પ્રસંગ આવતાં ભટ્ટજીએ ભક્તજનોને ઉપદેશ આપ્યો કે રીંગણાં રંગે કાળાં હોવાથી—કૃષ્ણભગવાનના રંગનાં હોવાથી—એ ખાવામાં બહુ પાપ થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. કથાને અંતે ભક્તજનોએ ભટ્ટજીને કંઈ કંઈ ભેટો ધરાવી, તેમાં એક ભક્તજને રીંગણાં જ આપ્યાં હતાં અને તેથી તેજ એણે ભટ્ટજીની પોથી ઉપર ભેટ ધરાવ્યાં. ભટ્ટજીએ એ રીંગણાં પણ પોતાની ઝોળીમાં પધરાવ્યાં. એટલે, અંધશ્રદ્ધાથી મુક્ત એવા કોઈ તર્કશાસ્ત્રીએ એ ભટ્ટજીને પૂછ્યું કે ભટ્ટજી, ત્યારે આ રીંગણાં ખાશો તો

તમે પાપમાં નહિ પડો ! ભટ્ટજીએ કંડે પેટે જવાબ આપ્યો: "પોથીમાં લખેલાં રીંગણાં ન ખવાય, પણ પોથી ઉપર મૂકેલાં રીંગણાં તો ખાઈ શકાય, એમાં તો અમને કંઇ પાપ ન લાગે!" વડોદરાનરેશ પણ એ ભટ્ટજીની પેઠે કાયદાપોથીમાંથી બીજી પત્ની અને જીવતીજાગતી બીજી પત્ની વચ્ચે સાચો તફાવત જાણતા દેખાય છે.

## વડોદરામાં પાટીદાર ભાઇઓએ કરેલા ઠરાવ

વડોદરામાં રહેતા અનેક પાટીદાર ભાઇઓએ એકઠા મળીને ગોળના ભેદભાવનો વિચાર કર્યા વિના, સૌ પાટીદાર ભાઇઓને માફક આવે અને તેમને ઉન્નતિને માર્ગે ચઢાવે એવા કેટલાક સુધારા સૂચવતા ઠરાવો કર્યા છે, ને આ અંકમાં પૃ. ૨૦૧ ઉપર છાપવામાં આવ્યા છે. આપણામાં હાલ જે મુખ્ય રીતરિવાજો હાનિકર્તા છે, એમાંના ઘણાખરાનો એ ઠરાવોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જ્ઞાતિના હિત માટે વડોદરામાં એમ એકઠા મળી ઠરાવો કરનાર ભાઇઓએ આ જાતની પહેલ કરી છે, તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. અને અમુક ગોળના તેમ જ ગોળના ભેદભાવ રાખ્યા સિવાય પણ અનેક ભાઇઓ જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે એમ એકઠા મળે અને જ્ઞાતિહિતની ચર્ચા કરે તો બહુ લાભ થાય. વળી એ ઠરાવોમાંની સૂચનાનો આપણે અમલ કરીએ ત્યારેજ ખરો લાભ તો થાય, માટે સૌ વાચકો એ સૂચનાઓનો પોતાને ઘેર પ્રસંગ આવતાં તેનો અમલ કરે એવી આશા જરૂર રાખીએ.

## ગૃહક્લેશને પાપે

આખુદ કસુજીની ખડકીમાં રહેતા ગોરધનભાઇ પ્રાગજીભાઇના દીકરા રાવજીભાઇની યુવાન પત્ની કાશીએ પોતાનાં બે બાળકો મૂકી રાતના ૧૦ વાગ્યે ઘેરથી લોટો લેઇ કુવે પડવા માટે ગઇ. પરંતુ કોઇ રાંડેલી બાઇ તેની સગી જોતાં નીચે બેગી ગઇ અને તેના ગયા બાદ બીપણાને ફેરા ફરી કુવામાં પડી. આ વખતે ઠીકણાની દુકાન કરતા પુરુષોત્તમ બાબરભાઇની ઓરત પાણી ભરવા આવેલી, ને તે ગભરાઇ કુવામાં ઘડો દોરડા સાથે પડતો મૂકીને ઘેર નાઠી ને બૂમો પાડી. આથી લોકો ભેગ ને દરમિયાન બાઇના ધણી તરફથી લોટાની જગાએ બેડું નકી બહાર કાઢી લેઇ ગયાનું કહેવાય છે. બાદ રાતના બાઇ ગુજરી ગયા બાદ પોલીસને ખબર મળે તે પહેલાં ઉપર મુજબ ગોઠવણી કર્યાનું કહેવાય છે. પોલીસ તપાસ ચલાવી રહી છે ('ખેડા વર્તમાન,' તા. ૨૯ : ૩ : '૪૪). હિંદુ સંસારના ગૃહક્લેશ ભયંકર છે. ને નહિ ટળે, ત્યાં સુધી આપણે સુખી નથી જ થઇ શકવાના.

ઘરમાં મોરસ તથા ગ્યાસતેલ છે તેવી અરજી ઉપરથી કૂડગ્રેન કંટ્રોલ પોલીસ સ. ઇ. મિ. પંડ્યાએ આજ રોજ દરોડો પાડયો હતો. નીતમગૌરી બહારગામ ગએલાં હતાં અને ઘરમાં એક ક્રિશ્ચિયન બાઇ તથા એક બીજો માણસ હાજર હોવાથી તેમની રૂબરૂ ઝડતી કરતાં દોઢ ડબો કેરોસીન મળી આવ્યાથી પોલીસે કેસ દાખલ કર્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૪:'૪૪). આવું તો ઘણું યે બનતું હશે. વગવસીલા લોક પુષ્કળ મેળવીને કાયદા વિરુદ્ધ સંગ્રહ કરતા હશે અને સામાન્ય માણસો તેવી વસ્તુઓ વિના સંકટ ભોગવતા હશે.

### આણંદનો આર્તનાદ

"આણંદ, તા. ૧૩. બાજરીના પોકારને ત્રણ ત્રણ માસ વીતી ગયા છતાં આણંદની જનતા હજુ ય બાજરી માટે વલખાં મારી રહી છે પણ કોઈ સ્થળેથી બાજરી મળતી નથી. ખાંડ દોઢ શેર મળતી હતી તે ઘટાડીને સવાશેર કરી નાખવામાં આવી છે, તે જ પ્રમાણે ગોળમા પણ બન્યું છે. બશેર આપવાને બદલે એક શેર ગોળ આપવાનું ધોરણ કરતાં લોકોને વધુ ભાવ આપી ગમે ત્યાંથી ગોળ ખરીદવાની જરૂર પડે છે. વેપારીઓ આનો સારો લાભ ઉઠાવે છે. બાવીસ વેગનો ગોળનાં આવ્યા છતાં આમ કેમ બનતું હશે એ પ્રજાથી સમજાતું નથી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૪:'૪૪) અને અહુણા કેટલાક દિવસથી તો ગ્યાસતેલ સમૂળુ મળતું જ નથી, ન મળે બજારમાં, કે ન મળે સહકારી ભંડારમાં. તેને પરિણામે મારે જ રાતે દિવેલને કોડિયે દીવો કરીને વાંચવું પડે છે.

### આનો સાચો ઉપાય

સરકાર ખેડૂતો પાસેથી અનાજ ફરજિયાત ખરીદે છે, અને લોકોને વહેંચી આપવાની વાતો કરે છે. પણ અનેક જગાએ એવા ભંડારોમાં ભરેલું અનાજ સડી ગયાનાં દાખલા સંભળાય છે. આથી તો ઉલટું અન્નસંકટ ભેવડું વધે છે. આનો સાચો ઉપાય ખેડા જિલ્લાના કલેકટરે બતાવ્યો છે. "આણંદમાં ખેડા જિલ્લાના કલેકટર મિ. એંકરને આજરોજ પત્રકારોની અને ખબરપત્રીઓની સભામાં કહ્યું છે કે 'મને ખાત્રી થઇ છે કે પ્રજાના ચૂંટાએલા હોદ્દેદારો અને સભ્યો હોય તો જ સારું કામ થઇ શકે' ('ખેડા વર્તમાન,' તા. ૫:૪:'૪૪). દેશની વડી સરકારને આ વાત રુચતી હોય તો તેણે મહાત્માજીને અને મહાસભાના જે સભ્યોને દિવાલો પાછળ ખોસી ઘાલ્યા છે તેમને તુરત છોડી મેલવા ઘટે અને અન્નસંકટનો નાશ કરવામાં તેમનો સહકાર સાધવો ઘટે.

## સાસુને સંતાપે

બાવળા, તા. ૨૨ : અહીં આજરોજ બનેલા એક સમાચાર બનાવથી લોકોમાં ભારે અરેરાટી ફેલાવા પામી છે. વિગત એવી છે કે બાવળાના એક પાટીદાર સદ્‌ગૃહસ્થના દીકરાની વહુને સાસુ તરફથી કેટલાંય વરસોથી ખૂબ અસહ્ય ત્રાસ અપાતો હતો. જ્યારે સાસુના ત્રાસે માઝા મૂકી અને ત્રાસ અસહ્ય થયાથી વહુ ઘર છોડી ચાલી નીકળી. ત્યારે સાસુએ વહુની એક દોઢેક વર્ષની છોકરીને પણ તેના તરફ ફેંકી અને કહ્યું કે એકલી કયાં જાય છે? તારી છોકરીને સાથે લઇ જા અને હવે તારું કાળું મોંઢું બતાવીશ નહિ! વહુ બિચારી બૂમો ને મારને ત્રાસે ચાલી નીકળી. બાવળાની સીમના કુવા ઉપર જઇને છોકરીને છાનીએ હવાવીને કુવામાં પડતું મૂકી આપઘાત કર્યો. કહેવાય છે કે મરનાર બાઇ ગર્ભવતી હતી આમ સાસુને ત્રાસે ત્રણ જીવનો ભોગ લેવાયાથી ચારે બાજુ ખૂબ અરેરાટી ફેલાવા પામી છે. પોલીસ આ બનાવ અંગે તપાસ ચલાવી રહી છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૬ : ૩ : '૪૪). આપણા સંસારમાં સ્ત્રી જ સ્વજાતિના શત્રુનું કામ સારે છે! સાસુ-વહુના તેમજ નણંદ-ભોજાઇના ઝઘડા તો જાણીતા છે. તેમાં જે નિર્બળ, ઘણું કરીને વહુ તેમ જ ભોજાઇ, હોય તેણે આખરે વિના મોતે મરવું પડે.

## ચાર આનાની ચોરી માટે

પણ આવા પ્રસંગો રાજદરબારે ચડે તો તો જુલમગારનું આવી જ બન્યું સમજવું. "કરાંચી, તા. ૧૮. ઘરમાંથી ચાર આના ચોરી જવાની સસરાને તથા સાસુને શંકા જવાથી ૧૫ વર્ષની એક નુરજી નામની બાળ-ગૃહિણી ઉપર એના પતિની મદદથી સાસુસસરાએ ત્રાસ આપ્યો હતો. અદાલતના જણાવ્યા મુજબ આ ત્રાસ એટલો બધો અમાનુષી હતો કે તે ગુનાના ઇતિહાસમાં અજોડ છે. ન્યાયાધીશ આમાં જ્યુરીના સર્વાનુમતે સર્વેના નિર્ણયને મળતા થયા હતા. ન્યાયાધીશે આ ત્રણેને વધુમાં વધુ સખત એટલે કે જન્મદેશનિકાલની સજા ફરમાવી હતી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૯ : ૩ : ૪૪). દીકરાને પરણાવતાં વાજતેગાજતે અને જમી જમાડીને આનંદ ભોગવવાનું સૌને ગમે છે, પણ એ પરણેલા દીકરાની વહુ ઘેર આવતાં તેના ઉપર ભાવના કરતાંયે ક્રૂર ડોળા કાઢી તેને વધાવી લેવામાં આવે છે. પણ તેનાં ક્રૂર સાસરિયાંને આવી આકરી સજા થાય ત્યારે જ તેમની સાન ઠેકાણે આવે.

## ચૂંટણીઓમાં મહાસભાનો પ્રચંડ વિજય

કેટલાંક વર્ષોથી સરકારે ગુજરાતની અનેક મ્યુનિસિપાલિટીઓને

વ્યક્તિઓને, સંસ્થાઓને અને અન્ય મંડળોને સહાયક રકમો અપશે. નિર્વાહનું સાધન મળે તેમ ન હોય તેવાં વૃદ્ધ અશક્ત લોકોને મફત મદદ આપવા દરેક પ્રાન્તના સુબાને રૂ. ૧૦ હજાર અપાશે. જુદા જુદા પ્રાન્તોમાંના ભાવો એકસરખા ધોરણે રાખવા પગલાં લેવાનો પણ હુકમ થયો છે." ('નવગુજરાત' તા. ૨૦ : ૩ : '૪૪).

## અને છતાં યે એ રાજ્યમાં અન્નસંકટ

ઉપરની ઉદાર જાહેરાત પ્રકટ થયા છતાં એ રાજ્યમાં અનાજનું અને ખાંડ, ઘાસતેલ, વગેરે જીવનનિર્વાહની અનેક સામગ્રીઓનું સંકટ પ્રવર્તી રહ્યું છે. ખૂદ વડોદરા જેવા રાજધાનીના નગરમાંજ લોકો અનાજની બૂમો મારે છે. એ રાજ્યમાં પ્રજાને પૂરૂં થઇ રહે એટલું અનાજ પાકતું નથી, એટલે બહારથી લાવવું પડે છે પણ રાજ્યની વિચિત્ર પ્રણાલીથી રાજ્યમાંના અમુક લોકને રાજ્યનું અનાજ રાજ્ય બહાર મોકલવાની પરવાનગી અપાય છે. અને એ લોક એવી પરવાનગીથી અનાજ બહાર મોકલી દે છે અને એમ રાજ્યમાં એવડું અન્નસંકટ ઊભું રહે છે. પ્રજાના સર્વે પ્રાન્તોમાં આ દશા પ્રર્વતી રહી છે આનો ઉપાય કોણ કરે?

## સંગ્રહખોરી

આ અન્નસંકટની સર્વત્ર દશા આજ પ્રર્વતે છે. કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં છે, તેમજ અંગ્રેજી મુલકમાં છે અને છતાં ભાવનિયમન કરવું જ સરકાર આ સ્થિતિનો ઉપાય માને છે. પણ એથી તો ઉલટાં કાળાં બજાર ઊભાં થાય છે અને સંગ્રહખોરવૃત્તિ પેદા થાય છે "આણંદમાં ગઇ તા. ૧૫મીની રાતના મોટા અડધમાં રહેતા પટેલ હરમાનભાઇ બાબરભાઇ તથા વિઠ્ઠલભાઇ બાબરભાઇને ત્યાંથી ૪ ડબા કેરોસીનના તથા ૪ મણ મોરસ બે થેલામાં ભરેલી મળી આવવાથી પોલીસે તેમના ઉપર કેસ કરવાથી અટકમાં લેઇ મેજિસ્ટ્રેટ આગળ રજુ થતાં ગામમાં ઘણીજ સનસનાટી ફેલાવા પામી હતી અને સંઘરો કરનારા તો ઘણાજ ગભરાયા હતા, ને લાગ મળતાં કુવાનટમા નિકાલ કરી રહ્યા હતા. અને મોટરો તેમજ ઘોડાગાડીઓ રાતના બે વાગતા સુધી દોડી રહી હતી. મેજિસ્ટ્રેટે આરોપીઓને રાતના એક વાગ્યે જામીન લેઇ છોડવામાં આવ્યા હતા" ('ખેડા વર્તમાન', તા. ૧૯ : ૩ '૪૪)

## શિક્ષિકાના મકાનમાંથી કેરોસીન

"આણંદ, તા ૧૮ આણંદ ગર્લ્સ સ્કૂલનાં હેડ મિસ્ટ્રેસ નાનુમતીના

હિંદુ સમાજ, તારે ખાતર!!!

યાદ રાખશો? | દાન કરો

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ

---

બાળકો, બાળાઓ, કુમારો, વિધવાઓ, અશક્તો, વગેરે મળી ૧૭૧ અનાથો છે અને સંખ્યા વધતી જ જાય છે. નિશાળ છે, કન્યાશાળા છે. ઔદ્યોગિક શિક્ષણ માટે શીવણવર્ગ, સુથારીવર્ગ, ચિત્રકામ, પૉલીશકામ, નેતરકામ, નાના વિધવિધ નમુનાઓનું કામ, વણાટશાળા, છાપખાનું વગેરે વગેરે છે.

卐 卐 卐

કંઈ મદદ કરો તે

ખાદી, ધાબળા, પુસ્તકો, રૂ, દવા, ચંપલ, વગેરે ચીજોની અનાથો માટે ખાસ જરૂર છે.

**દરેક પ્રસંગે દરેક પ્રકારનું દાન અપાય છે.**

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં ભાઈબેનો પોતાની રકમના 'પોસ્ટલ ઓર્ડર ક્રાસ' કરી મોકલાવે છે, તેનો વટાવ બેન્ક વધુ લે છે; માટે સાદા ઓર્ડર અગર બેન્ક ડ્રાફ્ટના ચેક આવે તો વધુ સગવડ થાય.

રિપોર્ટ મફત મળે છે. તે પોસ્ટની ટીકીટ બીડી મંગાવો.

લખોઃ— મંત્રી,

હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.